# શિક્ષણ ચન્દ્રિકા

એટલે

પ્રાથમિક શાળાના શિક્ષકોને માર્ગ
દર્શાવનારો લઘુ ગ્રંથ.


લખનાર અને પ્રકાશક
હિમ્મતલાલ ગણેશજી અંજારિયા
એમ. એ. એલએલ. બી.
મુંબઈની મ્યુનિસિપલ ગુજરાતી શાળાઓના
સુપ્રિન્ટેન્ડન્ટ.



મુખ્ય વેચનાર—મંગળદાસ હરકીશનદાસ.
બુકસેલર અને પબ્લીશર,
ભાગાતળાવ—સુરત.

ઇ. સ. ૧૯૨૩ સંવત ૧૯૭૯

# અર્પણ.



ઉત્તમ સ્વાર્થનો ત્યાગ કરીને પણ મારી વૃત્તિને મનગમતી રીતે વિહરવા દેવાની છૂટ આપનાર, કેટલાક પિતાઓ પણ જેવું વાત્સલ્ય નથી રાખી શકતા તેવું નિઃસ્વાર્થ, ભાવપૂર્ણ વાત્સલ્ય રાખનાર, મારા મુરબ્બી ભાઈ રવિશંકરને, તે વૃત્તિના વિહારનું આ એક નજીવું ફળ સવિનય અર્પણ કરી કંઈક અંશે કૃતાર્થ થયાનો સંતોષ પામું છું.

હિં. ગ. અંજારિયા.



# પ્રસ્તાવના.

પ્રાથમિક શાળાના શિક્ષકોને કામ માટે માર્ગદર્શક થઇ પડે તેવી સૂચનાઓ જેટલી વધારે અપાય તેટલી જરૂરનીજ છે એ માન્યતાથી પ્રેરાઈ, બાળ શિક્ષણનાં પહેલાં પાંચ વર્ષ માટે શિક્ષકે કેવી રીતે કામ કરવું એ બતાવવાનો આ પ્રયાસ છે.

જે થોડાક શિક્ષકોએ, તથા કેળવણીમાં રસ લેનાર બીજી થોડીક વ્યક્તિઓએ હસ્તલિખિત પ્રત જોઈ જવાની કૃપા કરી છે તેમનો ઉપકાર થયો છે. વિશેષ તો એટલા માટે કે તેઓના અભિપ્રાયે પુસ્તકને પ્રગટ કરવાના નિર્ણયપર આવવામાં મદદ કરી છે. જે શિક્ષકવર્ગ માટે યોજાએલું છે તેમને આ પુસ્તક કેટલું ઉપયોગી નીવડે છે એ તો પ્રગટ થયા પછીજ જાણી શકાય.

પુસ્તકને પ્રગટ કરવામાં સુરતવાળા ભાઇ મંગળદાસ હરકીશનદાસે જે મહેનત લીધી છે તે માટે તેમનો આભાર ખાસ માનવાની જરૂર છે. તેવી મહેનત લેનાર કોઈ નહિં મળવાથીજ લખાયા પછી ચાર પાંચેક વર્ષ તો પુસ્તક એમનું એમ પડી રહ્યું હતું, એટલે પુસ્તક પ્રગટ થવા માટે તેમનોજ આભાર માનવાનો છે.

દીલગીરી સાથ જણાવવું પડે છે કે શુધ્ધિપત્રક વિના ચાલ્યું નથી. શુધ્ધિપત્રક પ્રમાણે સુધારો કૃપા કરી પહેલોજ કરી લેવો.

ગણપતિ બાગ, બોરીવલી.<br>
સંવત ૧૯૭૯ પોષ સુદ ૮<br>
મંગળવાર.

**હિ. ગ. અંજારિયા.**

# શિક્ષણ ચંદ્રિકા.

## અનુક્રમણિકા.

---


ભાગ ૧ લો પા. ૧-૩૫.

(૧) પ્રારંભ. ૧-૪. (૨) કેળવણી અને શિક્ષણ ૫ થી ૮. (૩) ચાર નિશ્ચય ૯ થી ૧૨. (૪) વર્ગમાં જતાં પહેલાંની તૈયારી ૧૩-૧૬. (૫) વર્ગવ્યવસ્થા ૧૬-૨૩. (૬) શિક્ષકે પાળવાના કેટલાક આવશ્યક નિયમો ૨૩-૨૭. (૭) શિક્ષણ સફળ કેમ થશે ૨૭-૩૨. (૮) છોકરાં તરફ વર્તન. ૩૨-૩૫.

ભાગ ૨ જો શીખવવાના વિષયો; તે શા માટે શીખવવા? પા. ૩૭-૮૯.

(૧) પ્રારંભ ૩૭-૪૯. (૨) આંક-ગણિત ૪૯-૫૨. (૩) ભાષા ૫૩-૫૭. (૪) લેખન. ૫૭-૫૯. (૫) પદાર્થપાઠ. ૬૦-૬૫. (૬) ભૂગોળ ૬૬-૭૦. (૭) ઇતિહાસ ૭૦-૭૨. (૮) આલેખન (ડ્રોઇંગ) ૭૨-૭૪. (૯) સંગીત ૭૫-૭૬. (૧૦) ડ્રિલ ૭૭-૭૯. (૧૧) આરોગ્યની સંભાળ ૭૯-૮૩. (૧૨) મનનું આરોગ્ય ૮૩-૮૫. ઉપસંહાર ૮૫-૮૯.

ભાગ ૩ જો વિષયો કેમ શીખવવા? ખંડ ૧ લો બાળવર્ગ પા. ૯૧-૧૫૧.

(૧) પ્રારંભ ૯૧-૯૫. (૨) લખવાની શરૂઆત ૯૫-૧૦૦. (૩) બારાક્ષરી, લેખન અને વાંચન ૧૦૦-૧૦૯. (૪) આંક ૧૧૦-૧૧૯. (૫) પદાર્થપાઠ ૧૧૯-૧૨૬. (૬) વાર્તા, ગીત, ડ્રિલ, ૧૨૭-૧૩૫. (૭) આલેખન ૧૩૫-૧૩૮. (૮) રમત અને ઉદ્યોગ ૧૩૮-૧૪૬. (૯) કિન્ડરગાર્ટન બક્ષીસો ૧૪૬-૧૫૧.

ભાગ ૩ જો વિષયો કેમ શીખવવા? ખંડ ૨ જો ધોરણ ૧ થી ૪
પા. ૧૫૨–૨૮૦.

(૧) પ્રારંભ ૧૫૧–૧૫૨.

(૨) વાંચન ૧૫૩–૧૭૦.

ધોરણ ૧ લું ૧૫૩–૧૫૯. ધોરણ ૨ જું ૧૫૯–૧૬૪.
ધોરણ ૩–૪ ૧૬૪–૧૭૦.

(૩) કવિતા ૧૭૦–૧૭૮.
ધોરણ ૧ લું ૧૭૦–૧૭૨. ધોરણ ૨ જું ૧૭૨–૧૭૪.
ધોરણ ૩ જું ૧૭૪–૧૭૬. ધોરણ ૪ થું ૧૭૬–૧૭૮.

(૪) લેખન ૧૭૮–૧૯૫.
ધોરણ ૧ લું ૧૭૮–૧૮૭. ધોરણ ૨ જું ૧૮૭–૧૯૧.
ધોરણ ૩–૪ ૧૯૧–૧૯૫.

(૫) વ્યાકરણ ૧૯૫–૨૦૦.

(૬) ગણિત ૨૦૦–૨૧૩.

ધોરણ ૧ લું ૨૦૦–૨૦૫. ધોરણ ૨ જું ૨૦૫–૨૦૯.
ધોરણ ૩ જું ૨૦૯–૨૧૨. ધોરણ ૪ થું ૨૧૨–૨૧૩.

(૭) ભૂગોળ ૨૧૩–૨૨૧.

(૮) સામાન્યજ્ઞાન ૨૨૧–૨૩૦.

ધોરણ ૧ લું ૨૨૨–૨૨૫. ધોરણ ૨ જું ૨૨૫–૨૨૭.
ધોરણ ૩ જું ૨૨૭–૨૨૯. ધોરણ ૪ થું ૨૨૯–૨૩૦.

(૯) ઘેરથી કરવા આપવાનું કામ. ૨૩૦–૨૩૬.

(૧૦) શારીરિક કેળવણી ૨૩૭–૨૪૬.

(૧૧) આલેખન–સંગીત ૨૪૬–૨૫૬.

(૧૨) ચારિત્ર્યની કેળવણી ૨૫૬–૨૬૫.

(૧૩) શિક્ષકે ધ્યાનમાં રાખવા લાયક થોડીક સૂચનાઓ ૨૬૫-૨૮૦.
(૧) વ્યવસ્થા ૨૬૫-૨૭૦. (૨) વર્ગની ગોઠવણ ૨૭૦-૨૭૨ (૩) વાંચન ૨૭૩-૨૭૪. (૪) લેખન ૨૭૫. (૫) ગણિત ૨૭૬. (૬) ભૂગોળ ૨૭૭. (૭) સામાન્યજ્ઞાન ૨૭૮. (૮) થોડી અંગતસૂચના ૨૭૯.

**ભાગ ૪ થો** થોડી છૂટક સૂચના. પા. ૨૮૧-૩૫૬.

(૧) પોતે શિક્ષક છે, પરીક્ષક નથી, એ ભાન ૨૮૧-૨૮૬. (૨) સારી ટેવો ૨૮૬-૨૮૯. (૩) પાત્રની પિછાન ૨૯૦-૨૯૪. (૪) સંખ્યા-હાજરી ૨૯૫-૩૦૦. (૫) ધ્યાન ૩૦૧-૩૦૮. (૬) નવો પાઠ કેમ આપવો ૩૦૮-૩૧૫. (૭) પ્રશ્નો ૩૧૫-૩૨૨. (૮) શિક્ષા-ઇનામ ૩૨૨-૩૨૮. (૯) ફ્રોબેલ અને મોન્ટેસોરી ૩૨૮-૩૩૭. (૧૦) થોડીક વિશેષ બાબતો ૩૩૭-૩૫૬.



# શુદ્ધિપત્રક.

**નોંધ.** કેટલીક જગાએ મીંડાં, કાના, રેફ, કે માત્રા ઉડી ગયેલ પહેલાં ૮૦ પાનામાં આવું થયેલું જણાશે તે સુધારીને વાંચી શકાય તેવું છે તેથી શુદ્ધિપત્રકમાં તેની નોંધ કરી નથી. બીજી પણ એવી ટાઇપની ભૂલો નોંધી નથી.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮ | ૪ | બનાવો | બનાવવો |
| ૧૨ | ૧૭ | દરે શિક્ષકે | દરેક શિક્ષકે |
| ૧૪ | ૧૫ | મળેલી લેવાની | મેળવી લેવાની |
| ૧૮ | ૧૩ | વર્ષે | વર્ગમાં |
| ૧૯ | ૧૯ | શિક્ષક | શિક્ષકે |
| ૨૧ | ૧૧ | જમણાથી. | જમણાથી |
| ,, | ૨૨ | રહે | રહે |
| ૨૫ | ૮ | સમજાવવાની જરૂરજ છે. | સમજાવવાની ભાગ્યેજ જરૂર છે. |
| ૩૪ | ૨૦ | એટતે | એટલે |
| ૩૮ | છેલ્લી | હેવા દેવી | રહેવા દેની . |
| ૪૬ | ૭ | સમજાતું | સમજાવતું |
| ૪૮ | છેલ્લી | શકે છે. | શકાય છે. |
| ૪૯ | ૧૫ | લીટીમાં પહેલો શબ્દ કે ઉડી ગયો છે.’ | |
| ૫૦ | છેલ્લી | તેડલા | તેટલા |
| ૬૨ | ૧ | રેશમના ખાણો | રેશમની ખાણો |
| ૬૯ | ૧૨ | પ્રકુતિક | પ્રાકૃતિક |
| ૮૦ | ૧૬ | ક | કાંઇ |
| ૮૧ | ૧૦ | ટેવ હોય છે | ટેવ હોય છે. |
| ,, | ૨૦ | છેલ્લો શબ્દ ‘ખાસ’ ન જોઇએ. | |
| ૮૪ | ૧ | શકશો ? | શકશે ? |
| ૮૬ | ૩ | બપે | બને |
| ,, | ૫ | દરે દિવસ | દરેક દિવસ |

| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯૩ | ૬ | રહેલો છે, | રહેલો છે. |
| „ | ૮ | રોકયેલાં | રોકાયેલાં |
| ૯૪ | ૧૦ | તે તે વિષય | તે વિષય |
| ૯૬ | ૧૫ | સાધી | સીધી |
| ૯૮ | ૩ | કાઢવા | કાઢવા, |
| ૯૯ | ૭ | કઢાવવો, | કઢાવવો. |
| ૧૦૩ | ૬ | તો. ઘુંટવા | તો ઘુંટવા |
| ૧૦૬ | ૬ | એવા એક શબ્દ | એવા શબ્દ |
| „ | ૮ | વંચાવવા લખાવવા. | વંચાવવા, લખાવવા. |
| „ | ૧૦ | મહાવારો | મહાવરો |
| „ | છેલ્લી | (છેલ્લો શબ્દ) કર્યો | કર્યો |
| ૧૦૯ | ૯ | પ્રાણીઓ, | પ્રાણીઓ |
| ૧૧૧ | ૧૭ | કેટલા કેટલા | કેટલા |
| ૧૧૨ | ૨ | લખો દશ દશ | લખો. દશ |
| ૧૧૩ | ૯ | પદાર્થોછી | પદાર્થો |
| ૧૧૫ | ૪ | પદાર્થોની મદદ | પદાર્થોની મદદથી |
| ૧૧૬ | ૯ | નહિં. પણ | નહિં, પણ |
| „ | ૨૦ | શીખ્યા, | શીખ્યા, |
| ૧૧૭ | ફુટનોટમાં લીટી ૧૪મીમાં ત્રીજો શબ્દ 'એ' છે તે ન જોઇએ. | | |
| ૧૧૮ | ૧૭ | તે નાના પાડા | તે પાડા |
| „ | ૧૯ | પાકો થાય | પાકો થાય, |
| ૧૧૯ | ૨ | અને અને | અને |
| ૧૨૧ | ૨૩ | જોઇએ. | જોઇએ; |
| ૧૨૩ | ૨૧ | ફળદાથી | ફળદાયી |
| ૧૨૪ | ૭ | પથ્થરની છે | પથ્થરની છે, |
| ૧૨૫ | ૧ | કાર્ય અંગને | કાર્ય—અંગને |
| „ | ૪ | ઉત્પન્ન થાય | ઉત્પન્ન ન થાય |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ,, | ૭ | એમ ગણાય | એમ ગણાય. |
| ,, | ૨૮ | નિયમો ને | નિયમોને |
| ૧૨૬ | ૧૯ | છે | છે |
| ,, | ,, | ભરેલાં | ભરેલાં, |
| ૧૩૩ | ૩ | શિક્ષકે | શિક્ષકો |
| ૧૩૭ | ૧૭ | સમજી શકશે, | સમજી શકાશે. |
| ૧૪૪ | ૨૧ | પદાર્થની | પદાર્થથી |
| ૧૫૦ | ૫ | શકાશે. | શકશે. |
| ૧૭૦ | કવિતા ના ઉપર અંક ૩ જોઇએ. | | |
| ૧૯૦ | ૪ | 'પેન્સીલથી બરાબર લખાયા પછી' પેન છે તેને બદલે 'પેન્સીલથી બરાબર લખાવવા. તેમ લખાવ્યા પછી' એમ જોઇએ. | |
| ,, | ૧૨ | બગડશે. નહિં. | બગડશે નહિં, |
| ૧૯૪ | ૧ | પાટીયાં લખીને | પાટીયા પર લખીને |
| ૧૯૫ | વ્યાકરણ પર અંક ૫ જોઇએ. | | |
| ૧૯૮ | ૨૧ | શિક્ષક સારો | સારો શિક્ષક |
| ૨૦૦ | ગણિત પર અંક ૬ જોઇએ. | | |
| ૨૦૨ | ૩ | જરૂરનું છે. | જરૂરનું છે, |
| ૨૦૩ | ૪ | શકશે | શકાશે |
| ,, | ૧૬ | ૧૪ એકમ થયા. | ૧૪ થયા. |
| ૨૧૧ | ૨ | બતાવવમાં | બતાવવામાં |
| ૨૧૩ | ભૂગોળ પર અંક ૭ જોઇએ. | | |
| ,, | ફુટનોટમાં જીલભાઇ નહિં, પણ જાલભાઇ. | | |
| ૨૧૪ | ૧૨ | ઉંચુનીચું, વિશાળ વગેરે | ઉંચુંનીચું વગેરે |
| ૨૧૬ | ૪ | સ્થાન. | સ્થાન |
| ૨૨૦ | ૯ | છેલ્લો શબ્દ તેટલી ન જોઇએ. | |
| ૨૨૧ | સામાન્યજ્ઞાન પર ૮ જોઇએ. | | |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ,, | ૧૪-૧૫ | વ્યવવહારમાં | વ્યવહારમાં |
| ૨૨૯ | ૨ | જઈ જવાશે નહિં, | જઈ શકાશે નહિં, |
| ૨૩૦ | છેલ્લેથી બીજી | તેઓનો તેમાંનો | તેઓમાંનો |
| ૨૩૧ | ૧ | ફ્વાણું | ફ્લાણું |
| ૨૩૨ | ૧૮ | બાળવર્ગ | બાળવર્ગ– |
| ૨૩૩ | ૧૪ | માટીની | માટીના |
| ૨૩૪ | ૧ | કહેવાથાં | કહેવામાં |
| ,, | ,, | સારે | સારો |
| ,, | ૧૨ | કોઇ | કાંઇ |
| ,, | ૧૭ | જેલું | જેવું |
| ૨૩૬ | ૪ | એમ જે ગોટવણ | એમ જે પ્રમાણે |
| ,, | ૧૪ | બનવો | બનાવો |
| ૨૩૭ | છેલ્લેથી ત્રીજી | મ | મા |
| ૨૩૯ | ૧ | બાળકવર્ગમાં | બાળવર્ગમાં |
| ૨૪૦ | ૩ | ખીલવપાડો | ખીલપાડો |
| ,, | ૭ | રમાઠવાથી | રમાડવાથી |
| ૨૪૧ | છેલ્લેથી બીજી | શરૂઆત | શરૂઆત, |
| ૨૪૪ | ૭ | શ્રાસ | શ્વાસ |
| ૨૪૫ | ૩ | આવઠશે | આવડશે |
| ૨૫૪ | છેલ્લેથી બીજી | આવે છે, | આવે છે. |
| ૨૫૬ | ૨ | ઉચ્ચરમાં | ઉચ્ચારમાં |
| ૨૬૦ | ૧૬ | હોઇ શકે | હોઈ શકે. |
| ૨૬૪ | ૨૧ | શિક્ષક | શિક્ષકના |
| ૨૬૬ | ૯ | હોવાં જોઇએ, | હોવાં જોઇએ. |
| ૨૬૭ | ૪ | જરૂરજ નહિં, છતાં | જરૂરજ નહિં રહે, છતાં |
| ૨૬૮ | ૧૦ | એક જ ક્રમમાં | એક જ ક્રમમાં, |
| ૨૭૨ | ૧ | ને | તે |
| ૨૮૧ | | ક્ષિક્ષણ શાસ્ત્રના | શિક્ષણ શાસ્ત્રના |

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૮૨ | ૧૬ | પ્રહઆરા, | પ્રહાર |
| ,, | ૨૧ | કામ કામ | કામ |
| ૨૮૫ | ૯ | શિક્ષક | શિક્ષક |
| ૨૮૬ | ૧ | છોકાંને | છોકરાંને |
| ૨૯૦ | છેલ્લી લીટી | ગયા | ગયાં |
| ૩૦૦ | ૫ | કાળજી એ | કાળજી અને |
| ૩૦૪ | છેલ્લી લીટી | હુપ | બહુ |
| ૩૦૬ | ૧૦ | ટેવ છે, | ટેવ છે. |
| ૩૦૭ | છેલ્લી લીટી | માટે. | માટે |
| ૩૧૫ | ૪ | સમજે છે. એમ જાણવું. | સમજે છે એમ જાણવું. |
| ૩૧૭ | ૧૧ | પોતાને જે પ્રશ્ન | પોતે જે પ્રશ્ન |
| ૩૧૯ | ૨૨ | જોઇએ | જોઇએ. |
| ,, | છેલ્લી લીટી | શકાય | શકાય. |
| ૩૨૫ | ૩ | હશે, | હશે. |
| ૩૨૭ | ૫ | તોફાન અને કે | તોફાન કે |
| ૩૨૮ | ૬ | ઇનામની | ઇનામથી |
| ૩૩૧ | ૧૪ | છે તે ગ્રંથિકા | નામની ગ્રંથિકા |
| ,, | ૧૮ | સ્વીકારવા | સ્વીકારાવા |
| ,, | ૨૨ | ફ્રોબેલનો | ફ્રોબેલના |
| ૩૩૨ | ૧૬ | આવે છે. | આવે છે, |
| ૩૩૩ | ૧૭ | માર્ગદર્શક | માર્ગદર્શકે |
| ૩૩૫ | ૯ | અનુકૂળતા આવતી | અનુકૂળતા અપાતી |
| ૩૩૭ | ૯ | સ્વીકાર્યા, પછી | સ્વીકાર્યાં પછી, |
| ,, | ૧૨ | ન હોય. | ન હોય. |
| ૩૪૬ | ૫ | અટકાવવા જોઇએ. | અટકાવવાં જોઇએ. |
| ૩૪૮ | ૨ | ફરફાર | ફેરફાર |
| ૩૫૧ | છેલ્લી લીટી | ધતાં | થતાં |
| ૩૫૩ | ૫ | સુખ્ય | મુખ્ય |
| ૩૫૪ | ૯ | ગણીર | ગંભીર |
| ૩૫૫ | ૨૧–૨૧ | બનાવવાને | બજાવવાને |



# શિક્ષણ—ચન્દ્રિકા.

## ભાગ પહેલો.

---

### ૧

### પ્રારંભ.

શ્રી પ્રભુનું સ્મરણ કરી, આ શિક્ષણ ચન્દ્રિકાનો પ્રારંભ કરતાં જે જે ગુરુઓ* તરફથી આ વિષયમાં પ્રવેશ મળ્યો તે સઘળાને નમસ્કાર કરવાની પવિત્ર ફરજ બજાવવી જોઇએ.

---

*આવા ગુરુ તરીકે સાત ગૃહસ્થો પાસે આ લખનારને શિષ્ય તરીકે બેસવાનો પ્રસગ આવેલો છે, પરંતુ તે બધામાં સવિશેષ જ્ઞાન ત્રણ પાસેથી મળેલું છે, તે ત્રણનાં નામ આપી કૃતકૃત્ય થવા ઇચ્છા છે. મી० એસ० એ० મુર—ગોંડલની ગ્રાસિયા કોલેજના પહેલા પ્રિન્સિપાલ; મી० એમ० એ० તરખડ—ગોંડળના થોડા વખત માટેના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર; અને પ્રો० એન० જી० વેલિંકર, મુંબઇની મ્યુનિસિપલ સ્કુલોના સુપ્રિન્ટેન્ડન્ટ.

ગુરુઓ ઉપરાંત કેટલાંક પુસ્તકોના વાંચનનો લાભ પણ મળેલો છે અને તે બધાં પુસ્તકોના લેખકોનો પણ આભાર થયો છે. આ બધાથી જુદીજ જાતનો, પણ બહુ ઉપયોગી એવો અનુભવ મુંબઇની મ્યુનિસિપલ ગુજરાતી સ્કુલોના શિક્ષકો તરફથી મળ્યો છે તેની પણ નોંધ લેવી ઘટે છે.

શિક્ષણ સંબંધે ગુજરાતીમાં આ પુસ્તક પહેલું જ પુસ્તક નથી ; છતાં પણ ગુજરાતીમાં હજી એટલાં બધાં પુસ્તકો નથી કે આવો પ્રયાસ તદ્દન બીનજરૂરી ગણાય. જેટલાં પુસ્તકો છે તેટલાંથી આપણી શિક્ષણ રાત્રિમાં જેટલો પ્રકાશ પડે છે તેમાં આ નાનું પુસ્તક ઉમેરો કરવા ઇચ્છે છે. ચન્દ્રની–શુકલ પક્ષના શરૂઆતના ચન્દ્રની—આછી આછી ચન્દ્રિકા જેવો—કાંઇક પ્રકાશ નાખવા આ શિક્ષણ ચન્દ્રિકા ઉદ્યુક્ત બને છે.

કેળવણી અને શિક્ષણ એ બે શબ્દો સામાન્ય લોક સેળભેળ અર્થમાં વાપરે છે, એટલુંજ નહિં, પણ શિક્ષક-વર્ગમાં પણ બે શબ્દોના ખરેખરા અર્થનું જ્ઞાન બહુ થોડે અંશે હશે એમ લાગ્યું છે. તે બંને શબ્દ વિષે વિવેચન ન કરતાં, તેનો ભેદ હમણાં ધ્યાનમાં ન લેતાં, તેનાં ફળનો વિચાર જ જરા કરીશું. કેળવણી અને શિક્ષણ શા માટે આપવામાં આવે છે તે છોકરાંનાં માબાપે જાણવું જોઇએ, એટલુંજ નહિં, પણ છોકરાંના શિક્ષકે પણ જાણવું જ જોઇએ. વર્ષે વર્ષે, પાસ થાય, ઉપલા ઉપલા ધોરણમાં ચડતાં જાય, અને વર્ગમા સારો દેખાવ આપતાં જાય તેથી જ ભણનારાંઓનું કામ થઇ ગયું, અને શિક્ષકોની ફરજ બજાવાઇ ગઇ એમ માનવું એ વાજબી નથી. શિક્ષણ અને કેળવણીનો મુખ્ય અને એકજ ઉદ્દેશ **માણસને માણસ બનાવવાનો છે. માણસ તરીકે પોતાનું કર્તવ્ય સમજે અને બજાવે તેવું કરવાનો છે.** એ ઉદ્દેશ પાર પાડવો એ દરેક શિક્ષકની ફરજ છે.

માણસ ખરો માણસ બને તેટલા માટે પહેલી જરૂર તો એ છે કે તે પોતાની આજીવિકા પોતાની મેળે-સ્વતંત્ર રીતે—મેળવી શકે. જીવન ટકાવી રાખવા માટે પહેલી જરૂર ભરણપોષણના સાધનની છે, અને જે કેળવણી તે જરૂર પૂરી પાડવામાં ઉપયોગી થતી નથી તે કેળવણી વૃથા તકલીફ જ ગણવી જોઇએ.

આ પહેલી જરૂર કરતાં પણ વધારે ઉપયોગની વાત આરોગ્યની છે. માણસને માણસ બનવા માટે જે જે જરૂરીઆતો વિચારવા લાયક છે તે બધાના પાયારૂપ હકીકત એ છે કે માણસ નિરોગી, નિરોગી જ નહિં, પણ બળવાન હોવો જોઇએ. જે કેળવણી શરીરને આરોગ્ય અને બળવાન ન બનાવે તે કેળવણી વિડમ્બના રૂપજ ગણવી જોઇએ.

આ બંને કરતાં પણ વધારે ઉમદા જરૂરીઆત માણસનાં મન-મગજને કેળવવાની છે. માણસ મન-મગજની વાતમાં જ પશુ કરતાં ભિન્ન છે, ચડિયાતો છે. શરીર ગમે તેટલું કદાવર હોય, ભરણ પોષણ મેળવવાની ગમે તેવી લાયકાત હોય, તોપણ જે માણસનું મન પવિત્ર નથી, જે માણસનું મગજ વિકાસ પામેલું નથી તે માણસ માત્ર પશુ રૂપજ ગણી શકાશે.

કેળવણી અને શિક્ષણનાં ફળ તરીકે માણસ માણસ બનવો જોઇએ—માણસ બનવા માટે ભરણ પોષણની તાકાત, શારીરિક બળ, અને મન-મગજનો યથાયોગ્ય વિકાસ એ ત્રણ બાબત જરૂરની છે. જે શિક્ષક આ ત્રણે માટે કાળજી

રાખી શકે છે એજ ખરો શિક્ષક છે. જે શિક્ષક એ ત્રણે સંબંધે પોતાની ફરજ અદા કરવા તત્પરતા બતાવે છે, ખંત રાખે છે, લાયકાત મેળવે છે, પરિશ્રમ કરે છે, હૃદયપૂર્વક પરિશ્રમ કરે છે તેજ ખરો શિક્ષક છે.

પ્રારંભમાં શિક્ષકના ધ્યાન પર મૂકવાની હકીકત આજ છે. આટલી લાયકાત છોકરાંઓને મળે, તો કયો પિતા શિક્ષણ કે કેળવણીથી ઉદાસીન બની શકે? કે કયો પિતા શિક્ષકનો દોષ કાઢી શકે? માબાપો ઉદાસીન હોવાની ફર્યાદ દૂર કરવી એ શિક્ષકોના જ હાથમાં છે. સ્વદેશની અને સ્વરાજ્યની ખરી ભક્તિ વધારેમાં વધારે પ્રમાણમાં કરી શકે તેવી જેજે વ્યક્તિઓ ગણી શકાય, તેવી બધીમાં શિક્ષકોનું સ્થાન ઘણું ઊંચું છે; સ્વાર્થ સાધતાં સાધતાં પરમાર્થ પણ કરી શકાય એવા જે થોડા ધંધાઓ છે તેમાં શિક્ષકનો ધંધો મુખ્ય ગણાય તેવો છે: આવા ખ્યાલોથી જે શિક્ષક પોતાના કામનો પ્રારંભ કરશે તે વિજયી થયા વિના રહેશેજ નહિં; પ્રારંભમાં ત્યારે શિક્ષકોને એટલુંજ કહેવાનું કે ભણનારાં છોકરાં ખરાં માણસ અને એ ધ્યાનમાં રાખવાનું છે, અને તેમને તેવાં બનાવવા માટે જીગરપૂર્વક અને પ્રભુપ્રીત્યર્થ અનવરત શ્રમ કરવો એ દરેક શિક્ષકે પોતાની પવિત્ર ફરજ સમજવાની છે.

---

## ૨
## કેળવણી અને શિક્ષણ.

શીખવવું એટલે જે ન આવડતું હોય તે બતાવવું; તે બતાવી, સમજાવી, આવડી જાય તેવું કરવું. છોકરાંને એકડો કાઢતાં ન આવડે એ સ્વાભાવિકજ છે. તેને એકડો કાઢી આપી, તેનો હાથ પકડી તે એકડાપર ઘુંટાવવું, થોડો મ્હાવરો પડ્યા પછી તે પોતાની મેળે કાઢે એવું કરવું અને એકડો બરાબર કાઢે તેવું પરિણામ લાવવું; આ ક્રિયા કરી તે શીખવ્યું કહેવાય; છોકરાંને એકડો કાઢવાનું શિક્ષણ આપ્યું એમ કહેવાય.

તદ્દન નહિં શીખેલું છોકરૂં આવે ત્યારે તેને પહેલાં તો સ્લેટ કે પેન કશું આપવુંજ નહિં. બે ચાર નાની સળીઓ લેવી; શિક્ષકે પોતે એક સળી લઈ પોતાની સામે મૂકવી; છોકરૂં તેમ કરે તેવી તેને પ્રેરણા આપવી. સળીઓથી તેવું કર્યા પછી, પેન, પેન્સીલ, હોલ્ડર, લેખણ વગેરેથી તેવી રમત કરવી. ભોંયપર તે પ્રમાણે કર્યા પછી, બીજે દહાડે સ્લેટ નીચે મૂકી તે ઉપર સળી વગેરે મૂકવું. તે પછી ચાકવતી કાળા પાટીયા પર શિક્ષકે એક લીટી દોરવી અને છોકરાંને સ્લેટ પર તેમ કરી શકે તો કરવા કહેવું. ન કરી શકે તેવાંને આપણે ફરી ફરી કાઢયા કરી, બતાવ્યા કરવું; આખર છોકરૂં જોઈ જોઇને મહાવરાથી કરી શકશે. લીટી આવડે પછી મીંડું કાઢવું; પછી મીંડું અને લીટી પાસે પાસે કાઢવાં, આમ કરતાં પહેલાં સારો શિક્ષક બીજા પણ કેટલાક આકારો કરે છે. આ પ્રમાણે પગથિયે પગથિયે

આગળ વધતા જઇ છોકરાંને જે કાંઇ આવડતું હોય તેનો લાભ લઇને તેની શક્તિનો વધારે વધારે વિકાસ કરાવવો તેનું નામ કેળવવું. કેળવણીનું કામ ધીમું થાય છે; પણ કુદરતને અનુસરીને કરાય છે, તેથી સંગીન થાય છે અને શક્તિઓના સંપૂર્ણ વિકાસ સાથે તે કામ થાય છે.

આપણા શિક્ષકો ‘ કેળવણીખાતાં ’ ના માણસો કહેવાય છે, પણ ‘ કેળવણી ’ આપનારા નથી; તેઓ તો પોતાના નામ પ્રમાણે ‘શિક્ષણ’ આપનારા જ છે. પરંતુ તે સ્થિતિ છોકરાંને લાભ કરનારી નથી. શિક્ષકોએ–અને ખાસ કરીને પ્રાથમિક નિશાળોના શિક્ષકોએ તો–ખરા કેળવણી આપનારા થવાનું છે. કેળવણી આપવી એટલે છોકરાંના કુદ્રતી વલણને જાણી પિછાની, તેમની શકિતઓથી બને તેવી રીતે માહિતગાર બની, છોકરાંઓને જે કાંઈ આવડતું હોય તે બરાબર સમજી, તે આવડતનો લાભ લઇ, છોકરાંઓની આવડતને વધારવી, તેમની શકિતઓને વિકસાવવી, પ્રભુદત્ત વૃત્તિઓને વધારે સારી કરવી.

કેળવણી આપનાર, ન આવડવા માટે ગુસ્સે થઈ શકે નહિં; કેળવણી આપનાર ઘેરથી કરી લાવવા માટે લેસન આપી શકે નહિં; કેળવણી આપનાર પરિણામના ટકા ઉપર આધાર રાખી શકે નહિં. કેળવણી આપનાર તો પોતાના હાથ નીચે આવેલાં બાળકો દરરોજ અને દરક્ષણે કાંઈ કાંઇ કરે છે, તેમની આવડત વધતી જાય છે, કુદ્રતી ઉત્કંઠાને પોષણ મળતું રહે છે, અને જે કાંઇ મેળવે છે તે યથાયોગ્ય રીતે મેળવેછે એટલું જ જુએ છે.

ખરી કેળવણી આપનાર સમજે છે કે છોકરાંઓ કાંઇ ખાલી વાસણ નથી કે તેમાં જેટલું ભરવું હોય તેટલું ભરી શકાય. ખરી કેળવણી આપનાર જાણે છે કે છોકરાંઓ કાંઇ અમુક જાતના સંચા નથી કે તેમને અમુક રીતે ગોઠવી, ચાવી ચડાવીએ કે વરાળ કે વીજળીથી ધક્કો આપીએ એટલે ચાલ્યા કરે. ખરી કેળવણી આપનાર જોઇ શકે છે કે છોકરાંઓ કાંઇ નિર્જીવ પદાર્થ નથી,–લાકડાં કે પથરા જેવા નિર્જીવ પદાર્થ નથી કે તેને ઘડી છોલી જેવાં બનાવવાં હોય તેવાં બનાવાય.

છોકરાં જીવતાં જાગતાં પ્રાણી છે. પ્રભુએ તેમનામાં અમુક લાયકાત, અમુક સંસ્કાર, અમુક બીજ મૂકેલાં જ છે; તે બધાંને સમજી, યોગ્ય વિકાસ થવામાં મદદરૂપ બનવું એનું નામ કેળવવું.

ભાષા શીખવાની લાયકાત દરેક મનુષ્યમાં પ્રભુએ મૂકેલી છે. તે લાયકાત ધ્યાનમાં લઇ પ્રારંભ કરવામાં જે ક્રમ યોગ્યતાથી ગોઠવાય તે કેળવણીનું કાર્ય કહી શકાય. પરંતુ એક ભાષા આવડ્યા પછી તે ભાષાની મદદથી બીજી ભાષા શીખવવામાં આવે એ શિક્ષણનું કાર્ય કહેવાય.

પ્રભુદત્ત, જન્મપ્રાપ્ત લાયકાતનો કુદરતને અનુસરતી રીતે વિકાસ કરવો એ કેળવણી; નવાં નવાં જ્ઞાનનો ઉમેરો કરવો એ શિક્ષણ.

એક ઘરગથ્થુ દ્રષ્ટાન્તથી વધારે સ્ફુટ કરી શકાશે. ઘઉંનો લોટ હોય તેને રોટલી માટે તૈયાર કરવો તે કેળવ્યો

એમ કહેવાય. અંદર પાણી નાખી, ગુંદી, લોટની અંદર રહેલી ચીકાશને અને મીઠાશને વ્યકત કરવી એ લોટને કેળવવો કહેવાય. પણ તેમાં થોડી સાકર ઉમેરીને તેને મીઠો બનાવવો, અગર જરા મીઠું નાખીને ખારો બનાવો એ શિક્ષણનું કાર્ય કહેવાય.

કેળવણી અને શિક્ષણના આ ભેદના ભાનથી શિક્ષકોને ઘણો લાભ થવાનો સંભવ છે. શિક્ષકો છોકરાંને મૂળાક્ષરો ઘુંટાવી ઘુંટાવી કંટાળો આપે છે; આંક વગેરે ગોખાવી મુંઝાવી નાંખે છે. તેના તે શિક્ષકો એટલુંજ સમજે કે પહેલાં જે કામ કરવાનું છે તેનો થોડો ઘણો ખ્યાલ અપાય તો છોકરાંનું ઘુંટવાનું અને ગોખવાનું કામ સહેલું અને રસિક બને છે, તો આપણી નિશાળોમાં ઘણો ફેરફાર થઇ જાય.

શિક્ષકે શિક્ષણ તો આપવાનું છે જ; પરંતુ પ્રારંભ કેળવણીથી કરવો જોઇએ; હળવે હળવે છોકરાંની લાયકાત વધારતાં વધારતાં, ઉમર પ્રમાણે પદ્ધતિમાં ફેર કરતાં કરતાં અને અનુકૂળ રીત શોધી કાઢી તે પ્રમાણે શિક્ષણ આપવામાં આવે તો શિક્ષકની મહેનત ઓછી થાય છે તથા પરિણામ વધારે સારૂં આવે છે; શીખનારને કંટાળો આવતો નથી અને જ્ઞાનમાં સંગીન ઉમેરો થાય છે.

દરેક શિક્ષકે શિક્ષક તરીકે પોતાનો ધંધો શરૂ કરે તે પહેલાં કેળવણી અને શિક્ષણના અર્થનો ભેદ જાણવો જોઇએ, અને પોતાનું કામ અર્થભેદ લક્ષમાં રાખીને જ શરૂ કરવું જોઇએ.

---

૩

# ચાર નિશ્ચય.

શિક્ષકે શિક્ષક તરીકે ધંધો સ્વીકારતાં પહેલાં કયા કયા નિશ્ચય કરવા જોઇએ ?

બધા ધંધામાં શિક્ષકનો ધંધો અનેક રીતે ચડિયાતો છે એ તો વિશ્વમાન્ય સત્ય છે; બધાં દાનમાં વિદ્યાદાન અત્યુત્તમ છે એ પણ માણસમાત્ર સ્વીકારે છે. પરંતુ આર્ય-ખંડના ભૂતકાળમાં લોકોનું જીવન જૂદી જાતનું હતું અને તેથી ગુરુના ધંધાની રીત પણ જુદી હતી. તે જીવન જેમ પાછું લાવી શકાય એમ નથી તેમ ગુરુની આગળની જીંદગી પણ પાછી લાવી શકાય એમ નથી. તોપણ તે વખતનાં જીવનમાંથી એટલું તો યાદ રાખી લેવું જોઇએ કે ગુરુઓ હમ્મેશાં અકિંચન હતા, નિર્લોભી હતા. ગરીબાઇની જીંદગી ગાળવામાં અસંતુષ્ટ નહોતા રહેતા. એક જાતની આવી હીણી સ્થિતિનો બદલો ગુરુઓને તેમને મળતાં ઊંચા માનથી વળી જતો. તે ગરીબી તરફ તે વખતે માનની નજરથી જોવાતું; તેવી ગરીબી ઊંચામાં ઊંચી અમીરીથી પણ વધારે ઊંચી લેખાતી. દશાફેરને લીધે હવે તેવું રહ્યું નથી. શિક્ષકનો ધંધો પણ બીજા ધંધાની સાથે ધંધા તરીકે જ ગણાય છે અને જેમ બીજા ધંધામાં લાભહાનિના વિચારથી લોકો પ્રેરાય છે તેમજ હમણાં તો શિક્ષકના ધંધામાં પણ થાય છે. એટલે તે ધંધો પવિત્ર છે, ઉમદા છે; આગળના ગુરુઓ બહુ ગરીબ જીવન

ગાળતા; વગેરે વગેરે દલીલો હાલના શિક્ષકો માટે લાવવામાં સત્ય સ્થિતિને વિસારી મૂકવામાં આવે છે. અને તેથી તેદો ઉપદેશ શિક્ષકોને આપવાની જરૂર જ નથી. જો બીજા ધંધાવાળાને મોજશોખ જોઇએ, જો બીજા ધંધાવાળાને સગવડો જોઈએ, જો બીજા ધંધાવાળાને તેમની લાયકાત પ્રમાણે પગાર આપવામાં આવે, તો પછી શિક્ષકોને પણ તેવું બધું શા માટે નહિ? શું બીજા કરતાં બાળકોનાગરીનો, ભવિષ્યનાં માણસો તૈયાર કરવાનો ધંધો ઓછો ઉપયોગી છે? શિક્ષકને ઓછે પગારે સંતોષ માનવાનું કે ગરીબીનાં જીવનની પવિત્રતા સ્વીકારવાનું કહેવાની કશી જરૂર નથી. પરંતુ જે કહેવાની જરૂર છે તે એ કે શિક્ષકનો ધંધો સ્વીકારતા પહેલાં તેનાથી મળતા લાભનો બરાબર વિચાર કરવો; ધંધો સ્વીકારી એક વાર દાખલ થયા, તો પછી ફરજ છે કે પૂરેપૂરા જીગરથી પોતાનું કામ કરવું. ઘણા શિક્ષકો પહેલાં દાખલ થાય છે અને પછી 'પગાર થોડો છે' 'પેટ પૂરતું પણ મળતું નથી' વગેરે દલીલો આગળ કરી, પોતાના કામમાં બેદરકાર બને છે. આના જેવી કમાઇ બીજી કઇ કહેવાય? જ્યારે તે ધંધાથી અસંતોષ થાય ત્યારે તે મૂકી દેવાંમાંજ ડહાપણ છે. હાલના વખતમાં કોઇપણ જાતની શિરજોરીથી અમુક ધંધાને વળગી રહેવાનું દબાણ કોઇપણ કરી શકે એવું નથી. માટે શિક્ષકનો ધંધો સ્વીકારતાં પહેલાં પહેલો નિશ્ચય તો એ કરવો જોઇએ કે '**જ્યાં સુધી હું તે ધંધામાં રહીશ ત્યાં સુધી ખરા જીગરથી હું મારી ફરજ બજાવીશ.**'

આ પહેલો નિશ્ચય કરી તેનો અમલ કરવો એ બહુ મુશ્કેલ નથી; પણ બીજો નિશ્ચય, જે કરવાની પણ દરેક શિક્ષકને ભલામણ કરવામાં આવે છે એટલુંજ નહિં પણ આગ્રહપૂર્વક કહેવામાં આવે છે, તે પાળવો બહુ મુશ્કેલ છે. તે બીજો નિશ્ચય **પવિત્ર જીવનનો** છે. શિક્ષક પોતાના નિશાળિયાનો પ્રત્યક્ષ પરમેશ્વર છે. અને તેના વર્તનની અસર કોમળ બાળકોપર બહુ આબાદ થાય છે. તેથી છોકરાના ભવિષ્યના ચારિત્રનાં બીજ રોપવામાં શિક્ષકનું ચારિત્ર્ય બહુજ મદદરૂપ બને છે. દરેક શિક્ષક આ હકીકત જાણે છે, છતાં પોતાના વર્તનપર કાબુ રાખે એવા શિક્ષકો કેટલા થોડા છે ?

પવિત્ર જીવનમાં કયા કયા ગુણોનો સમાવેશ થાય છે એ વિસ્તારથી કહેવાની જરૂર નથી. સત્ય, શ્રદ્ધા, પરોપકાર, નીતિ, નમ્રતા, મન વચન અને કર્મ ઉપર ડહાપણભર્યો અંકુશ, અવિચલિત ધૈર્ય, એ અને એવા બીજા ઘણા સદ્-ગુણોવાળું જીવન પવિત્ર બને છે. તેવું પવિત્ર જીવન ગાળવાનો નિશ્ચય કરવો એ દરેક શિક્ષકે શિક્ષક તરીકેનો ધંધો સ્વીકારતા પહેલાંની પોતાની ફરજ સમજવી જોઇએ.

ત્રીજો નિશ્ચય પોતાના ધંધા માટે પોતાની લાયકાત વધતી જાય તેવી રીતનું વાંચન અને વર્તન અવિરત શ્રમથી ચાલુ રાખવાનો કરવો જોઇએ. થોડું ઘણું ભણવાથી કે અમુક પરીક્ષાઓ પાસ કરવાથી શિક્ષક તરીકે લાયકાત મળી ગઇ એમ માનવું એ મોટી ભૂલ છે.

શિક્ષણનું શાસ્ત્ર અમુક અભ્યાસથી જાણી લેવાય એ ખરૂં, પણ શિક્ષણની કળા તો અનુભવથી જ સુધરતી જાય છે. તે અનુભવની અસર શાસ્ત્ર ઉપર પણ થયા કરે છે એટલે શાસ્ત્ર માટે અને કળા માટે જુદા જુદા લેખકોના અનુભવથી વાકેફ રહેવાથી દરેક શિક્ષકને બહુજ લાભ થાય છે; માટે દરેક શિક્ષકે પોતાના ધંધા વિષે પુસ્તકો વાંચ્યા કરવાનો અને અનુભવી પાસેથી જ્ઞાન મેળવ્યા કરવાનો નિશ્ચય કરવો જોઇએ.

ચોથો નિશ્ચય પોતાના સામાન્ય જ્ઞાનમાં વધારો કરવાનો કરવો જોઇએ. જેમ શરીરને ખોરાક, કસરત વગેરેની જરૂર તેમ મન–મગજને પણ ખોરાક વગેરેની જરૂર છે. દરેક માણસે હમ્મેશાં થોડું ઘણું વાંચવાનો નિયમ રાખવો જોઇએ. દરેક શિક્ષકે તો ખાસ કરી હમ્મેશાં નિયમસર અમુક જાતનું વાંચન ચાલુ રાખવું જોઇએ. શિક્ષક એ સરસ્વતી મંદિરનો પૂજારી છે; શિક્ષક એ જ્ઞાનનો સંગ્રહ કરનાર શિષ્ટ વ્યક્તિ છે, અને તેથી દુનીયામાં થતી જ્ઞાનની વૃદ્ધિથી દરે શિક્ષકે વાકેફ રહેવું જોઇએ.

ઉપર કહેલા ચાર નિશ્ચય—૧–ધંધો સ્વીકાર્યા પછી પગાર વગેરેની દરકાર કર્યા વિના, જ્યાં સુધી ધંધામાં લાગુ રહેવાનું થાય ત્યાં સુધી ખરા જીગરથી તે ધંધાની ફરજો અદા કરવાનો નિશ્ચય, ૨. પવિત્ર જીવન ગાળવાનો નિશ્ચય, ૩. પોતાના ધંધા વિષે જેટલું બને તેટલું વધારે જ્ઞાન મેળવવાનો નિશ્ચય અને ૪. એક સુશિક્ષિત માણસ તરીકે દુનીયામાંના જ્ઞાનની વૃદ્ધિથી વાકેફ રહેવાનો નિશ્ચય: આ ચાર નિશ્ચય કર્યા પછીજ શિક્ષકના ધંધામાં જોડાવું.

૪

# વર્ગમાં જતા પહેલાંની તૈયારી.

શિક્ષક તરીકે નોકરી સ્વીકારનારે વર્ગમાં જતાં પહેલાં થોડી તૈયારી કરવાની જરૂર છે. ટ્રેનિંગ કોલેજમાંથી પસાર થઇ શિક્ષક તરીકે જનારાને કેટલીક માહિતી તો મળેલી હોય છેજ. વર્ગમાં શીખવવાનો અભ્યાસક્રમ, વર્ગનું ટાઇમ ટેબલ, વર્ગમાંનું નંબર પત્રક, અને સ્કૂલનું હાજરી પત્રક: એટલાંની માહિતી મેળવવાની ખાસ જરૂર ગણાય. તે પૈકી અભ્યાસક્રમ સિવાયની બાબતો તો ટ્રેઈન્ડ શિક્ષકને પણ જોઈ લેવાની રહેશે.

અભ્યાસક્રમ ધોરણનો શો છે, અને પોતે જે વર્ગમાં જાય છે તેમાં કેટલો અભ્યાસ થયો છે, તથા થયેલા અભ્યાસ માંથી કેટલું છોકરાંને સારી રીતે આવડે છે અને કેટલું અધકચરૂં છે તે આગલા શિક્ષક પાસેથી કે મુખ્ય શિક્ષક પાસેથી જાણી લેવું જોઇએ, અને તે જાણ્યા પછી વર્ગમાં ગયા પછી છોકરાંઓની શક્તિ અને હાજરી વગેરે ધ્યાનમાં લેતાં બતાવેલા અભ્યાસ સંબંધે જાતે માહિતી મેળવી લેવી જોઇએ.

શિક્ષકોની એ હમ્મેશની ટેવ હોય છે કે જનારા શિક્ષકે કાંઇ કામ કર્યું નથી અને છોકરાંને કાંઈ આવડતું નથી એવીજ ફર્યાદ કરવી. આવી ટેવ પસંદ કરવા લાયક નથી. જે થયું હોય તે જરા ધ્યાનપૂર્વક તપાસી, તેનો જેવો યોગ્ય લાગે તેવો રિપોર્ટ મુખ્ય શિક્ષકને આપવો એ

ઠીક છે, પણ બીજાના કામપર એકદમ અભિપ્રાય આપી દેવામાં ડહાપણુ નથી એ નવા શિક્ષકે ધ્યાનમાં રાખવાનું છે.

અભ્યાસક્રમ વિશે સારી માહિતી એ દરેક શિક્ષકની પહેલીજ જરૂરીઆત છે. અભ્યાસક્રમની નકલ પાસે રાખવાથી તેની સારી માહિતી મળી ગઇ એમ માનવાનું નથી. ઘણીવાર એવું માલમ પડે છે કે શિક્ષક અભ્યાસક્રમ વાંચી ગયેલ હોય છે પણ તેનો અર્થ જરા પણ સમજમાં આવેલો હોતો નથી. અભ્યાસક્રમની માહિતી મેળવવી એટલે કેટલું અને શું શીખવવું છે એ સંબંધે જે ક્રમ તૈયાર કરવામાં આવ્યો હોય તેની બધી વિગતથી અને ખરા રહસ્યથી વાકેફ થવું. ટ્રેઇન્ડ શિક્ષક તો તે શીખેલાજ હશે. અનટ્રેઇન્ડ એકદમ બધું જાણી ન શકે એ સ્વાભાવિક છે, પરંતુ શિક્ષકનું કામ લેતાની સાથે પહેલી ફરજ અભ્યાસક્રમ જાણવાની છે એ તો દરેકે જાણવુંજ જોઇએ, અને બનતી ઉતાવળે તેની બરાબર માહિતી મળેલી લેવાની ખંત રાખવી જોઇએ. ટાઇમ ટેબલમાં નવું જાણવાનું બહુ નહિં હોય, તોપણ દરરોજ ક્યાં ક્યાં લેસન ક્યારે ક્યારે છે એ જાણી, તે પ્રમાણે જ કામ કરવાનો આગ્રહ રાખવો એ તો શિક્ષકે જાણવું જ જોઇએ. નિયમસર અને ક્રમ પ્રમાણે કામ કર્યાથી થોડા વખતમાં પણ ઘણું કામ થાય છે એ અનુભવસિદ્ધ વાત છે.

નંબરપત્રક કે વર્ગપત્રક આગલી તારીખ સુધી પૂરાયેલું છે કે કેમ એ જોવું જોઇએ; હમ્મેશાં નિયમસર તે પૂરાય એની કાળજી રાખવી જોઇએ. તેમાંનાં નામ શુદ્ધ

જોડણીથી, સારે અક્ષરે, સફાઇથી લખવાં જોઇએ, અને અંદરનાં બધાં ખાનાં ધ્યાન રાખી પૂરવાં જોઇએ. પટબુક કે હાજરી પત્રક પરથી હકીકત નોંધવામાં ઘણા શિક્ષકો દરકાર વગરના માલમ પડે છે અને તેથી દફતરમાં ગોટાળો થઇ જાય છે— એ ગફલત મુખ્ય શિક્ષકને અને આખી શાળાને શરમાવનારી થઇ પડે છે; માટે દરેક શિક્ષકે તે બાબતમાં કાળજી રાખવાની ફરજમાં કદી પણ ભૂલ ન કરવી જોઇએ.

શાળાનું હાજરીપત્રક ઘણું કરી નવા શિક્ષકના હાથમાં એકદમ આપવામાં આવતું નથી. પરંતુ કાળજી-વાળા શિક્ષકે તે પત્રકથી વાકેફ થઇ, તેમાં પોતાના વર્ગની હાજરી પૂરવા જેટલી પોતાનામાં લાયકાત છે એમ બતાવી આપવુંજ જોઇએ.

આ ઉપરાંત દાખલ થનારાં અને દાખલ હોય તેવાંની ફી વગેરે જે કાંઇ લેવાનું હોય તે બધી વિગતથી પણ શિક્ષકે એકદમ જ વાકેફ થઇ જવાની જરૂર છે, કે જેથી તે સંબંધે કોઇપણ જાતની ભૂલ થવાનો વારો આવે નહિં.

પ્રાથમિક નિશાળોમાં શાળાનું લખાણ કામ કરવાને કે દફતર સંભાળવાને જુદો કારકુન હોતો નથી તેથી તેવાં કામની સ્કૂલના શિક્ષકોમાં વહેંચણી કરવામાં આવે છે. આ પૈકી જે કાંઇ કામ સોંપવામાં આવે તે પણ શિક્ષક તરીકેની ફરજનો જ ભાગ છે એમ સમજી તેવાં કામમાં પણ કાળજીપૂર્વક ભાગ લેવો જોઇએ. પરંતુ એ ખાસ યાદ

રાખવું કે વર્ગ ચાલતો હોય તે દરમ્યાન આવું કશું કામ કરી શકાતું નથી. બપોરની રજામાં અગર સાંજે સ્કુલ બંધ થાય ત્યાર પછી રોકાઇને આવું કામ આટોપી લેવું જોઇએ.

---

## ૫.

## વર્ગવ્યવસ્થા.

શિક્ષક પોતાના કામની શરૂઆત કરે ત્યારે સૌથી પહેલું કામ તો વ્યવસ્થા સંભાળવાનું તેને માથે આવી પડે છે. નવો શિક્ષક પોતાના કામને પહેલે દહાડે પોતાની બીજી જાતની હુશિયારી બતાવી શકે કે બતાવી ન પણ શકે. પરંતુ વ્યવસ્થા સંબંધે તેની સમજ, અને વ્યવસ્થા જાળવવાની તેની આવડત એ તો તુર્તજ પ્રત્યક્ષ થઇ જાય છે.

વર્ગની વ્યવસ્થામાં મુખ્યત્વે કરીને છોકરાંઓને બેસા-રવાની રીત, છોકરાંઓ બરાબર બેસી રહે છે કે કેમ એ જોવાની તેની આવડત, વ્યવસ્થાનો ભંગ કરનારને ઠેકાણે લાવવાની તેની કળા, અને છોકરાંઓને ધ્યાન રાખતાં કર-વાની તેની હુશિયારી એ બાબતોનો સમાવેશ કરી શકાય.

છોકરાંઓને બેસારવાની રીત તો ઘણું કરીને મુખ્ય શિક્ષકજ નક્કી કરે છે-વર્ગમાં નક્કી કરેલીજ હોય છે. જ્યાં દરેક શિક્ષકને તે રીત પસંદ કરવાની સ્વતંત્રતા હોય છે ત્યાં શિક્ષકે થોડી સૂચના લક્ષમાં લેવાની જરૂર છે.

પહેલું તો શિક્ષક અને છોકરાં વચ્ચેનું અંતર કેટલું અને કેવી રીતનું છે તે જોવું જોઇએ. ગુજરાતી નિશાળોમાં

સાધારણ રીતે એવી કઢંગી ગોઠવણ હોય છે કે થોડાંક બહુજ દૂર થઇ પડે છે, નં. ૧માં બતાવ્યા પ્રમાણે

નં૦ ૧




નં૦ ૨




શિ–શિક્ષક क ख ग–છોકરાંઓ.

છોકરાંને બેસારવાં એ જાણે નિશાળોનો સ્થાપિત કાયદો થઈ ગયેલો હોય એમ જણાય છે. તેવી ગોઠવણથી શિક્ષકને વૃથા તકલીફ ઉઠાવવી પડે છે. क અને ग હારમાં થોડાં છોકરાં શિક્ષકની બહુ નજીક થઇ પડે છે. ख વાળાં બધાં દૂર જ હોય છે. ख માં બેઠેલાં છોકરાં બરાબર સાંભળે માટે શિક્ષકને ઘાંટો પાડી બોલવાની ફરજ પડે છે. આને બદલે નં. ૨ માં બતાવી છે તે ગોઠવણ વધારે સગવડવાળી ગણાશે. તેવી ગોઠવણથી શિક્ષક બધાં છોકરાંથી લગભગ સરખે અંતરે રહેશે, અને તેથી વૃથા ઘાંટો પાડવાની તકલીફમાં તેને ઉતરવું પડશે નહિ. જ્યાં પાછળ પાછળ બેસારવાની પદ્ધતિ હોય ત્યાં અંતરની મુશ્કેલી નડતી નથી. તેવી ગોઠવણમાં, જો નંબર આપવા લેવાનું ન હોય તો, છોકરાંઓને કદ પ્રમાણે અને ટેવ પ્રમાણે

બેસારવાની જરૂર છે. ઉંચાં છોકરાં આગળ હોય છે તો પાછળનાં નીચાં છોકરાં ઢંકાઈ જાય છે, માટે નીચાં છોકરાં આગલી હારમાં અને ઉંચાઈના પ્રમાણમાં પાછળ પાછળ બેસારવાં જોઇએ કદનું ધ્યાનમાં રાખવું તેમ ટેવનું પણ- એટલે છોકરાની બુદ્ધિ અને ધ્યાન રાખવાની શક્તિ ઉપરથી પડેલી ટેવનું ધ્યાન રાખવું જોઇએ. કેટલાંક છોકરાં બહુજ રમતીઆળ વૃત્તિનાં, પતંગીઆં જેવાં. હોય છે-જે પુષ્કળ સંભાળ રાખ્યા છતાં પણ એક સરખું ધ્યાન રાખી શકતાં નથી. તેવાંને શિક્ષકે પહેલી હારમાં બેસારી બહુજ સાવધાનપણાથી તાકીદ આપ્યા કરવાની જરૂર છે. કેટલાંક વળી બહુ નબળાં-મગજ શકિતમાં નબળાં હોય છે, તેમને પણ નજીક બેસારવાથી લાભ થાય છે.

વર્ષમાં છોકરાં બેસારવાની આટલી બાબત ધ્યાનમાં રખાશે તો શરૂઆત માટે પૂરતી છે.

વર્ગની વ્યવસ્થામાં બીજી વાત છોકરાંઓ બરાબર બેસી રહે છે કે કેમ એ જોતા રહેવાની છે. ટટાર-છાતી ન દબાય તેવી રીતે, બેસવાની ટેવ પડાવવાની ખાસ જરૂર છે. બાંકડાં હોય છે તો તેનાપર એક પગ મૂકીને બેસવાની ઘણાને ટેવ હોય છે. તેથી બહુ ખરાબ દેખાવ થાય છે. કેટલાંક છોકરાં આગળ અઢીંગવાનું ડેસ્ક હોય તો તે પર, અગર પાછળની પીઠપર હાથ નાખી, માથું નાખી, આગળ લાંબા પગ કરી બેસે છે તે પણ ખરાબ લાગે છે. ટટાર, સીધાં, એક સરખાં, હાથ પગ બરાબર રાખીને છોકરાંઓને બેસવાની ટેવ પડાવ્યાથી વ્યવસ્થા બહુ સુઘટિત લાગે છે.

છોકરાંને આવી રીતે બેસવાની ટેવ પડાવવામાંજ શિક્ષકની આવડતની ખરી કસોટી છે નાનાં બાળકો વારંવાર ભૂલી જાય, હજારવાર કહ્યા છતાં પણ હાથપગ જેમ તેમ મૂક્યા રાખ્યા કરે, તેવે વખતે ઘાંટો ન પાડતાં, વારંવાર સમજાવી સમજાવીને કહેવામાં, ફરતી નજર રાખી આંખના ઈસારાથી છોકરાંને સરખાં થઇ જવાની સૂચના આપવામાં, અને ગડબડ ઘોંઘાટ કે ઘાંટાઘાંટ ક્યાં વિના બધાંને સુવ્યવસ્થિત રાખવામાં શિક્ષકે પોતાની આવડતનો ઉપયોગ કરવાનો છે.

કેટલાક શિક્ષકો એમ માને છે કે બુમ બરાડા પાડવાથી છોકરાં કાબુમાં રહે છે, પણ એ માનવું ભૂલ ભરેલું છે. વારંવાર બરાડા પાડયા કરવાની ટેવ હોય તો છોકરાં તેને ટેવાઇ જાય છે અને જરા પણ ગણકારતાં નથી. વળી તેથી શાંતિનો ભંગ થાય છે અને છોકરાંઓને ગડબડ ઘોંઘાટની આદત પડી જાય છે. છોકરાંઓને વ્યવસ્થિત રાખવામાં ૧ ફરતી નજર, ૨ નક્કી કરેલુ ધોરણ જાળવી રાખવાનો આગ્રહ અને ૩ શાન્ત ઠપકો એ ત્રણ સુટેવથી બહુ લાભ થાય છે. છોકરાંઓનાં દુર્લક્ષથી કંટાળો પામી જે શિક્ષક ચીડાઇ જાય છે તે છોકરાં પર સારો કાબુ રાખી શકતો નથી. છોકરાં તે છોકરાં જ છે; હજાર વખત કહ્યા છતાં પણ તે ભૂલ કરે એ બનવા જોગ છે, છતાં પણ કંટાળો નહિં પામતાં, હૃદયથી ચીડાઇ ન જતાં, શાન્ત રીતે અણગમો બતાવી, માયાભર્યો ઠપકો જે શિક્ષક આપી શકે છે તે શિક્ષક વ્યવસ્થા જાળવી શકે છે, એટલું જ નહિં પણ, છોકરાંનો ચાહ પણ મેળવી શકે છે.

શિક્ષક જ્યારે કામ કરતા હોય—શીખવવાનું કામ કરતા હોય—ત્યારે બધાં છોકરાં તેના કહેવા પર લક્ષ રાખે છે કે નહિ એ દરેક શિક્ષકે બહુ કાળજીપૂર્વક જોવું જોઇએ. શિક્ષકની સર્વ મહેનતનો આધાર છોકરાંઓ કેટલા ધ્યાનથી લક્ષ રાખે છે તેના ઉપર જ છે. શિક્ષક બોલ્યે જાય અને છોકરાં તે ન સાંભળે તો શિક્ષકનું બોલ્યું બધું નકામું જ જાય છે, અને તેથી શીખવ્યું ન શીખવ્યું એ બધું સરખું થઇ રહે છે. છોકરાંને ધ્યાન રાખતાં કરવાની ટેવ એ શિક્ષકની આવડતમાં અને શિક્ષકના કામમાં અર્ધો અર્ધ હિસ્સો ધરાવનારી ટેવ છે; શિક્ષક ગમે તેટલો હુશિયાર, ગમે તેવી આવડતવાળો, ગમે તેવો કળાજાણ હોય, તો પણ જો છોકરાં તેના શીખવવા પર ધ્યાન ન રાખે તો તેની બધી હુશિયારી, આવડત, અને કળાજ્ઞાન પાણીમાં જ જાય છે. માટે દરેક શિક્ષકે શિક્ષક તરીકે કામ શરૂ કરતા પહેલાં વર્ગને વ્યવસ્થિત રાખતાં, અને છોકરાંને ધ્યાન રાખતાં કરવા, ખાસ શ્રમ લેવો ઘટે છે.

વ્યવસ્થાની બાબતમાં વર્ગના પ્રારંભ સંબંધે આટલું ધ્યાન રાખવાની સાથે વર્ગ ચાલતો હોય ત્યારે પણ કેટલીક સામાન્ય બાબતપર ધ્યાન રાખવાની જરૂર છે.

વર્ગમાં છોકરાંને બોલવાનો પ્રસંગ આવે, ત્યારે, ખાસ જરૂર કે પદ્ધતિ ન હોય ત્યારે તો, એકી વખતે એકજ છોકરો બોલે એ ટેવ પડાવવાની જરૂર છે. ઘણીવાર વગર કારણે છોકરાં બેચાર કે વધારે–સાથે બોલી વૃથા ગડબડાટ મચાવી મૂકે છે, કોઇનું બોલ્યું સંભળાતું નથી, એટલે વખત નકામો જાય છે. અને કોઈ કોઈ વાર શિક્ષકની ભૂલ પણ થઇ જાય છે–એકના બોલેલાનો લાભ કે હાનિ બીજાને

મળી જાય છે. એકી વખતે ધોરણ તરીકે તો એકજ છોકરું બોલે તેવો આગ્રહ રાખી તેવી ટેવ પડાવવી જોઇએ, આ વિશે બોલતાં એટલું ઉમેરવાની જરૂર છે કે જ્યારે સમસ્ત વર્ગનો એક સાથે જ જવાબ માગ્યો હોય ત્યારે આ બાબત લાગુ પડી શકે નહિ.

જવાબ દેવા કે બીજે પ્રસંગે છોકરૂં ઉભું થાય ત્યારે બરાબર હાથ પગ રાખીને સીધું ઉભું રહે તેવી ટેવ પડાવવાથી વર્ગની વ્યવસ્થા પર ઘણી સારી અસર થાય છે. ઉભા થતી વખત હાથનો ટેકો રાખવો, પગ પાટલીપર રાખવો, સીધા સન્મુખ નહિં પણ આડા ત્રાંસા ઉભાં રહેવું, કોઈ કોઇને તો ડાબાથી જમણા અને જમણાથી. ડાબા ફરફર કરવાની ટેવ હોય છે તે પ્રમાણે કરવું, આ બધી કુટેવો કહેવાય અને શિક્ષકે તે દૂર કરાવવા શ્રમ લેવો જોઇએ.

સ્લેટ કે બીજું કાંઇ લખેલું બતાવવા આવવું હોય ત્યારે શિક્ષકની પાસે એકેક છોકરૂં આવે, એક જાય કે બીજું હાજર જ હોય, તેવી ટેવ પડાવવાથી વ્યવસ્થા વખાણવા લાયક ગણાશે. ઘણીવાર ટેબલની આસપાસ કુંડાળું વળી ઉભાં રહેતાં છોકરાંથી વર્ગમાં ગોટાળો અને અવ્યવસ્થા થઇ જાય છે. કાંઇ કારણસર વધારે છોકરાંને શિક્ષકને પોતાની પાસે બોલાવવાની જરૂર હોય, તો તેવે વખતે પણ ક્રમવાર, રીતસર, સરખી રીતે છોકરાં ઉભાં રહે એમ થવું જોઇએ.

વ્યવસ્થા રાખવા માટે શિક્ષા કરનાર શિક્ષક તરફ છોકરાંઓ ત્રાસથી જુએ છે, ચાહથી જોતાં નથી. ભય વિના પ્રીતિ નથી એ કહેવત હમ્મેશ માટે સાચીજ છે;

પણ ભય શિક્ષાથી જ ઉત્પન્ન થાય છે એમ માનનારા શિક્ષકો મોટી ભૂલ કરે છે. શિક્ષા સંબંધે આંહિ વિસ્તાર કરવાની જરૂર નથી. આંહિ તો એટલું જ કહેવાનું છે કે વર્ગની વ્યવસ્થામાં શાન્તિ એ મુખ્ય જરૂરિયાત છે. શાન્તિ જાળવવા માટે ધાંટાધાંટ કે મારપછાડની જરૂર નથી. શાન્તિ અને સુટેવોથી વર્ગની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની બને છે. આ બેની જરૂર છે તેટલી જ સ્વચ્છતાની પણ જરૂર સ્વીકારવી જોઇએ. શિક્ષકનું શરીર અને કપડાં સ્વચ્છ જોઇએ એટલું જ નહિં, પણ તેનું ટેબલ, ટેબલનાં ખાનાં, ટેબલ પરનો ખડિયો અને કલમ એ બધાં સ્વચ્છ જોઇએ. શિક્ષક પોતે સ્વચ્છ અને સાફસુફ હશે તો છોકરાંને પણ તેવીજ ટેવ પડશે. વર્ગના ઓરડાને વાળી ઝાડી સાફ રખાવવાનું તો મુખ્ય શિક્ષક જુએ છે, પરંતુ સાફ કરનારની બેકાળજીનો રિપોર્ટ કરવાનું કામ શિક્ષકનું છે. ઓરડો સાફ હોય, ટેબલ અને તેના પરની વસ્તુઓ સાફ હોય, તો છોકરાંને એક પ્રત્યક્ષપાઠ તો અપાઇ ગયોજ સમજવો. પછી તો માત્ર છોકરાંઓ કાગળની કટકીઓ, ખાવાની ચીજના દાણા, વગેરે કે પેનના કટકાઓ નાખી ઓરડાને કચરાવાળો ગંદો ન બનાવે તેટલુંજ જોવાનું રહે છે.

આટલું ધ્યાન રાખનાર શિક્ષકની વર્ગની વ્યવસ્થા સંબંધે દોષ ભાગ્યેજ નીકળશે. શિક્ષક તરીકે કામ શરૂ કરનારે ઉપર કહેલી બાબતો ધ્યાનમાં રાખવી એટલું જ નહિ, પણ બહુ ચીવટ અને ચીકટપણાથી તે પ્રમાણે વર્તન કરવાનો આગ્રહ રાખવો.

વર્ગમાંનું કાળું પાટિયું હર વખત સાફ રહે, લખવા માટે ચાકનો કકડો હાજર રહે, પાટિયું સાફ કરવા માટે કપડાનો કટકો પાટિયાની પાસેજ હોય, વાંચનની ચોપડી કે બીજી જરૂર પૂરતી ચોપડીઓ પણ વર્ગમાં હાથવગી રહે, અને તે બધું સાફ, સ્વચ્છ, વ્યવસ્થિત અને ઉપયોગમાં લઈ શકાય તેવી સ્થિતિમાં રહે એ કાળજી વ્યવસ્થા ઇચ્છનાર શિક્ષકે રાખવી ઘટે છે. તેમજ શિક્ષણ માટેનાં બીજાં સાહિત્યો વર્ગમાં રહેતાં હોય તો ગોઠવેલાં અને હરેક માટે નક્કી કરેલી જગાએ રહે, અને બહારથી લાવવાં હોય તો વખતસર લાવી રાખવામાં, લાવતી વખત બંદોબસ્ત જાળવવામાં અને કામ થઇ રહે એટલે પાછાં બરાબર મૂકી આવવામાં કે મોકલી દેવામાં કાળજી પણ જરૂરની છે.

૬

## શિક્ષકે પાળવાના કેટલાક આવશ્યક નિયમો.

'પવિત્ર જીવન' ગાળવાનો નિશ્ચય કર્યા પછી જ શિક્ષકના ધંધામાં જોડાવાનું કહેવાઇ ગયું છે, તેથી સત્ય, નીતિ, ઔદાર્ય વગેરે ગુણો મેળવવા અને જાળવવા માટેના નિયમોનો ઉલ્લેખ કરવાનું રહેતું નથી. એ બધાની વિગત ચારિત્ર્ય, નીતિવિચાર વગેરેનાં પુસ્તકોમાંથી જાણી લેવી. આંહિ તો કેટલાક શિક્ષકો કેટલાક જરૂર પાળવા જોઇતા નિયમોની પણ દરકાર કરતા નથી એ તરફ લક્ષ રાખી શિક્ષક થવા ઇચ્છનારે ક્યા ક્યા નિયમો અવશ્ય રીતે પાળવાનું ધ્યાન રાખવું જોઇએ એ કહેવાનું છે.

૧. પહેલો નિયમ વખતસર હાજર થવું અને નિયમસર કામ કરવું એ આપવા જેવો છે. પ્રભુએ માણસના મનપર સેતાનનો એટલો બધો અમલ રહેવા દીધો છે કે નાની નજીવી બાબતમાં સેતાન મનને આડે માર્ગે દોરે છે. માણસ શરૂઆતમાં તેની દરકાર કરતો નથી–પરિણામે સેતાનનું જોર વધી જાય છે અને માણસ પ્રભુનો નહિં, પણ સેતાનનો દાસ બને છે. નિશાળનો વખત સાડા દશે શરૂ થતો હોય તો પાંચ દશ મિનિટ મોડા આવવું એમાં તો શિક્ષકો કશો બાધ સમજતા નથી. કોઇ વાર ખાસ સંજોગોને લીધે મોડું થાય એ માફ કરી શકાય, પણ હમ્મેશાં બેદરકારીને લીધે મોડા થવાની કુટેવ કોઇ શિક્ષકે પડવા દેવી જોઇએ નહિં. કેટલીવાર એવું પણ બને છે કે નિશાળમાં હાજર હોય છતાં વાતચિતમાંજ પાંચ દશ મિનિટ ગુમાવે છે. શિક્ષકો એમ સમજે છે કે પાંચ દશ મિનિટમાં તે શું? બરાબર શીખવીએ, તો તેનો બદલો તો વાળી દેવાય. એ સમજ અમુક રીતે ખોટી નથી. બરાબર શિખવનાર શિક્ષક અરધા કલાકમાં સારૂં કામ કરી શકે અને તેવી આવડત ન હોય તે પૂરી સાઠ મિનિટમાં પણ તેટલું કામ ન કરી શકે. પણ શિક્ષકે પહેલી વાત તો એ ધ્યાનમાં રાખવા જેવી છે કે તેમને પગાર બધો વખત **બરાબર** કામ કરવાનો મળે છે. જેટલી મિનિટ બરાબર કામ ન થાય તેટલી મિનિટ પગાર **હરામનો** લીધો એમ કહેવાય, એટલે બરાબર કામ કરવાથી થોડી મુદ્દત ગુમાવવાનો પરવાનો મળી જતો નથી.

બીજું, આખો દિવસ તો જ્યારે કામ કરવું જ છે, ત્યારે પાંચ દશ મિનિટ માટે વખતસર થવાનો સદ્‌ગુણ શા માટે ન મેળવવો? તેથી શિક્ષકને પોતાને લાભ છે, એટલું જ નહિં પણ તેવી રીતથી વિદ્યાર્થીઓને ઘણો વધારે લાભ થાય છે. શિક્ષક પોતે નિયમસર–વખતસર– આવનારો હશે, તો છોકરાંઓ તેવી ટેવ શીખશે. વખતસર થવાની ટેવ જીંદગીમાં કેટલી બધી ઉપયોગી છે એ કોઇને સમજાવવાની જરૂરજ છે.

૨. બીજો નિયમ ટાઇમ ટેબલ પ્રમાણે કામ કરવાનો પાળવો જોઇએ. ગમે તે કામ ગમે ત્યારે કરીને પણ ધારેલો અભ્યાસ કરી શકાય ખરો, પણ તેથી ધારેલું પરિણામ ન આવે. દેખરેખ માટે, અમુક પદ્ધતિથી શીખવવા માટે, કામની અમુક યોગ્યતા ધ્યાનનાં રાખવા માટે, છોકરાંઓનાં મગજપર પડતો બોજો વ્યવસ્થિત કરવા માટે, એવાં એવાં અનેક કારણો માટે ટાઇમટેબલ નકકી કરવામાં આવે છે. તે પ્રમાણે કામ કરવાથી કામ કેટલું બધું ઊંચું આવે છે એ દરેક શિક્ષકે અનુભવથી જ જાણી લેવા જેવું છે. શાળાની જવાબદારી મુખ્ય શિક્ષક પર છે અને જો દરેક શિક્ષક ફાવે તેમ કામ કરે તો મુખ્ય શિક્ષકના ધ્યાનમાં અભ્યાસ રહી શકે નહિ, અને યોગ્ય દેખરેખ માટે તેને સરળતા રહે નહિં. નિયમસર અને વખતસર કામ કરવાથી અનેક રીતના લાભ થાય છે દરેક શિક્ષકે આપેલા ટાઇમ ટેબલ પ્રમાણેજ કામ કરવાનું ધ્યાનમાં રાખવું.

૩. શિક્ષકની બોલવાની અને બેસવાની રીત સંબંધે પણ સૂચના આપવાની જરૂર છે એ ગુજરાતની રીતભાત

કેટલી અસંસ્કારી છે એ બતાવે છે. છોકરાઓને તુંકારાથી તો દરેક શિક્ષક બોલાવે છે અને દલીલ એમ થાય છે કે તે તો દેશનો ચાલ છે. દેશનો ચાલ પાડનાર દેશના રહેનારા જ છે અને તે ફેરવવાનું પણ તેમનાજ હાથમાં છે. શિક્ષકો ધારે તો એકદમ સુધારી શકાય તેવો એ ચાલ છે.

સભ્યતા તો ઘણા જ થોડા શિક્ષકોમાં જોવામાં આવે છે. ઉપરી તરફ અસભ્ય વર્તણુંક બતાવી શકાય નહિં એટલું સમજનારા શિક્ષકો સભ્યતા એ મનુષ્ય માત્રનું ઉત્તમ ભૂષણ છે એવું સમજતા નથી, અને છોકરાંઓના માબાપ તરફ ઘણીવાર કડક વતર્ણુક ચલાવે છે. છોકરાંઓના તરફ, તેમનાં માબાપ તરફ, અને તેઓ જેને હલકાં ગણુતા હોય તેવાં માણુસ તરફ પણ સભ્યતા ભરી વર્તણુંક ચલાવવાની દરેક શિક્ષકે ટેવ પાડવી જોઇએ.

સભ્યતામાં બોલવાનો સમાવેશ થાય છે, તેમજ પહેરવેશનો અને બેસવા કારવવાનો પણ સમાવેશ થાય છે. પહેરવેશની બાબતમાં ખાસ કહેવાની સ્થિતિ રહી નથી એ ખુશી થવા જેવું છે.

બેસવામાં તો હજી ઘણા શિક્ષકો—ખુરશી પર પગ ચડાવીને, કે સામા પડેલા ટેબલપર કે સ્ટુલ પર પગ લાંબા કરીને—અસભ્ય દેખાવ આપે છે. કહેવાની જરૂર નથી કે આવી કોઇ પણ રીતની અસભ્યતા શિક્ષકમાં ન હોવી જોઇએ.

સારી રીતભાત, સભ્ય દેખાવ અને આનંદી સ્વભાવ એ ગુણો શિક્ષકમાત્રે મેળવવા, કેળવવા જોઇએ. કેળવણીથી

રીતભાત સારી, સંસ્કારી, મનોગમ, અને માણસને શોભા અપાવે તેવી ન થાય, તો કેળવણી તદ્દન નકામીજ સમજવી. આ રીતભાત મોટી ઉમ્મરે શીખવાય કે ઘરમાંજ શીખવાય એમ માનનારા શિક્ષકો ખરી સ્થિતિ સમજતાજ નથી એમ કહેવું જોઇએ. રીતભાતના સંસ્કાર બચપણથી પડે છે, અને શૈશવ અવસ્થામાં તો બહુ જ અસરકારક રીતે જામવા લાગે છે. નિશાળોની અને શિક્ષકોની રીતભાત સુધરે તો દેશની રીતભાત એકદમ સુધરી જાય છે. છોકરાંઓની રીત-ભાત ઘરની રીતભાતથી ઘડાય છે એ જેટલું ખરૂં છે તેટલું જ શિક્ષકથી સુધરે છે એ પણ ખરૂં છે. છોકરાંને શિક્ષક પર માબાપ કરતાં પણ વધારે શ્રદ્ધા હોય છે એ તો શિક્ષકના અને માબાપના અનુભવમાં આવ્યું જ હશે. મા-બાપ પાસે હોય ત્યારે પણ છોકરાં શિક્ષકની અસરથી કેટલાં ભીંજેલાં હોય છે એ માબાપના જાણવામાં હશે જ. છોકરાંની રીતભાત સારી કરવામાં શિક્ષક ઘણું હિતકારક કામ કરી શકે છે. શિક્ષકની ફરજ છે કે પોતાનાં છોકરાંની રીતભાત સારી અને સભ્ય થાય તેની પૂરતી કાળજી રાખવી અને તેવી કાળજી યોગ્યતાથી રાખી શકાય માટે પોતે પોતાની રીતભાત પર સંપૂર્ણ લક્ષ આપવું.

---

૭

## શિક્ષણ સફળ કેમ થશે ?

શિક્ષકનું શિક્ષણ સફળ ન થાય તો શિક્ષકનું કામ કાંઇજ થયુંજ નહિં એમ સમજવું જોઇએ. વર્ગમાં અમુક

[illegible] કરી ગયા, કે વિષય સમજાવી ગયા એટલે કામ થઇ ગયું એમ ઘણા શિક્ષકો માની બેસે છે. કામ આગળને આગળ ચલાવી અભ્યાસક્રમમાં બતાવેલો અભ્યાસ સંપૂર્ણ ર્ક્યાથી શિક્ષકે પોતાની ફરજ અદા કરી લીધી એવું માનવાની ભૂલ ઘણા શિક્ષકો કરે છે. શિક્ષકના કામની કદર કામ કેટલું થયું તેથી નથી થતી, પણ કેવું થયું તેથી થાય છે. અલબત્ત, બહુજ થોડું કામ કરી તેને બહુજ સારૂં કરી બતાવ્યાથી પણ ફરજ બરાબર અદા થઇ એમ ન કહેવાય; વધારેમાં વધારે જેટલું કરી શકાય તેટલું સારામાં સારૂં કામ કરવું એવીજ દરેક શિક્ષકની સમજ હોવી જોઇએ. કરેલા કામમાં છોકરાં બરાબર તૈયાર થયાં છે, એકલી ગોખણ પટ્ટીથી નહિં પણ થયેલું બધું છોકરાં બરાબર સમજ્યાં છે, પોતાની શક્તિ પ્રમાણે સમજાવી શકે છે, યાદ રાખી શક્યાં છે, જોઇએ તેટલું બરાબર મોઢે છે, એમ પાકી ખાતરી થાય ત્યારેજ તે બરાબર તૈયાર થયાં કહેવાય, અને ત્યારેજ કામ સફળ થયું કહેવાય. એવી રીતનું સફળ કામ કરવા માટે શિક્ષકે પહેલી સંભાળ તો છોકરાંઓ ધ્યાન રાખે તેની રાખવી જોઇએ. પોતે બોલ્યે જાય, પણ છોકરાં બેધ્યાન હોય તો મહેનત બધી નકામીજ જાય. આગળ કહેવાઈજ ગયું છે કે શિક્ષકના કામના વિજયનો આધાર લગભગ પચાસ ટકા જેટલો તો તે કેવી રીતે ધ્યાન રખાવી શકે છે તેના ઉપર રહે છે.

છોકરાં ધ્યાન રાખતાં થાય તેને માટે એ જરૂરનું છે કે જે વિષય શીખવવાનો હોય તે તરફ છોકરાંની પ્રીતિ

ઉત્પન્ન કરવી. છોકરા શીખવા માટે તત્પર બને, ઉત્કંઠિત થાય તો ધ્યાન રાખવાની શરૂઆત કરશે—પ્રારંભમાં તો બરાબર ધ્યાન રાખશે.

ઉત્પન્ન થયેલી ઉત્કંઠા ચાલુ રહે માટે શિક્ષકે પોતાના કામને રસિક કરવું જોઇએ—એટ ક્ષણે છોકરાંને રસ આવે—મજા પડે—તેવી રીતે શિક્ષણનું કામ કરવું જોઇએ.

પોતાનું કામ રસિક કરનાર શિક્ષક બહુજ ભાગ્યશાળી છે. કામને રસિક કરવાની કળા એ કુદ્રતી બક્ષીસ છે-જે શિક્ષકને તે બક્ષીસ મળેલી છે તે ખંત અને પ્રમાણિક વૃત્તિ રાખે તો ઉત્તમ શિક્ષક બની શકે:

પોતાનાં કામને રસિક બનાવવાની કળા અમુક પ્રમાણમાં મેળવી પણ શકાય છે. તે મેળવવા માટે ખરા જીગરથી પ્રયાસ કરવો એ શિક્ષકનો ધંધો સ્વીકારનારની ફરજ છે.

તે કળા મેળવવા માટે પહેલાં તો અનન્ત ઉત્સાહની જરૂરજ છે. ઉત્સાહ અનન્ત જોઇએ-એટલે આજ ઉત્સાહ હોય, એક માસ ટકે, અને પછી શિથિલ થઈ જાય તે કામમાં ન આવે. ઉત્સાહ અનન્ત-એટલે-અન્ત વગરનો હોવો જોઇએ. ફળની અપ્રાપ્તિથી જે મંદ ન પડે, વિઘ્નો આવી પડવાથી જે નાબુદ ન થાય, અને લાંબો વખત ચાલુ રાખ્યા છતાં ફળ નહિં મળવાથી જે કંટાળાથી પરાજીત ન થાય તેવો ઉત્સાહ જે શિક્ષક રાખી શકે તે કોઈક દિવસ પણ વિજય મેળવશેજ. ઉત્સાહ આવી રીતનો ટકી રહે માટે શિક્ષકમાં આત્મશ્રદ્ધા હોવી જોઇએ-પોતે કામ કરવા ઇચ્છે છે અને પ્રભુની કૃપાથી કરી શકશે એવી ઉગ્ર ઇચ્છા અને અડગ શ્રદ્ધા હશે તોજ ઉત્સાહ અનન્ત થઇ શકશે.

ઉગ્ર ઇચ્છા, અડગ શ્રદ્ધા અને અનન્ત ઉત્સાહને પરિણામે કેવાં કેવાં મોટાં મોટાં કામો થયાં છે એ જાણનાર શિક્ષકને પોતાના કામમાં વિજય મેળવવામાં જરા પણ સંશય રહેશે નહિં.

આ અનન્ત ઉત્સાહની સાથે પોતાને જે કામ કરવાનું છે તેનું જ્ઞાન હોવું એ રસ ઉત્પન્ન કરવાનું બીજું સાધન છે. તે જ્ઞાન અભ્યાસથીજ મળે છે. પરંતુ એ યાદ રાખવાનું છે કે અમુક અભ્યાસ એક વખત કર્યો તેથી સદા કાળ માટે તેના લાભ ઉપયોગી બને તેવી રીતે મળ્યા કરતા નથી. વિદ્યાને આપણા પૂર્વજોએ **ત્રિપક્ષા** કહી છે, એટલે કે ત્રણ પખવાડિયાં સુધીમાં જો એકવાર પણ પુનરાવર્તન કે મનન ન થાય તો વિદ્યા વિસારે પડે છે. પોતાને શીખવવાનો વિષય ગમે તેટલો સહેલો કે જાણીતો હોય, તોપણ શીખવવાને દિવસે તે વિષયનું એકવાર પણ પુનરાવર્તન કરવાથી તેનું જ્ઞાન બહુ પાકું, એકદમ ઉપયોગમાં લઇ શકાય તેવું, અને ચોક્કસ થાય છે. માટે શીખવવાના વિષયનું સારૂં જ્ઞાન અને શીખવવાને દહાડે તેનું પુનરાવર્તન કરી કામને માટે યોગ્ય તૈયારી એ વિષયને રસિક બનાવવામાં બહુ ઉપયોગી થઇ પડે છે એ ધ્યાનમાં રાખવું.

કામના વિજય માટે ત્રીજું સાધન શિક્ષણની પદ્ધતિનું ભાન હોવું તે છે—ઉત્સાહ ગમે તેટલો હોય, વિષયનું જ્ઞાન ગમે તેવું પરિપૂર્ણ હોય, તોપણ પદ્ધતિ નહિં આવડતી હોય, તો વિષય રસિક બનાવી શકાશે નહિં. શિક્ષણની પદ્ધતિ પુસ્તકોદ્વારા, ગુરૂદ્વારા, અને અનુભવદ્વારા શીખી

શકાય છે. આ પુસ્તકના બાકીના ભાગમાં તે વિષે કાંઇક કહેવામાં આવશે. પરંતુ એકજ પુસ્તક ઉપર આધાર રાખનાર સંપૂર્ણ વિજય મેળવી શકતો નથી. વળી પુસ્તકોમાં તો શિક્ષણની પદ્ધતિનું શાસ્ત્ર કહેવામાં આવ્યું હોય—કળા પુસ્તક દ્વારા યથાયોગ્ય રીતે બતાવી શકાય નહિં. કળા શીખવા માટે તો કોઈ કળાવિધાયક પાસે અન્તેવાસી થઈ બેસવું જોઇએ—શિક્ષણ આપવામાં વખણાતા સારા શિક્ષકો પાઠ આપે—ત્યારે હાજરી આપવી જોઇએ અને તેમ હાજરી આપ્યાથી મળતા લાભનો ઉપયોગ કરવો જોઇએ.

વિષયને રસિક કરવા માટે બીજી પણ બાબતોની જરૂર છે. સ્વચ્છતા, સભ્ય દેખાવ, હસતો આનન્દી ચહેરો, અને હસમુખો સ્વભાવ; બોલવામાં શુદ્ધિ અને સારી ભાષાનો ઉપયોગ; એક ને એક વાત અનેક રીતે કહી શકાય તેવું ભાષાનું સારૂં જ્ઞાન; વિષય લાંબો થઇ જાય તો કંટાળો દૂર કરવા માટે વચમાં વચમાં વિનોદી ટુચકા મૂકી છોકરાંઓને તેજવાળાં બનાવી દેવાની કળા; છોકરાંઓ સમજી શકે અને કદર કરી શકે તેવી રીતની સભ્ય, વિનીત, અને આનંદદાયક હાથ—મ્હોંની ચેષ્ટા—આવી આવી અનેક બાબતો વિષયને રસિક બનાવવામાં ઉપયોગી થઈ પડે છે; પરંતુ શિક્ષણના શાસ્ત્રમાં પ્રવેશ કરનારને માટે એ બધી વિગતો વધારે પડતી થઇ પડે એમ માની આટલો ઉલ્લેખજ કરવામાં આવ્યો છે.

શિક્ષણ સફળ બનાવવા માટે છોકરાંની હાજરીની બહુ જરૂર છે. છોકરાં નિયમિત રીતે હાજર રહેતાં હોય તો

શિક્ષણની અસર જલદી થાય છે, ઉંડી થાય છે. છોકરાંની હાજરીપર ધ્યાન ન રાખનાર શિક્ષક ગમે તેવો હુશિયાર હશે તોપણ શિક્ષણને બહુ સફળ બનાવી શકશે નહિં. છોકરાંની હાજરી સારી રહે એવું કરવું એ પણ શિક્ષકની આવડતની વાત છે. સારો શિક્ષક છોકરાંને એવા આકર્ષણથી ખેંચી શકે છે કે તેના વર્ગમાં હાજરી બહુ સારી રહે છે. સારી હાજરી હોવી એ પણ શિક્ષણને સફળ બનાવવા માટે એક જરૂરની બાબત છે.

## ૮

## છોકરાં તરફ વર્તન.

શિક્ષકને પોતાનું ઘણું ખરૂં કામ છોકરાં સાથે કરવાનું છે. મુખ્ય શિક્ષક, સહકારી શિક્ષકભાઇઓ, અને છોકરાંનાં માબાપ એમની સાથે પણ દરેક શિક્ષકને પ્રસંગ પડે છે જ; પરંતુ ઘણું ખરૂં કામ છોકરાંઓની સાથે હોવાથી આંહિ તે વિષે કહેવાની જરૂર ધારી છે.

શિક્ષકે એક સભ્ય, સંસ્કારી, અને નમુના રૂપ મનુષ્ય તરીકે રહેવું જોઇએ, પરંતુ આવાં પુસ્તકમાં તેવી બધી વિગત આપી શકાય નહિં. અલબત્ત, શિક્ષક જો એક સારા માણસ તરીકે, અને સુશિક્ષિત વ્યક્તિ તરીકે, યોગ્ય માન મેળવી ન શકે તો તે શિક્ષક તરીકે સંપૂર્ણ લાયકાત ધરાવનારો કહી શકાય નહિં. વળી, પોતાના મુખ્ય શિક્ષક. સહકારી શિક્ષક ભાઇઓ, અને છોકરાંનાં માબાપ સાથે સારી રીતે વર્તવું એ તો દરેક શિક્ષકની ખાસ ફરજ જ

ગણાય. તેવી જાતના વર્તન માટે શિક્ષકની સામાન્ય સમજપર આધાર રાખી, માત્ર છોકરાં તરફ તેણે કેવી રીતનું વર્તન ચલાવવું એટલુંજ કહેવામાં આવશે.

દરેક શિક્ષકની પહેલી ફરજ તો છોકરાંનો શિક્ષક માટેનો ત્રાસ દૂર કરવાની છે. શિક્ષક કેમ જાણે રાક્ષસ જ હોય, ક્રૂરતાની મૂર્તિ હોય, શિક્ષા કરનાર અધિકારી હોય, છોકરાંને ડરાવનાર, ધમકી આપનાર, પાંસરાં કરનાર ધોકો હોય, તેવું જ હજી સૌનું માનવું છે. આ માનવું દૂર કરવું એ શિક્ષકની એક જરૂરની ફરજ છે.

ઘણા શિક્ષકો હજી પણ છોકરાંને જરા જરામાં ડોળા કાઢી ધમકાવવામાં હુશિયારી માને છે; હાથમાં સોટી (અધિકારીઓની મના હોવા છતાં, ચાળીસ નિશાળો વચ્ચે અધિકારી એક જ હોય એટલે તે ગમે ત્યારે આવી શકે નહિં તેથી આવે ત્યારે ટેબલપર પછાડવા માટે જ સોટી રાખવામાં આવી છે એ ખુલાસો અધિકારી શિક્ષકના માન ખાતર સ્વીકારી લે છે તેથી, અને મુખ્ય શિક્ષક કાંતો સમજતાજ ન હોય અને સમજતા હોય તો આગ્રહ રાખતા ન હોય તેથી, ) રાખી જરા જરા વારમાં તેનો ઉપયોગ કરવાની જરૂર માને છે; સોટી ન રખાતી હોય તો પછી ફુટપટીનો તેવો જ ઉપયોગ કરવામાં તત્પરતા બતાવે છે. આવી જાતનું વર્તન જરૂરનું નથી, એટલું જ નહિ, પણ બહુજ અનર્થકારી છે. નાનાં બાળકોને પહેલેથી અમુક જાતની ટેવ પડાવી હોય તો તેના જેવાં કુમળાં, વાળીયે તેમ વળે તેવાં, હુકમને તાબે થનારાં, સામા માણસની

લાગણીની દરકાર રનારાં બીજા કોઇ પ્રાણી નથી એ જો કોઇ ન માનતું હોય, તો તેણે અનુભવ લઇ ખાતરી કરવી જોઇએ.

છોકરાં તરફ માયાળુ વર્તન રાખવાથી છોકરાં ઉપર બહુજ લાભકારક અસર થાય છે. છોકરાંને દેખી જે શિક્ષકની આંખો હસે છે, અને જેનું હૃદય પ્રફુલ્લ બની રહે છે, તે શિક્ષક તરફ છોકરાં આપોઆપજ ખેંચાઇ જાય છે. મમતા અને પ્રેમ એ બે લાગણીથી છોકરાં પર જેટલી અસર થાય છે તેટલી ભાગ્યે જ બીજા કોઇપર થતી હશે. નિષ્પાપ વર્તન, નિખાલસ હૃદય, અને અંતર બાહ્ય એક રૂપ જીવન જેવું છોકરાંનું હોય છે તેવું ભાગ્યે જ મોટા પરમહંસનું પણ હોઇ શકે. તેવાં છોકરાંને પોતાનાં કરી લેવામાં માત્ર હૃદયનો પ્રેમ અને ખરી મમતાની લાગણી એ બેની જ જરૂર છે, બીજી એકે કળાની જરૂર નથી.

અલબત્ત, ભય વગર પ્રીતિ નથી એ સૂત્ર ખરૂં જ છે. અને છોકરાંને સુધારનારને ભય બતાવવાની પણ જરૂર પડે છે. લુચ્ચાઇભર્યું વર્તન, હાનિકારક રમતિયાળ વૃત્તિ, મસ્તીભર્યો દુરાગ્રહ, અને તોફાની સ્વભાવને કાબુમાં ન રાખવામાં આવે તો પરિણામ અનિષ્ટ જ થાય. પરંતુ 'ભય બતાવવો' એટલે વારંવાર ખીજ્યા કરવું, મોટેથી બરાડા પાડયા કરવા, આંખો ચડાવ્યા કરવી, કે સોટીના સુસવાટા બોલાવ્યા કરવા એમ સમજવાનું નથી. ચહેરો ગંભીર કર્યાથી, અવાજ ફેરવી નાખ્યાથી, અણગમો બતાવ્યાથી અને એવી શાન્તિભરી રીતે પણ ભય બતાવી શકાય છે એવી

સમજ ઘણુા થોડામાં હોય છે. માર ફાડથી, બુમ બરાડાથી કે ખીજ ચીડથી જેવી અસર થાય છે તેના કરતાં શાન્ત ઠપકાથી ઘણી વધારે અસર થાય છે એ અનુભવ લીધાથી જાણી શકાશે. જ્યારે હદ બહાર વાત જાય ત્યારે શારીરિક સજાની જરૂર પડે છે. પણ સજા પોતે કદી સુધારો કરી શકતી નથી. સજાનો ત્રાસ સુધારી શકે છે. જરૂર પડે ત્યારે સજાનો ત્રાસ આપવો, પણ સજા તો બહુજ જૂજ કરવી. વારંવાર સજા કર્યાથી છોકરાં નિભર અને નઠોર થઈ જાય એ તો શિક્ષકો સારી પેઠે જાણે છે.

સજાથી નહિ, પણ શાન્ત ઠપકાથી ભય બતાવવાથી વધારે સારાં પરિણામ આવશે. તેવો ભય પ્રીતિ માટે જરૂરનો છે. છોકરાં જો સહેજ પણ ડર ન ખાય તો મમતા અને પ્રેમ ટકી રહે નહિં. ડર હોવા છતાં મમતાળુ વર્તનની ઘણી જ સારી અસર થાય છે. માટે દરેક શિક્ષકે મમતા અને પ્રીતિથી છોકરાં સાથે વર્તવું એવો નિશ્ચય રાખી યોગ્ય પ્રમાણમાં જ ભયનો ઉપયોગ કરવો. પરિણામ એવું આવશે કે શિક્ષક ત્રાસરૂપ નહિં, પણ પ્રેમરૂપ જ ભાસશે અને નિશાળ કંટાળો આપનારી નહિ, પણ આનંદ આપનારી થઇ જશે.



# શિક્ષણ ચન્દ્રિકા.

## ભાગ ૨ જો.

### શીખવવાના વિષયોઃ—

### તે શા માટે શીખવવા ?

# શિક્ષણ–ચંન્દ્રિકા.

## ભાગ બીજો.

### ૧

### પ્રારંભ.

પહેલા ભાગમાં કહેવામાં આવેલી સામાન્ય સૂચના ધ્યાનમાં લીધા પછી શિક્ષકે શિક્ષણનાં શાસ્ત્ર સંબંધી સામન્ય જ્ઞાન મેળવવાની જરૂર છે. પરંતુ વિગતવાર સામાન્ય ચર્ચા શરૂ કરતા પહેલાં, દરેક વિષય શીખવતી વખતે લક્ષમાં રાખવા લાયક થોડીક બાબતો આંહિં કહેવાની જરૂર છે.

૧. શિક્ષક માત્રને વારંવાર યાદ આપવા જેવી વાત શિક્ષકના અવાજની છે. આપણા શિક્ષકો એમ માને છે કે જેમ મોટે અવાજે બોલીએ તેમ છોકરાઓ વધારે ધ્યાન રાખે. પણ અનુભવ કહે છે કે એ માનવું તદ્દન ખોટું છે. વર્ગમાં બધે સારી રીતે સંભળાય તેથી મોટા ઘાંટાએ બોલવાથી વર્ગમાં નકામો ઘોંઘાટ વધે છે. આપણી નિશાળોમાં તો એક મોટા ઓરડામાં બે ત્રણ વર્ગો બેસતા હોવાથી

બીજાને અડચણ પડે છે, શિક્ષકને વૃથા તકલીફ પડે છે, અને છોકરાંઓ સાંભળવા માટે જરા પણ શ્રમ લેતાં નથી. જેમ વધારે શ્રમથી, ધ્યાનને ચોટાડીને, સાંભળવાની જરૂર પડે, તેમ મગજ ઉપર વધારે ઉંડી છાપ પડે, અને યાદદાસ્ત વધારે સારૂં કામ કરી શકે.

એક વખત મોટા ઘાંટા માટે એક એવો ખુલાસો રજુ કરવામાં આવ્યો હતો કે મોટેથી બોલવાથી ફેફસાં વધારે કામ કરે છે, અને તેથી ફેફસાંના રોગથી શિક્ષક બચે છે. આ ખુલાસાને ખોટો એટલા માટે કહેવો પડે છે કે દરેક બાબતને હદ હોય છે. ઘાંટા પાડયા કરવાથી ફેફસાં વધારે કામ કરે એ ખરૂં, પણ તે કામ એટલું બધું ગજા ઉપરાંત થાય કે તેથી અતિ શ્રમ પડે, થાક લાગે, તાકાત કમી થાય; તો પછી મોટે ઘાંટે બોલવાના લાભ કરતાં હાનિ વધી જાય. મોટે ઘાંટે બોલનારા શિક્ષકોમાંથીજ ક્ષય કે એવા બીજા ફેફસાંના રોગના ભોગ થનારા ઘણા નીકળવાનો સંભવ છે. માટે વગર જરૂરે બુમ બરાડા પાડીને જ બોલ્યા કરવાની ટેવ તબીયતને બગાડનારી, વર્ગને ઘોંઘાટભર્યો કરી મૂકનારી અને છોકરાઓને બેધ્યાન બનાવનારી છે એમ સમજી શિક્ષકે મધ્યમસરના અવાજથી બોલવાની ટેવ પાડવી. ઉમેરવાની ભાગ્યે જ જરૂર છે કે અવાજ ધીમો અને મધ્યમસર રાખવો એમ કહેવાનો એવો અર્થ ન કરવો જોઇએ કે અવાજ બહુજ મંદ—ન સંભાળાય તેવો ધીમો રાખવો ધીમે અવાજે બોલવું એનો અર્થ વર્ગમાં મંદતા હેવા દેવી એવો કરવાનો નથી.

૨. ઘણા શિક્ષકો કેટલું કામ કર્યું તે પર જ લક્ષ રાખે છે. ઘણું કામ ઉપર ઉપરથી કરવામાં વખતની અને મહેનતની નકામીજ હાનિ થાય છે. જેટલું કામ થાય એટલું સંગીન કરવાથી જ કામ કર્યું એમ કહેવાય. વિદ્યાર્થીઓ સમજ્યા ન હોય કે વિદ્યાર્થીઓ યાદ રાખી શક્યા ન હોય તો જે કામ થયું હોય તે ખરી રીતે થયેલું કહેવાય જ નહિં–વિદ્યાર્થીઓનો સ્વભાવ વિસ્મરણશીલ છે એ ખરૂં છે, અને તેથી ઘણા શિક્ષકો એ દલીલનો લાભ લઇ પોતાનો બચાવ કરે છે. પણ શિક્ષકોએ યાદ રાખવું જોઇએ કે જેટલું છોકરાઓ યાદ રાખી શક્યા હોય તેટલુંજ કામ થયું એમ કહેવાય. જ્યાં સુધી બરાબર પાકું ન થાય ત્યાં સુધી નવું કામ આગળ ચલાવવું એ વાજબી નથી. ભલે થોડું થાય, પણ જેટલું થાય તેટલું બરાબર પાકું થાય એ દરેક શિક્ષકે જોતા રહેવું જોઇએ.

મનુષ્યનો સ્વભાવ ભૂલકણો છે અને નાનાં છોકરાંમાંથી ઘણાં તો બહુ ભૂલકણાં હોય છે; તેથી એક દિવસ ગમે તેટલું પાકું કરાવ્યું હશે, પણ તેનું તે કામ બીજે દિવસે ઘણાં છોકરાં ભુલી ગયેલાં માલમ પડશે. તેથી એક દિવસના પાકા કામપર વિશ્વાસ રાખી બેસનાર શિક્ષક સજ્જડ ભૂલ ખાય એવું બને છે. તેનો ઉપાય એ છે કે હમ્મેશાં નવું કામ શરૂ કરતા પહેલાં. થઇ ગયેલા બધા કામનું ઉપર ઉપરથી પુનરાવર્તન કરવાનો રિવાજ રાખવો. પુનરાવર્તનમાં જરા શાણપણ વાપરવાની તો જરૂર રહેશે જ. અમુક ભાગ બરાબર તૈયાર થઇ ગયો હોય તો પછી તેનું પુનરાવર્તન

રોજ કરવાની જરૂર નહિં રહે, છતાં પણ યાદ રાખવું કે વિદ્યાને ત્રિપક્ષી કહી છે તે બરાબર જ છે. ત્રણ પખવાડિયાં સુધી પુનરાવર્તન ન કરવામાં આવે, તો મેળવેલી વિદ્યા હળવે હળવે ભુલાતી જવાય છે. નાનાં બાળકોના શિક્ષકે તો ખાસ યાદ રાખવું, અને થઇ ગયેલા કામનું અવાર નવાર પુનરાવર્તન કર્યા જ કરવું. તેમ કરવાથી **જે કરવું તે પાકું કરવું** એ નિયમ પળાશે અને શિક્ષકનો સમય અને શ્રમ સફળ થશે.

૩. નિરાશ ન થવું. શિક્ષકે આ સૂત્ર ખુબ યાદ રાખવું. ઘણી ઘણી મહેનત લીધા પછી, છોકરાંઓને અનેક રીતે, અથાગ શ્રમ લઇને, શક્તિનો સંપૂર્ણ વ્યય કરીને જે શીખવવામાં આવ્યું હોય; તે વિષે પ્રશ્ન પુછતાં, કોઇકવાર એમ માલમ પડે છે કે કોઇપણ છોકરો કાંઇ જ શીખ્યો નથી–સમજ્યો પણ નથી. આવી સ્થિતિ થાય ત્યારે સ્વાભાવિક રીતે જ બહુ નિરાશ થઇ જવાય છે–પામર શિક્ષકો તો ગુસ્સે થઇ પ્રહાર કરીને પોતાની નિરાશાનો બદલો લે છે. આવે વખતે ગુસ્સો તો ન જ કરવો જોઇએ પણ નિરાશ પણ ન થવું. કાં તો શીખવવાની પદ્ધતિ બરાબર યોગ્ય નહોતી, કાં તો છોકરાઓ તે વિષય ગ્રહણ કરવા માટે યોગ્ય શક્તિવાળા ન હોતા, કાં તો શિક્ષકથી ઉતાવળ થઇ ગઇ હતી, કાંતો છોકરાઓ ધ્યાન રાખી શક્યા ન હોતા; આવું કાંઇક કારણ હોવું જોઇએ એમ વિચારી, શિક્ષકે ફરી પ્રયત્ન કરવા તત્પર થવું જોઇએ. તેને તે વખતે મહેનત લેવાનું બની શકે તેવું ન હોય તો કોઇ બીજા વખત ઉપર

રાખવું, પણ શિક્ષકે સમજવું જોઇએ કે 'દોરડીએ છેદાય છે પાકા કાળા પહાણ.' પ્રયત્ન સામે કશું ટકી શકતું નથી. માટે ફરી ફરી પ્રયત્ન કરવા યત્નશીલ થવું. અલબત્ત, આ જાતનો અખુટ ઉત્સાહ રાખવો એ કાંઈ જેવી તેવી વાત નથી; પણ પ્રયત્ન કરનારને કશું અસાધ્ય નથી. માટે દરેક શિક્ષકે તે જાતનો ઉત્સાહ મેળવવા નિશ્ચય રાખવો અને પોતાના કાર્યના પરિણામ ધાર્યા પ્રમાણે ન આવે તો પણ **કદી નિરાશ થવું નહિ.**

૪. શીખવવાની રીત: શીખવવાની રીતની શાસ્ત્રીય ચર્ચા આંહિં કરવાની નથી; શિક્ષકના ધંધાની શરૂઆત કરનારને જેટલું અનિવાર્ય ગણાય તેટલું જ આંહિં કહેવામાં આવશે.

શીખવવાની એક સહેલામાં સહેલી રીત 'ગોખાવવાની' છે. શિક્ષક બોલે તેટલું અને તેવીજ રીતે વિદ્યાર્થી પણ બોલે અને મોઢે કરે. તે પ્રમાણે બરાબર 'અનુવાદ' થઇ શકે એટલે શિક્ષણ અપાઇ ગયું એમ માનવામાં આવે, તો તે પદ્ધતિ 'ગોખાવવાની' અગર તો 'અનુવાદ' પદ્ધતિ કહેવાય.

ગુજરાતી નિશાળોમાં ઘણે ભાગે આ પદ્ધતિ જ સ્વીકારવામાં આવેલી જણાય છે. આંક અને કવિતા મોઢે કરવામાં આ પદ્ધતિ નિંદ્ય ન ગણીએ તો ચાલે, પરંતુ ઇતિહાસ, ભૂગોળ, પદાર્થપાઠ, આરોગ્યવિદ્યા, અને વાંચનમાળાના પાઠો શીખવવામાં પણ અનુવાદ પદ્ધતિ જ્યારે બહુજ વપરાતી જોવામાં આવે, ત્યારે તો ખરેખર ઘણી જ

દીલગીરી થાય છે. બહારના લોકો ભાગ્યેજ આ અનર્થની કિમ્મત કરી શકે છે. પરંતુ બાળકોની કેળવણી વિષે કાંઇક પણ સમજ ધરાવનારા તો જાણે છે કે બાળકોની સમજ-શકિતને અને તુલનાશકિતને આ પદ્ધતિ મૂળમાંથી જ ડાંભી દે છે. જે ઉમ્મર તે બે શક્તિના વિકાસ માટે બહુજ યોગ્ય છે તે ઉમ્મરમાં માત્ર સ્મરણ શકિત ઉપરજ બધો બોજો મૂકી બીજી બધી શકિતઓને દાબી દેવામાં આવે છે અને તેથી મોટી ઉમ્મરે પણ બીજી શકિતઓ જોઇએ તેવા વિકાસ પામી શકતી નથી.

'વિદ્યાપાઠે' એ સૂત્ર ખોટું છે એમ કહેવાનો આશય નથી. શીખેલું જેટલું મોઢે હશે, વિદ્યા જેટલી પાઠે હશે, તેટલી જ સંપૂર્ણ વપરાશમાં આવી શકશે એ ખરૂં છે. પરંતુ એકલી અનુવાદ પદ્ધતિથી—ગોખાવવાની પદ્ધતિથી—જ જેટલું મોઢે કરાવવામાં આવે છે તેટલું ખરૂં શીખેલું ન કહેવાય, તેટલી ખરી વિદ્યા ન કહેવાય—મોઢે કરાવ્યા પહેલાં છોકરાંઓને તે બાબત બરાબર સમજાવવી જોઇએ. છોકરાંઓ બરાબર સમજી જાય ત્યાર પછી જ તેમની સ્મરણશકિતને ઉપયોગમાં લેવી એ દરેક શિક્ષકે યાદ રાખવું.

છોકરાંઓ બહુજ નાના હોય ત્યારે તેમની સમજ શકિત અને તુલનાશકિત નહિં જેવી જ હોય. ત્યારે અનુવાદ પદ્ધતિનો ઉપયોગ સારા પ્રમાણમાં કરી શકાય છે. જો કે તે વખતે પણ બીજી શકિત તદ્દન નષ્ક્રિય તો રહેવા દેવી જોઇએ નહિં, એટલે અનુવાદ પદ્ધતિ એકલી તો બહુજ જુજ પ્રસંગે જ સ્વીકારવા લાયક છે. આનો અર્થ એમ સમજવાનો નથી કે છોકરાંઓને કશું ગોખાવવું નહિંજ.

ગોખાવવું તો પડેજ—ગોખાવવું તો જોઇએ જ. માત્ર સમજાવ્યા વગર, છોકરાંઓની બીજી શક્તિનો કશો ઉપયોગ કર્યા વગર, એકલી સ્મરણ શકિતની જ મદદ લેવી એ યોગ્ય નથી એટલું જ સમજવાનું. સમજાવ્યા પછી, છોકરાં પોતે શું ગોખે છે એટલું સમજી શકે ત્યાર પછી ગોખાવવાની તો જરૂર છે જ. મોઢે તો કરાવવું જ. સ્મરણ શકિતનો ઉપયોગ કેવો અને કેટલો કરવો એ સમજવાની જરુર છે. કેટલાક શિક્ષકો સ્મરણ શકિતના પરજ આધાર રાખે છે, તો કોઇક શિક્ષક સ્મરણ શક્તિની કિમ્મત જરા પણ આંકતો નથી. ઉપર કહ્યું છે તેથી એટલું જ સમજવાનું છે કે સ્મરણ શક્તિનો ઉપયોગ જરૂરનો છે. પણ તે બહુ વિવેકપૂર્વક જ કરવાનો છે.

મોઢે કરાવ્યા પહેલાં સમજાવવાનું કહેવામાં આવ્યું તે ઉપરથી જાણી શકાશે કે શીખવવાની સરસ પદ્ધતિ સમજાવીને શીખવવાની કહી શકાશે. પરંતુ સમજાવવાની રીત પણ જૂદી જૂદી છે. સમજાવવાની એક રીત ભાષણ કરીને સમજાવવાની છે. તેને **વ્યાખ્યાન પદ્ધતિ** કહી શકાય. જે કાંઇ કહેવું હોય, તે નવી નવી રીતે, જૂદા જૂદા દાખલાઓ લઇને, જૂદા જૂદા સ્વરૂપમાં કહ્યાજ કરવું, સમજાવ્યાજ કરવું, એ **વ્યાખ્યાન પદ્ધતિ**. તે પદ્ધતિથી શીખવનાર, વિદ્યાર્થીઓને કાંઈ પ્રશ્ન પૂછતોજ નથી. વિદ્યાર્થીઓની શક્તિનો પોતેજ પોતાની મેળે તોલ કરી, વિદ્યાર્થીઓના ચહેરા પરથી તેઓ સમજ્યા કે કેમ તે અટકળ કરી, વિદ્યાર્થીઓની મુશ્કેલીઓની પોતાની બુદ્ધિથી જ કલ્પના કરી, બધી બાબત બને તેટલી સ્ફુટ કરે છે.

આ પદ્ધતિ મોટી ઉમરના વિદ્યાર્થીઓમાં વાપરી શકાય ખરી, અને ઇતિહાસ, આરોગ્ય વિદ્યા જેવી બાબતોમાં તે પદ્ધતિનો ઘટતો ઉપયોગ લાભકારક થઇ શકે ખરો. પરંતુ નાનાં બાળકોના શિક્ષકને આ પદ્ધતિ બહુ ફાયદો કરનારી નથી. નાનાં બાળકોના શિક્ષકે તો બાળકનાં મગજની ગ્રહણ શક્તિ જાણવાની જરૂર છે. અને તે એવું મુશ્કેલ કામ છે કે છોકરાંઓને પૂછ્યા વિના, તેમના શબ્દોથીજ તેમની તાકાતનો અનુભવ લીધા વિના, ભાગ્યેજ કાંઇ કામ સફળ થઇ શકે. વળી મોટી ઉંમરના વિદ્યાર્થીઓના ચહેરાપરથી જેટલું સમજી શકાય, જે વિષયનું નિરૂપણ કરવામાં આવતું હોય તે વિષય તેઓ સમજી શકયા કે કેમ એ હકીકત મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓના ચહેરાપરથી જેટલી જાણી શકાય, તેટલી નાની ઉમ્મરનાં બાળકોના ચહેરાપરથી જાણી શકાતી નથી. એટલે વ્યાખ્યાન પદ્ધતિ પ્રાથમિક નિશાળોમાં તો બહુ કામની નથી. વાર્તા શીખવવામાં કે ઇતિહાસ, આરોગ્ય વિદ્યાના જેવા વિષય શીખવવામાં એ પદ્ધતિનો ઉપયોગ થઇ શકે, પરંતુ તેમાં પણ નાનાં બાળકોના શિક્ષકે બહુ સાવધાન પણે કામ કરવાનું છે.

સમજાવવાની બીજી પદ્ધતિ મિશ્ર જાતની છે. વ્યાખ્યાન રૂપે સમજાવતા જવું, અને વચમાં વચમાં, દરેક પગલે, પ્રશ્ન પૂછી વિદ્યાર્થીઓ શું, કેટલું અને કેવું સમજ્યા તે જાણતા જવું. આ પદ્ધતિનો ઉપયોગ બધા પ્રકારની નિશાળમાં લાભકારક થઈ શકે છે. એથી થયેલું કામ ચોક્કસ થાય છે, શ્રમ બધોજ સફળ થાય છે, છેવટે નિરાશ થવાનો સંભવ

રહેતો નથી અને વિદ્યાર્થીઓની શક્તિને હળવે હળવે વિકસિત કરી શકાય છે. આ પદ્ધતિથી બરાબર સમજાવ્યા પછી જો મોઢે કરાવવામાં આવે, તો શીખવેલો વિષય બરાબર પાકો થઇ જાય છે અને શિક્ષણ સંપૂર્ણપણે સફળ થાય છે.

શીખવવાની એક બીજી રીત 'પ્રશ્ન' કે 'પ્રશ્નોત્તર'ની છે. શિક્ષક એક પછી એક પ્રશ્ન પૂછતો જાય અને વિદ્યાર્થીઓ ઉત્તર આપતા જાય. ઉત્તર ખોટો મળે, તો બીજો પ્રશ્ન એવી રીતે પૂછે કે વિદ્યાર્થીને પોતાની ભૂલ જણાય અને પોતાની મેળેજ તે સુધારે. આ પદ્ધતિ અખત્યાર કરનાર શિક્ષક બહુ બુદ્ધિશાળી, ઘણોજ વિચક્ષણ, માનસ શાસ્ત્રનો ખાસ અભ્યાસી, અને ઘણા ઘણા વિષયોનો જાણવાવાળો અને અનુભવી હોવો જોઇએ. વળી, એ પદ્ધતિથી મોટા મોટા વર્ગોમાં શીખવી શકાય નહિં. માત્ર છુટક છુટક વ્યક્તિને શિક્ષણ આપવામાં એ પદ્ધતિ વાપરી શકાય.

શીખવવાની પદ્ધતિઓમાં આ ચાર મુખ્ય કહી શકાશે. ૧ અનુવાદ પદ્ધતિ. ૨ વ્યાખ્યાન પદ્ધતિ. ૩ મિશ્ર પદ્ધતિ. ૪ પ્રશ્નોત્તર પદ્ધતિ. આ બધીમાં પ્રાથમિક નિશાળના શિક્ષકને મિશ્ર પદ્ધતિજ ઉપયોગી છે. કોઈ કોઇ પ્રસંગે પ્રશ્નોત્તર પદ્ધતિનો ઉપયોગ કરવાથી ઘણો લાભ થાય છે. શિક્ષકની ખરી કિમ્મત તે પદ્ધતિના ઉપયોગથી આંકી શકાય છે; વ્યાખ્યાન પદ્ધતિનો ઉપયોગ પણ કોઇ કોઇ વિષયમાં કરી શકાય છે; અને અનુવાદ પદ્ધતિ બહુ નાનાં બાળકોમાં ઘણે અંશે અને બીજામાં થોડેક અંશે વાપરી શકાય છે. અનુવાદ પદ્ધતિ એકલી પદ્ધતિ તરીકે બહુ ઉપયોગી નથી

એ યાદ રાખ્યા પછી પણ દરેક શિક્ષકે અનુવાદની–ગોખાવવાની કિમ્મત ઓછી કરી દેવાની નથી. સરસમાં સરસ પદ્ધતિથી શીખવ્યા પછી પણ શીખવેલી વાત બરાબર યાદ રહે, મોઢે થઈ જાય, માટે ગોખવવાની તો જરૂર છેજ. ગોખાવવામાં જે શિક્ષક કચાશ રાખે છે તે શિક્ષક પોતાના કામમાં પૂરેપૂરી ફત્તેહ મેળવી શકતો નથી. પરંતુ એ ખાસ યાદ રાખવું કે કે **પહેલાં બરાબર સમજાવું અને પછીજ ગોખાવવું.**

શિક્ષકોને સંપૂર્ણપણે ઉપયોગી કહી, તે મિશ્રપદ્ધતિ. જે વિષય શીખવવાનો હોય, તે વિષય સંબંધે છોકરાંઓનું કેટલુ અને કેવું જ્ઞાન છે તે પ્રશ્નથી જાણી લેવું; પછી પોતાને જે નવું શીખવવું છે તે તરફ વિદ્યાર્થીઓને ઉત્કંઠિત બનાવવા; પછી બહુજ સાદી, સહેલી ભાષામાં, બને તેટલાં ટુંકાં ટુંકાં વાક્યોથી, છોકરાંઓને રસ પડે તેવી શૈલીથી, આનંદમય ચહેરે અને ખુશનુમા મિજાજથી, હળવે હળવે સમજાવતાં જવું; વચમાં, દરેક પગલે પગલે, છોકરાંઓ બરાબર સમજ્યાં છે કે કેમ એ જાણવા માટે પ્રશ્ન પૂછતા જવું; છોકરાં કાંઇક નથી સમજ્યાં એવું લક્ષમાં આવે તો તે ફરીથી સમજાવવું; અને આમ આગળને આગળ શીખવતા જવું. અમુક મુદ્દતમાં જેટલું શીખવવાનું ધાર્યું હોય તેટલું પૂરૂં થાય તો તે વખતે, અગર શીખવવાનું ધાર્યું હોય તેટલું થઇ ગયા પહેલાં તેને માટે નક્કી કરેલો વખત સંપૂર્ણ થઇ જવા આવ્યો હોય તો તે વખત, જે શીખવ્યું હોય તે બરાબર મોઢે કરાવી લેવું. આ પ્રમાણે શીખવવાની પદ્ધતિ તે મિશ્ર પદ્ધતિ; અને પ્રાથમિક શાળા-

ઓમાંતો તેજ પદ્ધતિનો ઉપયોગ બહુ લાભકારક થાય છે માટે તેજ પદ્ધતિ પ્રમાણે શીખવવા દરેક શિક્ષકે પ્રયાસ કરવો.

આ પદ્ધતિથી શીખવનારે બીજી પણ એક બે બાબત ધ્યાનમાં રાખવાની છે. છોકરાંઓને જે શીખવવું છે તે વિષે તેમનું જ્ઞાન કેટલું છે એ જાણી **જાણીતી વાત ઉપરથી અજાણ વાત પર જવું** એ બહુ સરળ રીત માલમ પડશે. છોકરાંઓ કાંઈ નિર્જીવ સંચા નથી, કે તદ્દન ખાલી વાસણ નથી કે તેને આપણે ધારીએ તેમ ચલાવીએ અને તેમાં આપણે ઇચ્છીએ તે ભરીએ. કુદરતે તેમનામાં કાંઈક બીજો તો મૂકેલાં જ છે. બીજરૂપ જ્ઞાનનો લાભ લઈ, બાળ વર્ગનો શિક્ષક પણ જાણીતી વાતથી અજાણીપર તેમને લઇ જઇ શકે છે. મોટી ઉમ્મરનાં છોકરાં માટે તો આ સિદ્ધાન્ત અવશ્યનો જ સમજવો જોઇએ.

અલબત્ત, તદ્દન નવીજ વાત છોકરાંને એકદમ બતાવી ન જ શકાય એવું કાંઇ નથી. હુશિયાર શિક્ષક એવી કળાથી છોકરાંઓને સોત્કંઠ બનાવે છે, એવાં સાવધાન બનાવે છે, એવાં જિજ્ઞાસુ બનાવી મૂકે છે, કે તદ્દન નવી વાત પણ છોકરાંઓ હોંસથી શીખે છે અને આનંદથી યાદ રાખી શકે છે. અને ઘણીવારતો એવું જ માલમ પડશે કે છોકરાંને નવું નવું જાણવાનું બહુજ મન હોય છે. તેની તે વાતથી કંટાળેલાં છોકરાંને 'ચાલો કાંઇક નવું નવું બતાવું ' એટ કહેવાથી જ ઘણીવાર છોકરાંઓ બહુ ઉમંગમાં આવી તાજાં થઈ જાય છે. નવું જાણવાનો મોહ સારી પેઠે ઉપયોગી

થઇ પડે છે, પણ દરેક શિક્ષકમાં આ મોહને કેળવવા, સંતોષવા જેટલી કળા હોતી નથી; અને કળા વિના તેવી રીત શીખવવાથી છોકરાંઓને ઝાઝી અસર થતી નથી. એટલે સામાન્યરીતે તો જાણીતી બાબત પરથી જ અજાણી બાબતપર જવાની રીત પસંદ કરવા લાયક ગણવી જોઇએ.

શિક્ષકે એક બીજી વાત-છોકરાંઓને કામમાં ભાગ આપવાની વાત-યાદ રાખવા જેવી છે. પદાર્થપાઠ કે એવા પ્રયોગોથી શીખવવાના વિષયમાં તો જેટલું બને તેટલું બધું કામ છોકરાંઓ પાસેજ કરાવવું જોઇએ. તેવા વિષયોમાં શિક્ષક પોતે જ કર્યે જાય અને છોકરાં જોયા જ કરે એ તદ્દન ખોટીજ પદ્ધતિ ગણાય. ઘણા શિક્ષકો એમ કહે છે કે બાળકો બરાબર કરી શકતાં નથી. વખત લગાડે છે અને નુકસાન કરે છે. પણ આ વાંધો તો સાંભળવા જેવો જ નથી. તેવા વિષયો તો છોકરાંને બરાબર કામ કરતાં શીખવવા માટેજ દાખલ કરવામાં આવ્યા છે, અને જો યોગ્ય વખતમાં, નુકસાન કર્યાવિના તે પાઠ કરીને બતાવી ન શકે તો તો તે પાઠ તદ્દન નિષ્ફળ જ સમજવો જોઇએ તે વિષય યોગ્ય રીતે શીખવાયો નહિં એમ જ કહેવું જોઇએ. પદાર્થપાઠ જેવા વિષયમાં છોકરાંને ભાગ આપવો એટલું જ નહિં, પણ ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વગેરે વિષયમાં પણ છોકરાં પાસે કામ કરાવી શકાશે, છોકરાંઓને કામમાં ભાગ આપી શકાશે. છોકરાંઓને કામમાં ભાગ આપવાથી તેમને વિષયમાં રસ પડે છે અને તથી વધારે આનંદથી શીખી શકે એટલું જ નહિં, પણ જાતે કામ કરવાથી તેમની બીજી ઘણીક ઇન્દ્રિયો કેળવાય છે અને શીખેલો વિષય સહેલાઈથી અને સચોટપણે યાદ પણ રાખી શકે છે.

દરેક શિક્ષકે ત્યારે,

૧ નકામા ઘાંટા પાડી બુમ બરાડા પાડવા નહિ.

૨ જેટલું કામ થાય તેટલું પાકું કરવાનું ધ્યાન રાખવું.

૩ કદી નિરાશ થવું નહિ.

૪ સમજાવવાની મિશ્ર પદ્ધતિથી શીખવવું, શીખવેલું યાદ રખાવવું.

૫ બનતાં સુધી જાણીતી વાતપરથી અજાણી બાબત પર જવું.

૬ છોકરાંઓને કામમાં ભાગ આપવો.

---

૨

## આંક–ગણિત.

ગુજરાતી નિશાળોમાં, કે ઘરમાં પણ, છોકરાંઓને ઘણું કરીને એકડો કાઢવાનું, અને એક બે ત્રણ એમ ગણતાં કે એકડે એક વગેરે પાઠ લેતાં સૌથી પહેલું શીખવવામાં આવે છે. શિક્ષણની શરૂઆત આ પ્રમાણે આંકથી થાય છે. આંક શીખવવામાં પહેલાં તો માત્ર સ્મૃતિનેજ કસરત આપવામાં આવે છે; અને શરૂઆત માટે તો તે ઠીક છે. પણ તે શા માટે શીખવવામાં આવે છે એ ભાગ્યે જ જાણવામાં હોય છે.

ગુજરાતી નિશાળોમાં આંક, આંકનો ઉપયોગ, ગણિત અને દેશીનામું એ આ વિષયનાં અંગ તરીકે શીખવાય છે.

તેનો મુખ્ય ઉદ્દેશ જગતના વ્યવહારમાં, પોતાનાં કામકાજ છેતરાયા વગર કરવાની શક્તિ આપવાનો છે. લેવડ દેવડ એ જગતનાં જીવનની પહેલીજ જરૂરીઆત છે. જે માણુસ લેવડ દેવડ સમજપૂર્વક કરી ન શકે તે માણુસને જીવવું બહુ અગવડવાળું થઇ પડે.

આંક શીખવનારા આપણા શિક્ષકોમાંથી ઘણા શિક્ષકો આ ઉદ્દેશ ભાગ્યેજ ધ્યાનમાં રાખે છે. આંક ગોખાવવામાં જ પોતાની સર્વ ફરજનો સમાવેશ કરી દે છે, અને બધા આંક પૂરેપૂરા બડબડી જનારને તેના ઉપયોગનું કશું પણ ભાન ન હોય એવું ઘણીવાર જોવામાં આવે છે. અલબત્ત, આંક બરાબર મોઢે હોવા, કડકડાટ, વગર થોભ્યે બોલી જવાની શક્તિ હોવી, આડાં અવળાં પલાખાંના પણ બહુજ ત્વરાથી જવાબ આપી શકે તેવી આવડત હોવી, એ બહુ જરૂરનું છે ખરૂં. પણ તેટલાથીજ સંતોષ માની બેસવાનો નથી. તે આંકનો ઉપયોગ જો વ્યવહારમાં કરી ન શકે તો આંક મોઢે કર્યાની બધી મહેનત તદ્દન નકામી જ સમજવાની છે. માટે દરેક શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવું કે જે અને જેટલા આંક મોઢે કરાવવામાં આવે, તે અને તેટલાનો ઉપયોગ સમજપૂર્વક કરી શકે એવી પદ્ધતિ ગ્રહણ કરવી. તેવું પરિણામ ન આવે તો આંક થયા કહેવાય જ નહિં.

નાનાં બાળકોની સ્મૃતિ વધારે તેજવાળી હોય છે એટલે ઉપયોગની સમજ કરતાં મોઢે રાખવાની આવડત તેમનામાં વધારે હોય છે. તેથી જેટલા આંક મોઢે હોય, તેટલા બધાનો ઉપયોગ સાથેને સાથે જ શીખવવાનો

આગ્રહ રાખવાની હંલના શિક્ષકો ના પાડશે. જો કે શિક્ષણનાં શાસ્ત્ર અને કળા બંનેમાં નિપુણ થયેલો શિક્ષક તો સમજીજ શકશે કે જેટલું ઉપયોગમાં ન આવે તેટલું વૃથા ભાર રૂપજ સમજવું જોઇએ, તોપણ સામાન્ય આવડતવાળા શિક્ષક પણ એટલું તો સ્વીકારી શકશે કે આંક આગળને આગળ મોઢે કરાવ્યા જવાય તો હરકત નથી, પણ છોકરાંની તાકાતના પ્રમાણમાં તેનો ઉપયોગ તો થવોજ જોઇએ. આંકનો સમજપૂર્વક ઉપયોગ ન કરી શકે તો આંક શીખવવાનો હેતુ જ સરતો નથી એ સમજવાની દરેક શિક્ષકને જરૂર છે.

આંક અને આંકના ઉપયોગની જે વાત કહી તેજ ગણિતને લાગુ પડે છે. ગણિતની રીતો સંચા માફક શીખવી દીધાથી તે વિષય શીખવાયો એમ કહી શકાયજ નહિં. સરવાળા બાદબાકીની રીત કરે, પણ તેમા છોકરાંઓ શું કરે છે તે ન સમજે અગર એક હિસાબ મંડાવી તે સરવાળો છે કે બાદબાકી છે એમ ન કહેવાય ત્યાંસુધી છોકરાંઓ તે કરી ન શકે, તો પછી સરવાળા બાદબાકી શીખવ્યાનો લાભજ ક્યાં રહ્યો ?

છોકરાંઓ ગણિતના વિષયથી કંટાળો પામે છે, અને મોટી ઉમ્મરે પણ તેનો તો અણગમો જ ધરાવે છે તેનું કારણ માત્ર એજ છે કે શરૂઆતથી ગણિતનો વિષય યથાયોગ્ય શીખવાતો નથી. છોકરાંના મગજની કેળવણીમાં ગણિત તો બહુ ઉપયોગી વિષય છે. તેના સિદ્ધાન્તો નિશ્ચિત છે, તેની રીતિઓ નક્કી થયેલી છે, તેનાં ધારણાઓ

ચોક્કસ જ છે. સંપૂર્ણમાં સંપૂર્ણ શાસ્ત્ર તે ગણિત શાસ્ત્ર છે, અને મનુષ્યનાં મગજને સરળમાં સરળ રીતે કેળવણી આપવામાં ગણિત બહુ મદદગાર બને છે. ચોક્કસપણું અને એકાગ્રતા શીખવવામાં તે વિષય બહુ કામ કરે છે. એક નાની સરખી ભૂલ મુંઝવી નાખે છે, પણ જો તેવી ભૂલ ન થાય તેવી ચોકસાઇ રાખવામાં આવે તો કામ સરળ અને સીધું થઇ રહે છે. તુલના શક્તિ કેળવવામાં પણ ગણિત જેવું ચોક્કસ પરિણામ બીજો વિષય ભાગ્યેજ લાવી શકે છે. સફાઇ, યોગ્ય પદ્ધતિ, અને બરાબર કામ કર્યાથી ઉત્પન્ન થતી આત્મશ્રદ્ધા એ ગુણો પણ ગણિતના સારા અભ્યાસથી કેળવી અને મેળવી શકાય છે. ગણિતના શિક્ષકે ધ્યાનમાં રાખવાનું છે કે જો ગણિતના શિક્ષણથી ઉપર કહ્યા તે તે ગુણો કેળવાતા નથી તો તે શિક્ષણ જોઇએ તેવું અપાતું નથી એમ સમજવું, અને ગણિતના શિક્ષણથી વ્યવહારમાં ઉપયોગી થાય તેટલું જ્ઞાન મળ્યું ન હોય તો તો તે શિક્ષણ શિક્ષણજ ન કહેવાય.

માણસના જ્ઞાન માત્રનો પહેલો ઉપયોગ જીંદગીના વ્યવહાર સમજપૂર્વક કરવામાં થવો જોઇએ; આંકથી શિક્ષણની શરૂઆત થાય છે એ એમ બતાવે છે કે જીંદગીમાં સૌથી વધારેમાં વધારે ઉપયોગી આંક અને ગણિત થઈ પડે છે, અને તે ઉપયોગી વિષય કાળજીપૂર્વક અને ઉદ્દેશ ધ્યાનમાં લઈને જે શિક્ષક શીખવતો નથી એ મનુષ્યની કેળવણીમાં મોટાં વિઘ્ન નાખનારો બને છે.

———

૩

## ભાષા.

આપણી નિશાળોમાં બોલાતી ભાષા શીખવવાની શરૂઆત કરવાની હોતી નથી. કારણકે પાંચ છ વરસનું છોકરૂં બોલવાની ભાષા થોડી ઘણી તો શીખેલુંજ હોય છે. જો 'કિન્ડર ગાર્ટન' સ્કૂલ હોય તો તેમાં તે શરૂઆત કરવાની હોય ખરી—આપણી નિશાળોમાં શરૂઆત કરવાની નથી હોતી. તેમ સાટે વધારે મુશ્કેલ કામ કરવાનું હોય છે, અને તે એ કે ઘણાં ખરાં માબાપો હજી અશિક્ષિત હોવાથી છોકરાંની ભાષાપર ભાગ્યેજ લક્ષ આપે છે, અને તેથી છોકરાંની ભાષા બહુજ દોષવાળી થઇ ગયેલી માલમ પડે છે.: દ, ડ, ગ, ઘ, ચ, છ, શ, ષ, સ, ર, લ, ળ એવા એવા ઘણા ઘણા ઉચ્ચારોનો ગોટાળો ટકવા દેવામાં આવે છે તેનું મુખ્ય કારણ ઘણે ભાગે તો માત્ર માબાપની અને શિક્ષકની બેદરકારી જ માલમ પડે છે. કોઇ કોઇ કિસ્સામાં છોકરાંનો કુદ્રતી જીહ્વાદોષ જવાબદાર હોય છે ખરો, પણ ઘણે ભાગે તો સાચું શીખવવાની બેકાળજીને લીધેજ ઘણી અશુદ્ધિ ટકી રહે છે.

આવી અશુદ્ધિ માબાપ રહેવા દે છે તે ખરેખર દીલગીર થવા જેવું છે ખરૂં; પણ વધારે દીલગીર થવા જેવું તો એ છે કે આપણી નિશાળના શિક્ષકો પણ ઘણીવાર અજ્ઞાન, કે અનવધાનને લીધે તેવી અશુદ્ધિ ટકવા દે છે. છોકરાં નિશાળમાં આવે છે તે જેવાં હોય તેવાં રહેવા માટે નહિં, પણ સુધરવા માટે આવે છે: છોકરાંના

દોષો સુધારવા એ શિક્ષકની ફરજજ છે. ભાષાના દોષો સુધારવા માટે છોકરાંનાં કાન અને જીભ એ બેને વારંવાર તસ્દી આપ્યા કરવી જોઇએ–શિક્ષકે પોતે શુદ્ધ ઉચ્ચાર કરી, છોકરૂં તે ધ્યાનપૂર્વક સાંભળે, અને જીભને તેવો ઉચ્ચાર કરવા વાળે એવી મહેનત લેવી જોઇએ. આ કામમાં શિક્ષકની ખંત અને શિક્ષકની શાન્તિ એ બેની કસોટી થાય: છે. ઘણીવાર એવું માલમ પડે છે કે એક બે કે ત્રણ ચારવાર બોલાવવાની મહેનત કર્યા પછી શિક્ષક ઉતાવળા થઇ જઇ 'આને તો કશું આવડતું નથી' એમ કરી કંટાળી જાય છે. પરંતુ નાનાં છોકરાંના શિક્ષકે તેમ કંટાળવું એ યોગ્ય નથી. હમ્મેશાં બબ્બે ચચ્ચાર મિનિટ કાળજીપૂર્વક ખંત લેવામાં આવે, તો તેનું સારૂં ફળ આવ્યા વિના રહેશે જ નહિં એવા દૃઢ વિશ્વાસથી જો શિક્ષક કામ કરે તો ઉચ્ચારની બાબતમાં તો તે અવશ્ય ફત્તેહ મેળવીજ શકશે.

ભાષાની બાબતમાં શુદ્ધ ઉચ્ચાર શીખવવા એ પહેલી જરૂરની વાત છે.

ઉચ્ચાર બરાબર કરતાં આવડે એટલે લેખન પણ શુદ્ધ કરવામાં બહુ સારી મદદ મળશે. નાનાં બાળકને જેમ એકડો કાઢી આપવામાં આવે છે તેમજ મૂળાક્ષર પણ કાઢી આપવામાં આવે છે અને તેવી રીતે ભાષા અને લેખનની પણ શરૂઆત કરવામાં આવે છે. ભાષા બોલતાં આવડયાથી–ઉચ્ચાર બરાબર આવડયાથી–શિક્ષણના કામની સારી શરૂઆત કરી એટલું જ કહેવાય. ભાષાના ખરા શિક્ષણમાં લખાણ અને વાંચન એ બે મુખ્ય અંગ છે. લખાણ વિષે

હવે પછી કહેવામાં આવવાનું હોવાથી આંહિં વાંચન વિષે જ કહેવાનું રહે છે.

વાંચન એ એક કળા છે. સારાં વાંચનથી સાંભળનારાઓ ઉપર ધારેલી અસર કરી શકાય છે. લખતી વખતે જે જે ભાવ લખનારના હૃદયમાં ઉત્પન્ન થયા હોય તે તે ભાવ બરાબર બતાવી શકાય ત્યારે જ વાંચન સંતોષકારક થયું કહેવાય.

વાંચનાર પોતે અર્થ ન સમજતો હોય, તો કદી એ પ્રમાણે વાંચી શકે નહિં. એટલે વાંચન શીખવવામાં પહેલી જરૂર અર્થ સમજવાની છે.

વાંચનનું શિક્ષણ સફળ ત્યારેજ થયું કહેવાય કે જ્યારે વાંચનાર સંપૂર્ણ અર્થ સમજી શકે, અને તે અર્થને વ્યક્ત કરી શકે તેવી રીતે ભાવપૂર્વક વાંચી શકે. વાંચન શીખવનારે આ બે પરિણામ પ્રાપ્ત કરવા મહેનત કરવી જોઇએ.

શુદ્ધ ઉચ્ચાર, યોગ્ય જગ્યાએ વિરામ, ભાવ પ્રમાણે અવાજમાં ફારફેર, અને કર્ણપ્રિય થઇ પડે તેવો કંઠ: આ સારા વાંચન માટે જરૂરની બાબતો છે.

અલબત્ત, દરેક માણસ ઉત્તમ રીતેજ વાંચે એવું બનવું બહુ મુશ્કેલ છે, પણ સારો શિક્ષક ઉત્તમ રીતે વાંચનારા ઉત્પન્ન કરી શકે છે, અને ખરાબ રીતે વાંચનારને તો રહેવાજ દેતો નથી; એટલે કે એવી રીતે શીખવે છે કે વાંચન ખરાબ તો કોઇનું રહીજ શકતું નથી, અને જેમનામાં પ્રભુદત્ત તાકાત હોય તે ઘણું સારૂં વાંચન બતાવી શકે છે.

કહેવાની જરૂર નથી કે વાંચન અનુકરણથી શીખાય એવી કળા છે. માટે સારૂં વાંચન શીખવવા માટે શિક્ષકે પોતે પોતાનું વાંચન ઉત્તમ પ્રતિનું કરવા બહુ શ્રમ લેવાની જરૂર છે.

વાંચન સારૂં થવામાં પ્રભુદત્ત શક્તિની અપેક્ષા રહે, પણ ખરાબ વાંચન મટાડવા માટે તેવી ખાસ શક્તિની અપેક્ષા નથી. માત્ર કાળજી રાખ્યાથી, શ્રમ લીધાથી, કંટાળ્યા વિના ફરી ફરી મહાવરો પાડયાથી વાંચનના દોષ દૂર કરી શકાય છે અને ખરાબ વાંચન મટાડી શકાય છે.

દરેક જાતનું જ્ઞાન વાંચનથી મેળવાય છે, માટે દરેક શિક્ષકે વાંચનના દોષો એક પણ વિદ્યાર્થીમાં ન રહે એ સંભાળ રાખવી. જો વાંચતાં વાંચતાં અર્થ સમજવાની ટેવ ન પડાવવામાં આવી હોય, તેટલી આવડત આવે એવી કાળજી રાખવામાં ન આવી હોય, તો બીજા વિષયો શીખતાં ઘણી મુશ્કેલી નડે છે. વાંચન વાંચનની ખાતર જ નહિં, પણ બધા વિષયોની ખાતર પણ સુધારવાની જરૂર છે.

વળી, વાંચનના શિક્ષકે વિદ્યાર્થીઓમાં વાંચનનો શોખ ઉત્પન્ન થાય એવું કરવું જોઇએ. વાંચનથી મનગમતો વિનોદ મેળવી શકાય છે, વાંચનથી આનંદના પ્રસંગોનો આનંદ વધારી શકાય છે, વાંચનથી શોકના પ્રસંગે શોક કમી કરી શકાય છે, વાંચનથી માણસ ભૂત અને વર્તમાનની સારી પિછાન પ્રાપ્ત કરી શકે છે અને વાંચનથી આળસુ જીવનને ઉદ્યોગી, ઉદ્યોગી જીવનને વિનોદી, અને વિનોદી

જીવનને સફળ કરી શકાય છે. વાંચન એ બધાં જ્ઞાનનું મૂળ છે એમ સમજી દરેક શિક્ષકે વાંચનને સારામાં સારૂં કરવા બહુજ ખંત રાખવી જોઇએ.

---

૪

## લેખન.

સારા અક્ષર એ એક ઉત્તમ ખજાનો છે એ સમજ હાલના શિક્ષકોમાં કમભાગ્યે ઓછી થતી દેખાય છે. સારા અક્ષર એ એક ખજાનો છે એટલુંજ નહિં, પણ અક્ષર એ તો મનુષ્ય માત્રના સ્વભાવ અને રીતભાતનો અરીસો છે; ઘણા જોષીઓ અક્ષર ઉપરથી માણસનું હૃદય વાંચી શકે છે અને પ્રકૃતિની અટકળ કરી લે છે. આ પ્રમાણે અક્ષર માણસની જીંદગીમાં બહુ જોખમવાળી ચીજ બની રહે છે, અને તે સુધારવા એ ઘણે ભાગે નાના બાળકોના શિક્ષકોનાજ હાથમાં છે. કમભાગ્યે બાળવર્ગમાં શિક્ષકો હજી બહુ ઓછી આવડત અગર તો ટુંક અનુભવનાજ હોય છે એટલે અક્ષર વિષે જ્યારથી ધ્યાન રાખવું જોઇએ ત્યારથી યથાયોગ્ય ધ્યાન રાખી શકાતું નથી.

સારા મરોડવાળા, યોગ્ય પ્રમાણવાળા, સ્વચ્છ અને સુંદર અક્ષર શીખવવાથી છોકરાંની જીંદગી ઉપર ઘણી લાભકારક અસર થાય છે. માટે દરેક શિક્ષકે અક્ષર સારામાં સારા કરાવવા માટે પ્રારંભથીજ મહેનત લેવી. લેખનના વિષયમાં સારા અક્ષર ઉપરાંત ચીઠી, કાગળ, વાંચેલી બાબતનો સાર, નિબંધ, એવું એવું લખવાનો પણ સમાવેશ

થાય છે. પોતાના વિચાર પોતાથી દૂર હોય એવા માણસને જણાવવા માટે લખાણ એ ઉપયોગી સાધન છે. પોતાના વિચાર પોતે ધારતા હોય તે પ્રમાણેજ લખવાની આવડત આવે તોજ એ સાધન ઉપયોગી થઇ શકે છે. જો તેમ ન થાય તો ઘણીવાર અર્થના અનર્થ થઇ જવાનો સંભવ છે. આવી આવડત ક્રમે ક્રમે કેળવી શકાય છે. જેમ વાંચનમાં શુદ્ધ ઉચ્ચારની કાળજી રાખવાની પહેલી જરૂર છે, તેમ લેખનમાં શુદ્ધ ઉચ્ચાર પ્રમાણેજ શુદ્ધ લખાણ કરાવવાની પહેલી જરૂર છે. તેટલી શુદ્ધિ આવી જાય એટલે નાનાં નાનાં વાકયો પોતાની મેળે લખી શકે તેવો મહાવરો પડાવવો જોઇએ. અને તેટલું થયા પછી કહેલી હકીકતની ચીઠ્ઠી, કાગળ, રીપોર્ટ વગેરે લખે, તથા કહેલી વાર્તાનો કે વાંચેલી બાબતનો સાર લખી શકે એટલે લખાણમાં કામચલાઉ જ્ઞાન મળી ગયું એમ માની શકાશે.

આટલું થયા પછી અમુક બાબત પર પોતાના વિચારો યોગ્ય રીતે દર્શાવવાની કળા શીખવવાની શરૂઆત કરી શકાશે. આ કળાને 'નિબંધ' લખવાની કળા કહે છે. સારો નિબંધ લખવા માટે સારૂં વાંચન, સારો અનુભવ, અને લખવાની ઘણી ટેવની અપેક્ષા રહે છે. માત્ર કહેલી વાત લખી જાય, કે નિબંધની ચોપડીમાંથી ગોખેલું થોડું ઘરડી કાઢે તેથી કાંઈ નિબંધ લખતાં આવડી ગયું એમ કહેવાય નહિં. પણ આ સંબંધે વિસ્તાર કરવાની આંહિં કાંઈ જરૂર નથી. આંહિં તો શિક્ષકને એટલુંજ કહેવાની જરૂર છે કે સારા અક્ષર એ એક ભૂષણજ નહિ, પણ ઘણો

સારો ખજાનો છે એમ માની દરેકે દરેક વિદ્યાર્થીના અક્ષર સુધારવા જેટલી બને તેટલી કાળજી લેવી, લેખન શુદ્ધિ પર બહુજ લક્ષ આપી લેખન દોષથી અર્થનો અનર્થ ન થાય તેટલું જ્ઞાન આપવા મહેનત લેવી, અને પોતાના વિચાર પોતે ધારતા હોય તેજ પ્રમાણે લખી શકાય તેવી આવડત કેળવવા યથાયોગ્ય પ્રયાસ કરવા.

લેખનથી માણસનું જ્ઞાન ચોક્કસ અને દૃઢ થાય છે; અમુક વાર્તા વાંચી ગયા પછી તુરત તો એમ લાગે છે કે તે આપણને બરાબર યાદ રહી ગઇ. પણ જ્યારે તે લખવા બેસીએ ત્યારે માલમ પડે છે કે કંઇ કંઇ સંબંધ ત્રુટિત થઇ ગયો હોય છે અને પૂરી પાધરી તો આપણે તે લખી શકતા નથી. તેવું થાય ત્યારે આપણે સમજી શકીએ છીએ કે એકલા વાંચનથી આપણે યથાયોગ્ય જ્ઞાન મેળવી શકતા નથી. વાંચનથી મળેલું જ્ઞાન દૃઢ અને ચોકકસ કરવા માટે લખાણની કસોટી ઉપર તેને ઘસી જોવું એ બહુ જરૂરનું છે.

લેખનથી ત્યારે અક્ષર સારા, સુંદર, સ્વચ્છ થાય છે, સારા અક્ષરથી લખનારની પ્રકૃતિ પર અને એક રીતે કહેતાં તો આખા જીવન પર અસર થાય છે. શુદ્ધ લેખનથી પોતાના વિચાર બીજાને દર્શાવી અને લખાણનો મહાવરો રાખ્યાથી મેળવેલું જ્ઞાન પાકું, ચોકકસ અને દૃઢ બને છે. માટે દરેક શિક્ષકે લેખનના આ લાભ મળે તેવી રીતનું શિક્ષણ આપવાની તાકાત મેળવવી.

---

## ૫

## પદાર્થ પાઠ.

પદાર્થ પાઠનો વિષય નવોજ દાખલ કરવામાં આવ્યો છે એવું કેટલાક શિક્ષકો ધારે છે. સરકારી નિશાળો ખોલવામાં આવી તે પહેલાં 'પંડ્યાની નિશાળ' નામે ઓળખાતી સંસ્થાઓમાં પદાર્થ-સૃષ્ટિના જુદા જુદા પદાર્થોનું જ્ઞાન આપવા તરફ બહુ લક્ષ રાખવામાં આવતું નહોતું, અને વિદ્યાર્થીઓ માત્ર પુસ્તક પંડિતજ થતા હતા-જેને 'વેદીયા' એવું નર્મ વચન લગાડવામાં આવતું. 'વેદીયા'ઓની મજાક કરનારી જે જે વાર્તાઓ છે તે બતાવે છે કે પુસ્તકના અધ્યયનમાં પાર પહોંચેલા વિદ્વાનો જગતના વ્યવહારની સમજમાં નાનાં બાળકથી પણ કમ અક્કલવાળા રહેતા.

કાંઇ કાંઇ સંજોગોને લીધે આપણે બધા એમજ માનીએ છીએ કે આપણામાં ખરી જરૂરીઆતની સમજ તો કોઇનામાં હોતી નથી. અલબત્ત, એટલું કબુલ કરવું પડે તેવું છે કે આપણી-હિન્દી પ્રજા સમસ્તની-મતિ આડા બહુ બહુ પડદાઓ નખાઇ ગયા છે અને તેથી આપણી દૃષ્ટિ સત્ય દર્શન માટે જોઇએ તેવી યોગ્ય રહી નથી. તોપણ જે જે દંત કથા અને વાતો ટકી રહેલ છે તે પરથી એમ તો માલમ પડી શકે છે કે ખરી દૃષ્ટિ તદ્દન જ નાબુદ થઇ નહોતી. 'વેદીયા'ની મશ્કરી કરનારી વાતો પરથી આપણે એટલું સમજી શકીએ કે વેદીયાઓનું જ્ઞાન ટીકાને પાત્ર તો થતું, અને તેમની સ્થિતિ સંતોષ અને માન ઉત્પન્ન કરનારી નહોતી. આવા 'વેદીયા' 'પંડ્યાની નિશાળ' અને 'પાઠ

શાળાઓ ' કે ' ગુરૂકુલો 'માં જ થતા એવું કાંઇ નથી. નવી નિશાળો થઇ તેમાં પણ તેનું તે થતું. કોલેજોમાંથી પસાર થઇ, ડીગ્રી મેળવનારામાં પણ કોઈ કોઇ તો આગળના વેદીયાને પણ ભૂલાવે તેવા માલમ પડે છે. કાંઇ બધા તેવા ગમાર કે મૂર્ખ નથી હોતા, પણ કોઇક તો કેવા 'વેદીયા' હોય છે તે બતાવનાર એક કિસ્સો જરા ગમ્મત ખાતર કહેવામાં હાનિ નહિં થાય.

એક બી. એ. એલ. એલ. બી. નાના સરખા શહેરમાં મુનસફ સાહેબ હતા. ઘરમાં સોનીનું કામ ચાલતું હતું અને સોનાનો તોલ કરાવતી વખતે તેઓ સાહેબને હાજર રહેવા બોલાવ્યા હતા. તોલ કરતાં બેઆનીની જરૂર જણાઇ. પોતાની પાસે ન હોવાથી, અડખે પડખે પાડોશીમાં જરા તપાસ કરાવી જોઇ, પણ બેઆની તો મળી નહિં; એટલે મુનસફ સાહેબ કેમ જાણે બહુ બુદ્ધિ અને સમયસૂચકતા વાપરતા હોય તેમ ઉઠયા અને સોનીના હાથમાં આઠ પૈસા મૂકયા—એમ કહીને કે બેઆની ન હોય તો કાંઇ નહિં, આ આઠ પૈસા લ્યો ! આ ઉપાય કાંઈ વિનોદ ખાતર નહોતો બતાવ્યો. બેઆની અને આઠ પૈસા એ બધી રીતે સરખાં જ છે એવી વેદીયાને શોભાવે તેવી સમજથીજ તેમણે એ ઉપાય બતાવ્યો હતો !

આના જેટલો શરમાવનારો નહિં, પણ પદાર્થોના જ્ઞાનના અભાવથી કેવું હાસ્યજનક પરિણામ આવે છે તે બતાવનાર એક બીજો કિસ્સો મેટ્રિકના વર્ગમાં ભણતા વિદ્યાર્થીનો યાદ આવે છે. તેણે નિબંધમાં લખ્યું હતું

' અને તે દેશમાં **ફસકી રેશમના ખાણો** મળી આવે!
રેશમ કેમ બને છે એ બિચારાના જાણવામાંજ નહોતું !

પદાર્થની ખરી સમજનો અભાવ ઘણીવાર ગમ્મત આ
તેવાં પરિણામ ઉત્પન્ન કરે છે. આ લખનારના પોતાન
અનુભવમાં શિક્ષકોની વિચિત્ર સમજના અનેકાનેક કિસ્સાએ
આવેલા છે. તેવામાંથી એક ઉમેરવાની ઇચ્છા થાય છે.

ત્રીજા ધોરણના વર્ગમાં એક શિક્ષકે હિસાબ મંડાવ્યો
હતો કે ' અમુક ટન, અમુક હન્ડ્રેવેટ, અમુક પાઉન્ડન
ફાર્ધિંગ કરો.' હું સમજ્યો કે છોકરાઓનું જ્ઞાન ચકાસવ
આવો હિસાબ મંડાવ્યો હશે; એટલે હિસાબ પૂરો થત
સુધી હું મુંગો મુંગો બેઠો. હિસાબ થઈ રહ્યો
શિક્ષકે તે જોયો, અને જે વિદ્યાર્થીઓ ટન વગેરેન
પાઉન્ડ કરી, પછી શિલિંગ વગેરેના કોષ્ટક પ્રમાણે ફારથીંગ
કરી લાવ્યા હતા તેમને શિક્ષકે હિસાબ ખરો આપ્યો
ટનવાળા કોષ્ટકના પાઉન્ડ, અને પાઉન્ડ શીલીંગવાળાન
પાઉન્ડમાં શો તફાવત છે તે એ બિચારો તે દિવસ સુધ
સમજ્યો જ નહોતો !

આવાં આવાં અનિષ્ટ અને હસનીય પરિણામ દૂર કરવ
માટે પદાર્થ વિષેનું જ્ઞાન આપવાની જરૂર જણાવા લાગી
પરંતુ, આ સંબંધે એક ગેરસમજ એવી છે કે જૂન
વાંચનમાળામાં—હોપ વાળી માળામાં—પદાર્થ વિષે કશું પા
હતું નહિં, અને નવી માળામાં જ તે વિષય દાખલ કરવાન
આવ્યો એમ ઘણા માને છે. જૂની વાંચનમાળાના પા
જોવાથી ખાતરી થશે કે એવું માનવું ભૂલ ભરેલું છે. તે

પણ કબુલ કરવું જોઇએ કે નવાં ધોરણોએ પદાર્થપાઠનો વિષય જૂદો પાડયો એટલે તે તરફ શિક્ષકોનું ઘટતું લક્ષ ખેંચાયું અને તેથી જે પાઠો ઘણીવાર બેદરકારીથી કે અણુસમજથી મૂકી દેવામાં આવતા તે હવે ખાસ ધ્યાનથી શીખવાવા લાગ્યા.

પરંતુ આપણું કમભાગ્ય તો એવું છે કે આટલી બધી કાળજી લીધી, છતાં આપણા વિદ્યાર્થીઓને તો ઉલમાંથી ચૂલમાં ગયા જેવુંજ થયું. પદાર્થપાઠો પદાર્થની હાજરી વિના, માત્ર ગોખણ પટ્ટીથી જ શીખવાય છે, અને વિદ્યાર્થીઓ તે તે પદાર્થો વિષે, કે સામાન્ય સૃષ્ટિ જ્ઞાન વિષે પહેલાંના જેવાજ ગમાર અને મૂર્ખ રહે છે ! આ પરિણામનું મુખ્ય અને એકલું કારણ શિક્ષકોનું અજ્ઞાન, બેદરકારી અને આળસ જ છે. આ અજ્ઞાન, બેદરકારી અને આળસ ટકે છે તેનું કારણ યોગ્ય દેખરેખનો અભાવ છે. પરંતુ તે ચર્ચા સાથે આપણે ઝાઝી લેવા દેવા નથી. શિક્ષક વિષય શીખવવાનો હેતુ સમજે અને તે પ્રમાણે વર્તવા માટે પ્રયાસ કરે એટલું જ આ પુસ્તક ઇચ્છે છે, અને તેથી પદાર્થપાઠ શીખવવાનો હેતુ કહી સંતોષ માનવો જોઇએ.

આડકતરી રીતે તે હેતુ ઉપર જણાવાઇ તો ગયો છે. વિદ્યાર્થીઓ એકલા પુસ્તક પંડિત ન થાય, પણ જેજે પદાર્થો તેમના જોવા અનુભવવામાં આવે તે બધાનું ઘટતું જ્ઞાન મેળવીને જગતના બુદ્ધિશાળી મનુષ્યો બને એ પદાર્થપાઠ શીખવવાનો મુખ્ય ઉદ્દેશ છે.

પદાર્થો સંબંધે જ્ઞાન મેળવવું એ મનુષ્યની કેળવણીનું એક આવશ્યક અંગ છે. પદાર્થોને હાથમાં ઝાલતાં, તેના રૂપ રંગ, આકાર વજન, અને બીજા ગુણો જાણતાં, સામ્યથી અને જુદાપણાથી જ્ઞાન મેળવતાં છોકરાંની જુદી જુદી ઇન્દ્રિયો અને જૂદી જૂદી શક્તિઓ કેળવણી પામે છે. આવી કેળવણી આપોઆપ મેળવી શકે તેવી સરળતા કરી આપવી, તેવી કેળવણી મેળવવા માટે અનુકૂળ સાધનો અને સંજોગો ઉત્પન્ન કરી આપવા, પોતાની મેળે ન સમજી શકે તેવી બાબતો સમજાવવા, અને જેજે જ્ઞાન છોકરાંઓ મેળવતાં જાય તે પાકું કરાવવા જેટલું ધ્યાન આપવું, એ દરેક શિક્ષકની ફરજ છે એમ સમજાવવા માટેજ પદાર્થપાઠના વિષયને અલગ કરવામાં આવ્યો છે.

આવા જ્ઞાન માટે પહેલી જરૂર તો એજ સમજાઇ હશે કે શિક્ષણની શરૂઆત પદાર્થની હાજરી વિના કદી પણ કરી શકાય જ નહિ. પદાર્થ પાસે રાખ્યા વિના (ઘણી વાર તો જેટલાં છોકરાં હોય તેટલાંજ નંગ તે પદાર્થનાં હોય તો શિક્ષણ યથાયોગ્ય આપી શકાય, પરંતુ તેટલાં બધાં ન હોય, તો પછી જેટલાં વધારે બની શકે તેટલાં રાખવાનો આગ્રહ રાખવો) શિક્ષણની શરૂઆત કદી પણ કરવી નહિ; તેમ કરવાથી તો માત્ર પુસ્તકિયા જ્ઞાનજ મળે અને તેમ થાય તો તો પદાર્થપાઠનો મુખ્ય ઉદ્દેશજ ઊંધો વળી જાય, પછી તો પદાર્થપાઠ શીખવાય કે ન શીખવાય એ બધું સરખું જ થઇ જાય !

કહેવાની જરૂર નથી કે જે પદાર્થ વિષે શિક્ષણ આપવાનું હોય, તેની સંપૂર્ણ પિછાન શિક્ષકે આગળથી મેળવી

લેવી જોઇએ. વાંચનમાળામાં આપેલો પાઠ વાંચ્યે જાય અને જ્યાં વિરામ આવે ત્યાં ત્યાં, સમજ્યા, સમજ્યા, એમ બોલ્યે જાય તેથી પદાર્થપાઠનું શિક્ષણ આપી શકાય એમ કોણ કહેશે ?

પદાર્થપાઠ શીખવવામાં પદાર્થનું જ્ઞાન અને જૂદીજૂદી ઇન્દ્રિયોની અને શકિતઓની કેળવણી મળવી જોઇએ એ ઉદ્દેશ :ઉપરાંત ખાસ બાબત જાણવાની તો એ છે કે પદાર્થોનાં જ્ઞાન મેળવતાં મેળવતાં, તે પદાર્થો કોણે, શા માટે, કેવી રીતે, ઉત્પન્ન કર્યાં છે એ વિચાર આવવો જોઇએ; તે વિચારને પરિણામે પ્રભુની સૃષ્ટિ તરફ આશ્ચર્યભાવ ઉત્પન્ન થવો જોઇએ; તે આશ્ચર્ય ભાવના પરિણામ તરીકે પ્રભુની કૃતિની ઉપયોગિતા, તેવી કૃતિ ઉત્પન્ન કરનાર પ્રભુની માણસ પ્રાણી–પદાર્થ–માત્ર માટેની માયાભરી લાગણી, અને તે સર્વના એકલા નિયંતા તરીકે પ્રભુની મોટાઇ વિષે ખ્યાલ આવી પ્રભુ તરફ ભકિત અને માન ઉદ્ભવ પામવાં જોઇએ.

પદાર્થપાઠનું જે લેસન આ ત્રણ ઉદ્દેશ—૧ પદાર્થના યથાયોગ્ય જ્ઞાન મેળવવાનો, ૨ છોકરાઓની જૂદી જૂદી ઇંન્દ્રિયો અને શકિતને કેળવણી આપવાનો, અને ૩. પ્રભુ તરફ માન અને ભકિત ઉત્પન્ન કરાવવાનો પાર પાડવામાં સફળ ન થાય તે લેસન નિષ્ફળ જ થયું સમજવું, અને પદાર્થપાઠનો વિષય દાખલ કરવાથી કશો લાભ નજ થયો એમ સમજવું.



૬

# ભૂગોળ.

ભૂગોળના શિક્ષણનો ક્રમ અને શિક્ષણની પદ્ધતિ ઘણા શિક્ષકોના જાણવામાં નથી, એટલુંજ નહિં, પણ તેનો ઉદ્દેશ પણ શિક્ષકોનો મોટો ભાગ સમજતો નથી. માત્ર પોપટિયા ગોખણપટ્ટી અને નકશામાં ટપોટપ બતાવવાની આવડત—એ બેથી શિક્ષક સંપૂર્ણ સંતોષ માની બેસે છે. જો કે દીલગીરીની વાત તો એ છે કે તેટલું પણ સારી રીતે કરાવવાની કાળજી ઘણાજ થોડા શિક્ષકો રાખે છે.

એવી પદ્ધતિથી ઘણાં હાસ્યજનક પરિણામ આવે છે. તેનો સંગ્રહ કર્યો હોય તો વિનોદી ટુચકાસંગ્રહનું નાનું સરખું પુસ્તક બની શકે. આંહિં માત્ર એકજ વાત લખી તેવા પરિણામની સ્થાલીપુલાક ન્યાયથી ઝાંખી કરવામાં આવશે.

છોકરાઓને સવાલ પૂછયો કે મુંબાઇથી અમદાવાદ કઇ દિશામાં—કઇ તરફ—આવે છે એ હાથ લાંબો કરી આંગળી તે તરફ કરી બતાવો. તે પ્રશ્નના જવાબમાં લગભગ અર્ધો અર્ધ છોકરાએ આંગળી ઉંચી—આકાશ તરફ—લાંબી કરી હતી! આ ભૂલનું કારણ તો ઝટ સમજાઈ જાય તેવું છે—નકશામાં મુંબઈથી ઉત્તરમાં એટલે ઉપર અમદાવાદ આવેલુ હોય એટલે છોકરાઓએ પણ ઉપર આંગળી કરી હતી!

પ્રાંત અને તાલુકા કડકડાટ મોઢે બોલી જનારા છોકરાઓ પોતે કયા પ્રાંતમાં કે તાલુકામાં છે એ ભાગ્યેજ કહી શકે છે.

આવું આવું બને છે તેનું કારણ મુખ્ય તો એજ કે શિક્ષક પોતે ભૂગોળ શીખવવાનો ઉદ્દેશ સમજેલો હોતો નથી. ભૂગોળ એ યાદદાસ્તને કેળવવા માટે શીખવવાની નથી, પણ સ્થાન ઠેકાણાંનાં ચોક્કસ જ્ઞાન આપવા માટે શીખવાય છે. તે જ્ઞાન એવું પાકું અને યથાયોગ્ય હોવું જોઇએ કે તેટલા જ્ઞાનપરથી છોકરાઓ પોતાની મેળે તે તે સ્થાન ઠેકાણાની સારી માહિતી મેળવી શકે.

ભૂગોળના જ્ઞાન માટે ખાસ જરૂરીઆત તો અંતરની સાચી અટકળની છે. અમુક જગા કેટલે છેટે છે તેનો ખરો ખ્યાલ ન આવી શકે તો ભૂગોળના જ્ઞાનથી પૂરો લાભ થવાનો નથી. અંતરની પેઠેજ દિશાની સમજ હોવી જોઇએ. દિશાની સમજમાં નાનાં બાળકો બહુજ ભૂલ કરે છે અને જ્યાં સુધી તે સમજ બરાબર પાકી ન થાય ત્યાં સુધી ભૂગોળનું જ્ઞાન યોગ્ય રીતે આપી શકાશેજ નહિં.

ભૂગોળનો ઉદ્દેશ સ્થાન ઠેકાણાની પિછાન આપવાની છે એટલું સમજનારા શિક્ષકો પણ માત્ર રાજકીય વિભાગ, તથા નદી પર્વત ગામ વગેરેનાં નામ મોઢે કરાવીને અને તે તે સ્થળ નકશામાં બરાબર બતાવતાં શીખવીને સંતોષ માને છે. પરંતુ તે ભાગની ખાસ ઉપજ, તેમાં જાણવા જેવાં પશુ પંખી કે બીજાં પ્રાણી, ત્યાંનાં હવા પાણી સંબંધે જાણવા જેવી હકીકત, લોકોની હુન્નર કારીગરી કે ધંધા ઉદ્યોગ સંબંધેની આવડત અને સ્થિતિ, વગેરે ઘણી ઘણી ઉપયોગી બાબતો વિષે તો કશું પણ જ્ઞાન આપતાજ નથી. આવી વાતોથી છોકરાઓને તે તે દેશ સાથે સારી

પિછાન થાય છે અને તથી છોકરાંઓ શીખવામાં રસ અને આનંદ લે છે. પણ તેવી કોઇ બાબત તો શિક્ષક કદી કહેતાજ નથી એટલે નીરસ નામાવલિઓ મોઢે કરવાથી છોકરાંઓને ભૂગોળનો કંટાળો આવે છે. નાનાં બાળકોને તો નવું નવું જાણવાની બહુજ હોંસ હોય છે અને તેથી ભૂગોળનો વિષય નાનાં બાળકો માટે તો બહુજ રસદાયી કરી શકાય છે. પરંતુ શિક્ષણ તેવી રીતે રસદાયક કરવા માટે શિક્ષકે સમજવું જોઇએ કે અર્થ વગરની ગોખણપટ્ટી કદી કરાવવી નહિં, પણ પોતે રસિક રીતે વાત કરી શકે તેટલું જ્ઞાન મેળવ્યા પછી, છોકરાંઓને નવું નવું કહેવાની હોંસ રાખવી અને તે બધું બહુ અસરકારક રીતે કહેવાની ટેવ પાડવી.

---

વ્યાખ્યા ગોખાવવાથી ભૂગોળની જે શરૂઆત કરવામાં આવે છે તે બહુજ વખોડવા લાયક છે. સ્થળ અને જળની વ્યાખ્યાઓ શીખવવાનું જે ધોરણ રાખવામાં આવ્યું છે તેનો અર્થ એવો નથી કે ભૂગોળની ચોપડીમાં આપેલી વ્યાખ્યાઓ એકદમ મોઢે કરાવવા મંડી જવી—ભૂગોળની ચોપડી લખનારને તો તેમ કરવાની કદાચ જરૂર લાગતી હશે. પણ શીખવનારે તેમજ શરૂઆત કરવાની નથી. અભ્યાસક્રમમાં વ્યાખ્યાઓ શીખવવી એવું જે ધોરણ રાખવામાં આવ્યું છે તેનો અર્થ એવો છે કે ભૂગોળનો અભ્યાસ તેટલો થવો જોઇએ. પણ પ્રારંભ તેવી રીતે કરવો જોઇએ એવું કાંઇ નથી. પ્રારંભ તો છોકરાઓ જળ અને

સ્થળ વિષે જે કાંઇ હમ્મેશ જોતા હોય, જાણતા હોય, જોઇ શકે તેવું હોય તેવી બાબતથીજ કરવા જોઇએ. કોઇ ગામમાં ટેકરી હોય, કોઇમાં નદી હોય; કોઇ પાસે દરિયા હોય, કોઇ પાસે રણ હોય, કોઇ પાસે તળાવ હોય, એમ જૂદાં જૂદાં ગામ પાસે જે કાંઇ દેખાડી શકાય, પ્રત્યક્ષ જાણી શકાય તેવું હોય, તેવી બાબતથી પ્રારંભ કરી હળવે હળવે બીજી વ્યાખ્યાઓની પિછાન આપવી જોઇએ. પ્રત્યક્ષ વસ્તુથી પિછાન આપી, પરોક્ષ વસ્તુ વિષે કલ્પના કરતાં શીખવવું જોઇએ. આ પ્રમાણે શરૂઆત કરનાર વ્યાખ્યાનું પાકું જ્ઞાન આપી શકશે અને ભૂગોળના શિક્ષણને સફળ કરી શકશે.

ભૂગોળના શિક્ષણનો ઉદ્દેશ સ્થળ જળની માહિતી આપવા ઉપરાંત દેશનું પરિમાણ, દેશની પ્રકૃતિક સ્થિતિ, દેશમાં કુદરતની બક્ષેલી, અને માણસે કરેલા જોવા જાણવા જેવી હકીકત, હવા પાણી, ખેતી ખનિજ વગેરેની ઉપજ, દેશના લોકોની ધર્મ ભાષા, જ્ઞાન, હુન્નર કારીગરી, ધંધા ઉદ્યોગ, વેપારવણજ તથા રીતભાત વગેરે સંબંધી સ્થિતિ, રાજ્યબંધારણ અને પર મુલક સાથેના વ્યવહાર સંબંધેનું જ્ઞાન: આ સમસ્ત હકીકત સંપૂર્ણપણે આપવાનો છે એ ન જાણનાર શિક્ષક ભૂગોળ શીખવવાને જરા પણ લાયકાત ધરાવતો નથી એમજ સમજવું.

ભૂગોળના સારા જ્ઞાનથી દેશ દેશના લોકોની અમુક જાતની ટેવ કે પ્રકૃતિ કેમ છે એ સમજી શકાય છે, કુદરતની મનુષ્યપર કેવી અસર થાય છે એ જાણી શકાય છે, અને

કુદરતની સામે લડવામાં અને કુદરતને તાબે કરવામાં પણ ભૂગોળનું જ્ઞાન બહુ માર્ગદર્શક અને લાભકારક બને છે.

ટુંકામાં, ભૂગોળશિક્ષણનો ઉદ્દેશ દેશની વર્તમાન સ્થિતિનું સર્વ રીતનું સંપૂર્ણ જ્ઞાન એ મુખ્ય છે. ભૂતકાળના આછા આછા જ્ઞાનથીજ વર્તમાનનું જ્ઞાન યથાયોગ્ય અને સંપૂર્ણ બને છે એ વાત શિક્ષકે જાણ બહાર રહેવા દેવા જેવી નથી; એટલે ભૂગોળના શિક્ષણમાં ઉપર ઉપરનું ભૂતકાળ દર્શન પણ કરાવવું જોઇએ એ ભૂગોળના શિક્ષકે ભૂલવાનું નથી.

---

૭

## ઇતિહાસ.

પ્રાથમિક—ખરી રીતની પ્રાથમિક–નિશાળોમાં ઇતિહાસ ને સ્વતંત્ર સ્થાન હોતું નથી. માત્ર ભૂગોળનાં શિક્ષણમાં જેટલું ભૂતકાળ દર્શન જરૂરનું છે તેટલાથીજ સંતોષ માનવાનો છે એમ આ લખનારનો નમ્ર અભિપ્રાય છે. પરંતુ ત્રીજાચોથા ધોરણમાં ઇતિહાસનો વિષય દાખલ કરેલો હોવાથી તેનો ઉદ્દેશ જણાવવાનું વાજબી માન્યું છે.

ભૂતકાળની દેશ લોકની સ્થિતિના જ્ઞાનથી આપણું વર્તમાન ઘડવું અને ભવિષ્યનો વિચાર કરવો, ભૂતકાળ માં થયેલી ભૂલો ફરી થવા ન પામે એ સંભાળવું, ભૂતકાળમાં થયેલા આપણા પૂર્વજોની રહેણી કરણી, વેપાર સમૃદ્ધિ, બળ બહાદુરી, જ્ઞાન ગાંભીર્ય વગેરેથી વાકેફ બની તેમાંથી જે કાંઇ માટે અભિમાન રાખી શકાય તેવું

હોય તેને માટે યોગ્ય અભિમાન રાખતાં શીખવવું એ ઇતિહાસનાં શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ કહી શકાશે. ઈતિહાસનો શિક્ષક પોતાના વિષયને વગર મુશ્કેલીએ રસિક કરી શકે છે. છોકરાંઓને વાર્તાનો શોખ હોય છે અને ઇતિહાસમાં ઘણે ભાગે વાર્તાઓ શીખવવાની હોવાથી શિક્ષકને અનુકૂળ સરળતા મળી જાય છે. માત્ર તે વાર્તાઓ સબંધ સ્વરૂપમાં યાદ રાખે, માણસો, બનાવો અને તારીખોમાં રસ લેતાં શીખે, એટલુંજ પ્રાથમિક નિશાળના શિક્ષકે કરવાનું છે. તે બધા ઉપર યથાયોગ્ય વિચાર કરવાની બુદ્ધિ કેળવવી એ ઇતિહાસના શિક્ષકની બહુ જવાબદારી ભરેલી ફરજ છે અને પ્રાથમિક નિશાળનો સારો શિક્ષક તે વિષે ઘણું કરી શકે તેવો સંભવ છે, તોપણ તેવી જાતની સારી લાયકાત તો મોટી ઉમ્મરે આવે છે એટલે પ્રાથમિક શાળાનો શિક્ષક તે વિષે બહુ કાળજી ન રાખે તો ચાલી શકે ખરૂં. પરંતુ આપણા દેશની જાણવા જેવી હકીકત સંપૂર્ણ સમજ સાથે યાદ રાખી તેમાં રસ લેવાની આવડત તો દરેક શિક્ષકે કેળવવાની ખાસ જરૂર છે. ઘણીવાર એવું બને છે—અને આપણા દેશ માટે તો ઘણે ભાગે એવુંજ બન્યું છે, કે વર્તમાન સ્થિતિને પોતાની કાયમની સ્થિતિ માની, લોકો તેમાં સંતોષ માને અને તેથી તે સુધારવા તરફ જરા સરખું પણ લક્ષ કોઇ ન રાખે. પ્રારંભથીજ બીજાના અમલ તળે રહેલો દેશ પણ બીજા દેશોના ઇતિહાસના જ્ઞાનથી મોટી મોટી આકાંક્ષાઓ બાંધી શકે છે, તો પછી જે દેશે ભૂતકાળમાં ઉત્તમ જ્ઞાન, શ્રેષ્ઠ સમૃદ્ધિ,

સંપૂર્ણ સ્વતંત્રતા, અને સર્વ રીતે ઊંચી સ્થિતિ ભોગવી હોય, તેવો દેશ વર્તમાનની સાધારણ સ્થિતિથી સંતોષ માની રહે તેનું કારણ એજ કે ત્યાંના ઇતિહાસના શિક્ષકો પોતાના વિષયનો ઉદ્દેશ સમજતા નથી. ઇતિહાસનો ઉદ્દેશ છોકરાંઓને તેમના દેશના ભૂતકાળનાં દર્શન કરાવી, બીજા દેશોનાં પણ ભૂતકાળનાં દર્શન કરાવવાનો, અને એ સર્વ દર્શનથી પોતાને માટે યથાયોગ્ય ભવિષ્ય ઘડતાં શીખવવાનો છે. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખી જે શિક્ષક ઇતિહાસ શીખવશે એ ખરેખર પોતાના વિષયમાં સંપૂર્ણ વિજય મેળવી શકશે.

---

## ૮

## આલેખન (ડ્રૉઇંગ.)

ડ્રૉઇંગના વિષયને નિશાળમાં બહુ મોડું સ્થાન મળ્યું છે. તે વિષયની કિમ્મત હજી ઘણાજ થોડા શિક્ષકો સમજી શકે છે. ઘણાનું માનવું એવું છે કે એ તો એક લલિતકળા છે અને જેનામાં તે જાતની કુદરતી બક્ષીસ હોય તેજ એ કળા શીખી શકે છે. આ માનવું તદ્દન ભૂલભરેલું છે. દરેક કળામાં પ્રવીણતા મેળવવા માટે કુદરતી બક્ષીસની અપેક્ષા છે એ ખરૂં છે, પણ તેટલા માટે કળાના સામાન્ય જ્ઞાન માટે તે દલીલ વિરોધ તરીકે આગળ કરવી એ સામાન્ય સમજનો અભાવજ સૂચવે છે. વાંચન એ કળા છે, લેખન એ કળા છે અને તેમાં

પ્રાવીણ્ય મેળવનારા ઘણા થોડા છે; પણ તેટલા માટે વાંચન લેખન બધાને શીખવવાની જરૂર નથી એમ કોણ કહેશે ?

કેટલાક વળી એમ પણ માનતા હશે કે વાંચન જેવાં જરૂરનાં છે તેવું ડ્રોઇંગ જરૂરનું નથી. પણ આ પણ એક મોટી ભૂલ છે. તે ભૂલથી હિંદુસ્થાનનાં કળા કૌશલ્ય અને હુન્નર કારીગરીને ઘણુંજ નુકશાન પહોંચેલું છે. દરેક ધંધામાં, દરેક હુન્નર ઉદ્યોગમાં, ડ્રોઇંગની પહેલીજ જરૂર છે. સારૂં ડ્રોઇંગ જાણનાર સુતાર તેના ધંધામાં વધારે સફળ થશે; સારૂં ડ્રોઇંગ જાણનાર દરજી, રંગરેજ, મોચી, એ બધા, પોતાના ધંધામાં બહુ આગળ વધી શકશે. ભાષા સાહિત્યમાં અને વેપાર વણજમાં ડ્રોઇંગની આવશ્યકતા કાંઇક કમી માલમ પડશે, પણ ડ્રોઇંગના લાભ તે ધંધાવાળાને મળતા નથી એમ નથી.

ડ્રોઈંગ આંખ, અને હાથને ઊંચી જાતની કેળવણી આપ્યા ઉપરાંત, સફાઇ, સુઘડતા, પ્રમાણ, બંધ બેસતો મેળ અને સૌંદર્યની ખરી પિછાનમાં ઉપયોગી થતાં બધાં અંગને બહુ સારી કેળવણી આપે છે, અને શીખનારને સર્વ રીતે બહુ લાભકારક થઈ પડે છે.

વળી, એક ઊંચી કળા તરીકે તો માણસના વિચારને પ્રદર્શિત કરવામાં અને કુદરતના ક્ષણ ક્ષણના દેખાવોને ચિરંજીવી કરવામાં તે જગતને બહુ ઉપકારક બને છે. પરંતુ પ્રાથમિક નિશાળમાં તે દાખલ કરવામાં આવી

આકાશી અભિલાષાઓ રાખવામાં આવી નથી. ત્યાં તો આંખ અને હાથને સરસ જાતની કેળવણી આપવામાં તેના જે અતિ ઘણા લાભ છે તે ઉપરજ નજર રાખવામાં આવે છે અને તેટલું પરિણામ લાવી શકાય એટલે સંતોષ માનવામાં આવે છે.

છોકરાંને મૂળાક્ષર કે આંકડા કઢાવતાં પહેલાં પણ ડ્રાઇંગની શરૂઆત કરી શકાય છે-કરવી જોઇએ. મીંડાં અને લીટીઓ દોરવાનું, જેમ તેમ ઘસરડા ( લીટા ) કરવાનું-નાના છોકરાને બહુ ગમે છે. આ તેમની કુદરતી વૃત્તિનો લાભ લઈ ડ્રૉઈંગની શરૂઆત કરવામાં આવે તો ઘણી સરળતા થઇ જશે, મૂળાક્ષર શીખવવામાં પણ લાભ જોવામાં આવશે.

ડ્રૉઈંગ કાંઇ બધાને કળાનિપુણ કરવા માટે દાખલ કરવામાં આવેલ નથી. પણ મનુષ્યની કેળવણીમાં ડ્રૉઈંગ એ બહુજ ઉપયોગી કામ કરે છે, અને કેળવણીની શરૂઆતમાંથીજ જો તે શીખવવામાં આવે તો ભવિષ્યમાં સારા લાભ થાય છે એ અનુભવથીજ પ્રાથમિક શાળામાં પણ તેને સ્થાન આપવામાં આવ્યું છે, માટે પ્રાથમિક શાળાના દરેક શિક્ષકે ડ્રૉઈંગની શરૂઆત કેમ કરવી એ શીખી લઇ, તે વિષય બહુ સંભાળપૂર્વક શીખવવાનું ધ્યાનમાં રાખવું.

---

૯

# સંગીત.

સુધારેલાં ધોરણ પ્રમાણે તૈયાર થયેલી વાંચનમાળામાં રાગો બતાવી કવિતા દાખલ કરવામાં આવી છે, અને તે પ્રમાણે સંગીતનું શિક્ષણ આપવાની શરૂઆત કરવાનું સૂચવવામાં આવ્યું છે. સામાન્ય લોકવર્ગ અને ઘણા શિક્ષકો પણ આ સુધારાથી નારાજ થયેલા લાગે છે. તે સુધારાને નકામો માને છે અને વિદ્યાર્થીઓની શક્તિની બહારનો તે વિષય છે એમ ટીકા કરે છે.

આવો મત ધરાવનારા એમજ સમજતા લાગે છે કે નાનાં બાળકોની પાસેથી કાબેલ ઉસ્તાદના જેટલું કામ લેવાનો ઇરાદો રખાયો છે. સંગીત દાખલ કરવામાં આવે તેનો અર્થ એમ નથી કે તે જેને જેને શીખવવામાં આવે તે બધાને તેમાં ઉસ્તાદ બનાવી દેવા. સંગીત એ ઊંચી કળા છે, અને પ્રભુદત્ત શક્તિવાળાજ તેમાં ઉસ્તાદી મેળવી શકે છે. પણ તેટલા માટે તેનાં મૂળતત્ત્વનું કે મનુષ્યની સમગ્ર કેળવણીમાં તેથી જે લાભ થતા હોય તેવા લાભો મળે તેવું શિક્ષણ નાનપણમાંથી ન અપાય એમ માનવું એ ભૂલભરેલું જ છે.

એક સ્વતંત્ર ઉંચી કળા તરીકે, સંગીત પણ મનુષ્યના હૃદયગત ભાવોને પ્રદર્શિત કરવાનું એક સાધન છે, અને તેમાં પ્રાવીણ્ય મેળવવા માટે પ્રભુદત્ત શક્તિની અને ઘણા લાંબા સમય સુધીના શ્રમની અપેક્ષા રહે છે એ ખરૂં છે,

તોપણ તેની શરૂઆત નાનાં બાળકોમાં નથી થઈ શકતી એમ નથી. સંગીતથી મધુર અવાજનું અને અવાજના સંવાદનું ભાન થઈ શકે છે અને છોકરાંઓને તે બે બાબત પ્રત્યક્ષ દ્રષ્ટાંતથી સારી રીતે શીખવી શકાય છે. વળી પ્રમાણ અને તાલની પણ ટેવ પડાવવામાં આવ્યાથી નિયમિત રીતે અને સંભાળપૂર્વક કામ કરવાનો પણ મહાવરો આપી શકાય છે, અને કંઠને કેળવવા સાથે છાતી અને ફેફસાંને પણ સારી કસરત આપવાનું બની શકે છે.

આ કેળવણી ઉપરાંત આનંદ આપવો એ પણ સંગીતનો એક ઉદ્દેશ છે. રીતસરના અવાજ વડે મધુરતાથી ગીત ગાવાનુ શીખવવામાં આવશે, તો માલમ પડશે કે તેનાં ફળ તરીકે આનંદ તો છોકરાંઓ પોતાની મેળે મેળવી શકે છે એટલે તે ઉદ્દેશ સિદ્ધ કરવામાં ખાસ શ્રમ લેવાની કે કાળજી રાખવાની જરૂરજ પડતી નથી.

ડ્રૉઈંગના શિક્ષણમાં હાલમાં જે મુશ્કેલી નડે છે તેજ મુશ્કેલી સંગીતના શિક્ષણ માટે પણ વિઘ્ન રૂપ છે. શિક્ષકોને તે વિષય શીખવવામાં આવેલો ન હોવાથી તેઓ તે વિષય યોગ્ય રીતે શીખવી ન શકે તેમાં તેમનો કશો દોષ કાઢી શકાય નહિં. પરંતુ કાળજીવાળા શિક્ષકે પોતાના વર્ગમાં ચલાવવા જેટલું તે વિષયનું જ્ઞાન તો એકદમ મેળવી લેવું જોઇએ. અને તેટલું કરી લીધાથી પોતાની મુશ્કેલી દૂર થશે, છોકરાંઓને અને નિશાળને લાભ થશે, અને લોકોમાં પ્રચાર પામતા ખોટા મત પણ ટાળી શકાશે.

---

## ૧૦
## ડ્રિલ.

સુધારેલાં ધોરણમાં નવો દાખલ કરવામાં આવેલો ડ્રિલનો વિષય પણ ઘણા શિક્ષકો કંટાળારૂપ માને છે. ટાઇમ ટેબલમાં હોય તે છતાં ડ્રિલનો વખત બીજી રીતે પસાર કરે છે અને તેમ કરી ખાતાનો, અને છોકરાની કેળવણી અપૂર્ણ રાખવાનો ગુન્હો કરે છે. આમ થવાનું કારણ શિક્ષકોનું આળસ છે ખરૂં, પણ આળસ કરતાં પણ વધારે જવાબદાર બને તેવું કારણ શિક્ષકોનું અજ્ઞાન છે.

શિક્ષકો એમ માને છે કે છોકરાં આખો દહાડો દોડા દોડ, કુદાકુદ અને રમ્યારમ કરે છે તેથી ડ્રિલનો હેતુ સરી જાય છે. એટલે નિશાળના વખતમાં તે વિષય રાખવાની જરૂર નથી. આમ માનનારા શિક્ષકો ડ્રિલનો ઉદ્દેશ સમજતા જ નથી એમ કહેવું જોઇએ.

છોકરાઓ પોતાની મેળે રમે, કુદે, તેમાં કસરત મળે ખરી, પણ ડ્રિલનો ઉદ્દેશ તેવી રમતથી જે જાતની કસરત મળે તેના કરતાં વધારે સારાં પરિણામ આવે તેવી કસરત કરાવવાનો છે, અને કસરત કરાવ્યા ઉપરાંત પણ બીજી સારી ટેવો પડાવવાનો છે.

મનુષ્યને કેળવણી આપવામાં શરીરને સાવધાનપણે કેળવવાનું આપણી નિશાળો સમજતીજ નથી. અલબત્ત આપણાં ગામોની નિશાળોમાં છોકરાંઓને તેવી જાતની કસરત જરાપણ નથી મળતી એમ નથી હોતું, પણ સાવધાન પણે કેળવણી આપવી અને પોતાની મેળે કસરત મળવી એ

એમાં બહુ તફાવત છે. શરીરના દરેકે દરેક સ્નાયુને યોગ્ય રીતે કસવાની, કામ આપવાની બહુ જરૂર છે. તે પ્રમાણે કર્યાથી શરીરને ઘણી સરસ મજબુતી મળે છે. આંખ, નાક, કાન, સ્પર્શ એ ઇન્દ્રિયોને કેળવવાની જેટલી જરૂર તેથી પણ વધારે જરૂર હાથ, પગ, કાંડાં, ડોકું, કમ્મર, વગેરેના સ્નાયુ અને સાંધાઓને કેળવવાની છે. શરીરને સંચો સારી રીતે કામ કરે માટે પણ તે તે અવયવોને કસવાની જરૂર છે. અને ડ્રિલના દાવો એવી રીતના ક્રમસર અને યોગ્ય હોવા જોઇએ કે તેથી શરીરના નાના મોટા બધા ભાગોને પ્રમાણુસર અને જરૂર પૂરતી કસરત મળે, અને તેથી તે તે ભાગો કેળવણી મેળવતા મેળવતા વધારે ને વધારે તાકાત-વાળા અને ઘટ બનતા જાય.

ડ્રિલનો મુખ્ય ઉદ્દેશ ત્યારે, શરીરના દરેકે દરેક ભાગને યોગ્ય રીતે કસવાનો અને કેળવણી આપવાનો છે. પરંતુ આ ઉપરાંત પણ બીજા એકાદ બે ગૌણ ઉદેશ શિક્ષકોએ ધ્યાનમાં રાખવાના છે.

હુકમને એકદમ તાબે થતાં શીખવવું એ પણ ડ્રિલનો એક ઉદ્દેશ છે. જેવો હુકમ મળે, કે તુર્ત જ—જરા પણ વિલંબ કર્યા વિના, એકદમ અને બરાબર સમજીને હુકમને તાબે થવાની ટેવ ન પડે તો ડ્રિલનો ઉદ્દેશ ન સચવાયો એમ સમજવું.

તે ઉપરાંત બધાની સાથે રહીને કામ કરતાં શીખવવું એ પણ ડ્રિલનો ઉદ્દેશ ગણી શકાશે. જેટલા છોકરા હોય

તેટલા બધા એક સાથે, સરખી રીતેજ, સરસ લાગે તેવી રીતે ડ્રિલનું કામ ન કરે, તો ડ્રિલ બરાબર નથી એમજ કહેવું જોઇએ.

ડ્રિલના શિક્ષકે ત્યારે આ ત્રણ બાબત બરાબર લક્ષમાં રાખી, તે સિદ્ધ થાય તેવી રીતે ડ્રિલનું શિક્ષણ આપવાની કાળજી રાખવાની છે.

૧ ડ્રિલના દરેક દાવથી શરીરના કોઇને કોઇ ભાગને કસરત મળવી જોઇએ, કેળવણી મળવી જોઇએ. શ્રમ પડવો જોઇએ.

૨ હુકમને તાબે થવાની ટેવ પડવી જોઇએ, અને,

૩ બધા એક સાથે કરે તેવી આવડત આવવી જોઇએ.

પ્રાથમિકશાળાનો શિક્ષક ડ્રિલ વિષયે આ ત્રણ બાબત સિદ્ધ કરી શકશે તો તેનું કામ સંપૂર્ણ થયું એમ કહી શકાશે.

---

## ૧૧
## આરોગ્યની સંભાળ.

આ શીર્ષક વાંચી ઘણા વિસ્મય પામશે. સુધારેલાં ધોરણમાં પણ પ્રાથમિક શાળાઓમાં આ બાબતને સ્થાન આપવામાં આવ્યું નથી. તે કદાચ એવી સમજથી હશે કે નાનાં બાળકોનાં આરોગ્યની સંભાળ તો તેમનાં માતાપિતા એજ રાખવી જોઇએ. આ સમજ અયોગ્ય છે એમ કહી શકાશે નહિં, તો પણ એટલું તો કહી શકાશે કે ૧. છોકરાંઓ પર માબાપ અસર કરી શકે છે

તેથી ઘણી વધારે અસર શિક્ષકો કરી શકે છે, અને શિક્ષકો તરફથી જે જે હુકમો આપવામાં આવે છે તે તે હુકમો પાળવા માટે છોકરાં જરા વધારે ઉત્સાહ રાખે છે. તથા ૨. નાનપણમાંથી જે કાંઈ ટેવો પાડવામાં આવે તે વધારે ફળદાયી અને વધારે ટકાઉ બને છે, અને ૩. તેવી ટેવો પડાવવાની જેમ માબાપની ફરજ છે તેમજ શિક્ષકોની પણ ફરજ છે.

આ વિષયનો ઉદ્દેશ હવે તો એકદમ સમજી શકાશે. નાનાં બાળકો પોતાની તબીયતની સંભાળ રાખવાનું શીખે, અને તેમ કરવા માટે સારી સારી ટેવો નાનપણમાંથીજ પાડી શકે એ-અને એટલુંજ-શીખવવાથી પ્રાથમિક શાળાના શિક્ષકનું કામ પૂરૂં થયું એમ કહી શકાશે.

જૂની વાંચનમાળામાં તેવો એકાદ પાઠ હતો.-"બહુ ખાનારી છોડીનો પાઠ" તે જાતનો કહેવાય. નવી વાંચન માળામાં તો કન્યાવાંચનમાળામાં કાંઈક તે જાતના પાઠો રાખવામાં આવ્યા છે. પરંતુ પહેલાં ત્રણ ધોરણમાં તેવી કં સૂચના હોય એમ જણાતું નથી, જ્યારે ખરી જરૂરીઆત તો શરૂઆતથીજ તેવી જાતની ટેવો પડાવવાની છે.

છોકરાંઓને વારંવાર ખા ખા ન કરવાનો ઉપદેશ બહુ લાભકારક નીવડે છે. એકવાર ખાધા પછી બે કે ત્રણ કલાક સુધી કશું ખાવું નહિં એવીજ ટેવ પાડવાનો આગ્રહ રાખવો જોઇએ.

ખાવામાં જે તે વસ્તુનો ઉપયોગ કરવો ન જોઇએ. બગડી ગયેલી કે કાચી વસ્તુઓ ખાવી નહિં, બોર જાંબુ વગેરે ફળો બહુ ખાવાં નહિં, અને શું ખાવું અને શું ન

ન ખાવું એ સંબંધે માબાપ અને શિક્ષકને પૂછવાની અને તેઓ કહે તેમજ કરવાની છોકરાંઓની ફરજ છે એમ સમજ આપવી. પીવા સંબંધે પાણી કે દૂધ હમ્મેશાં જોઇનેજ પીવાની ટેવ પડાવવા જેટલુંજ કરવાનું છે. કોઈનું પીધેલું કાંઇ ન પીવું, એ ઉપદેશ પણ બહુ જરૂરનો છે, અને છોકરાંને તેવી ટેવ પડે એવું શિક્ષકે કરવું જોઇએ.

ખાવા પીવા ઉપરાંત સ્વચ્છતાની ઘણી ઘણી ટેવો પડાવવા જેવી છે. છોકરાંઓને ખાતાં ખાતાં ખાધેલી ચીજોની કટકીઓ વેરવાની કે ફળ વગેરેના ઠળિયા ગમે ત્યાં નાખી દેવાની ટેવ હોય છે આ કુટેવ દૂર કરવા માટે બહુજ આગ્રહ રાખવાની જરૂર છે. સંભાળથી ખાવાની, અને છાલ ઠળિયા વગેરે એક નક્કી કરેલી જગાએજ નાખવાની ટેવ પડાવવાથી છોકરાંઓ સ્વચ્છતા શીખે છે, અને નિશાળમાં ગંદવાડ થતો નથી.

છોકરાંઓને હાથ, પગ, મોં, દાંત, વાળ વગેરે સાફ રખાવવાની ટેવ ભવિષ્યમાં મોટા આશીર્વાદરૂપ બને છે. શિક્ષકની જરા સરખી કાળજીથી ઘણાં સારાં પરિણામ આવે છે એટલું જો શિક્ષકો સમજે અને ઘટતી કાળજી રાખે તો છોકરાંનાં ભવિષ્ય બહુ સુધરી જાય.

શરીરને સાફ રાખવામાં નાનાં છોકરાંઓને ખાસ દાતણ કરી મોઢું સાફ રાખવાની, તથા આંખ ધોવાની ખાસ તાકીદ આપવાની બહુ જરૂર છે. દાંત અને આંખ એ બે માણસની જીંદગીને સુધારવા બગાડવામાં બહુ મોટો ભાગ

ભજવે છે, અને છેક નાનપણમાંથીજ જો તેને માટે પૂરતી કાળજી રાખવામાં આવી ન હોય, તો પાછળથી બગાડો અટકાવવામાં બહુ મહેનત પડે છે એ દરેક શિક્ષકે સમજવાની જરૂર છે. નાનપણની થોડીક કાળજી એવી સારી ટેવો પડાવી શકે છે કે તેથી આખું જીવન સુખમાં ગાળી શકાય છે. પોતાનાં છોકરાંનાં ભવિષ્ય માટે બેદરકાર રહેનાર શિક્ષક પોતાના ધંધાને લજવે છે, પોતે એક જાતનો આત્મદ્રોહ કરે છે, એટલુંજ નહિં, પણ દેશની ભવિષ્યની પ્રજા માટે કાળજી ન રાખવાને લીધે દેશદ્રોહ પણ કરે છે એમ કહી શકાશે.

શરીરને સાફ રાખવા ઉપરાંત કપડાંને ન બગાડવાની કાળજી રાખવાની સૂચના આપવાની રહે છે. કપડાં કિમ્મતી હોવાની જરૂર નથી, પણ સ્વચ્છ હોવાની તો જરૂર છેજ. જેવાં કપડાં છોકરાંએ પહેરેલાં હોય તેવાંથી સંતોષ માની શિક્ષકે તે કપડાંને છોકરૂં વધારે ગંદાં ન કરે, તેવાંની પણ સારી સંભાળ રાખી શકે, તેટલું જોવાની જરૂર છે.

જીંદગીને સૌથી વધારે ઉપયોગી સૂચના તો હવા સંબંધેની છે. પણ નાનાં બાળકોને તે સંબંધે કાંઇ ખાસ કહેવા જેવું કે ટેવ પડાવવા જેવું લાગતું નથી. તે સંબંધે તો માબાપજ કાળજી રાખે ત્યારે થાય. શિક્ષક માત્ર એટલું કરી શકે કે જો નિશાળની હવા જોઇએ તેવી છુટી અને ખુલ્લી ન હોય, તો બની શકે ત્યારે બધાં છોકરાંને ખુલ્લી હવામાં રમવા તેડી જાય અને એ પ્રમાણે ખુલ્લી હવાના લાભ આપે,

કોઈ પણ અભ્યાસપત્રકમાં લખેલું નથી, અને કોઈ પણ ધોરણમાં આપેલું નથી, છતાં આ વિષે આટલું કહેવાની ખાસ જરૂર લાગી છે, અને આશા છે કે છોકરાંની જીંદગીની દેશનાં ભવિષ્યની અને કેળવણીની સંપૂર્ણતાની કાળજી કરનાર શિક્ષકને આ બાબત આવશ્યક અને ઉપયોગી લાગશે, અને દરેક શિક્ષક આમાં આપેલી સૂચનાનો અમલ કરવામાં બહુ કાળજી રાખશે.*

---

## ૧૧
## મનનું આરોગ્ય.

શરીરનું આરોગ્ય જેમ આવશ્યક છે, તેમજ, પણ તેનાથી વધારે આવશ્યક, મનનું આરોગ્ય છે. મનનું આરોગ્ય એટલે 'નીતિ' એ તો સમજી શકાશે. નીતિનો વિષય જો કે જુદો ગણવામાં આવ્યો નથી, આવતો નથી, તોપણ કયો શિક્ષક સમજતો નથી કે પોતાના વિદ્યાર્થીને સત્યને ચાહ-નારા, સારી ટેવોવાળા, અને નિતિથી વર્તનારા કરવા જોઈએ? બુદ્ધિ ગમે તેવી સતેજ હોય, શરીર ગમે તેવું બળવાન હોય, પણ નીતિ ન હોય એ માણસને ખરો માણસ

---

* આ લખાણ કર્યા પછી ઘણાં વર્ષ પડી રહ્યું, અને તે દરમ્યાન આ બાબત વિષે કાંઇક વિચાર શાળાખાતાએ કર્યો છે, અભ્યાસક્રમ તો કર્યો જણાય છે અને કોઇ કોઇ વિચારક બહુ આગ્રહ રાખી આ વિષય પર ઠીક ભાર મૂકે છે. શિક્ષકોની સમજ અને ખાતરી માટે લખાણ હજી કર્યા કરવાની જરૂર છે.

કોણ કહી શકશો ? એટલે અભ્યાસક્રમમાં લખ્યું હોય કે ન લખ્યું હોય, તોપણ વિદ્યાર્થીઓની નીતિની સંભાળ રાખવી, તેમને નીતિવાન બનાવવા, અને નીતિના પાઠ હર હમ્મેશ ભણાવવા એ દરેક શિક્ષકની ઉત્તમોત્તમ, પવિત્રમાં પવિત્ર ફરજ છે એમ સમજવું જોઇએ.

વાંચનમાળાની ચોપડીમાં એ વિષે પાઠો છે એટલે સીધી રીતે, અને છોકરાંઓનાં પરસ્પરનાં વર્તન, શિક્ષકનાં પોતાનાં વર્તન, અને ઉપરના વર્ગોમાં તો ઇતિહાસદ્વારા ભણાવવામાં આવતી હકીકત, એ બધાંની મદદથી આડકતરી રીતે, નીતિનું શિક્ષણ બહુ સારી રીતે આપી શકાય છે, દરેક શિક્ષકે આપવું જોઇએ.

જગતમાં નીતિ અને જ્ઞાન એ બેનો વધારેમાં વધારે સુયોગ કરી શકે તેનોજ વિજય થાય છે એ કાંઇ સમજાવવા જેવી વાત નથી. નીતિ વિનાનું જ્ઞાન નકામુંજ છે. ગમે તેટલું જ્ઞાન આપ્યા છતાં, નીતિના અભાવથી માણસ ખરો માણસ બની શકતોજ નથી; માટે દરેક શિક્ષકે ઊંચી જાતની નીતિ છોકરાંઓના અનુભવમાં આવે, નીતિની જરૂરીઆત સમજી શકે, તેના મહત્ત્વની કદર કરી શકે અને પ્રાણાન્તે પણ તેના સિદ્ધાન્તને વળગી રહે એવું કરવું જોઇએ.

નીતિમાં, નાનાં બાળકો માટે, સત્યપ્રિયતા, સારી ટેવો, હિમ્મત, અને સ્વતંત્રતા–એની કેળવણી પૂરતી ગણાશે. સત્યજ બોલે, અને સત્ય સિવાય બીજું કશું કદી બોલાયજ નહિં એવો આગ્રહ દરેક છોકરાને થઈ જાય; સારી ટેવોથી પોતાનું જીવન સુંદર, સુખમય, શાન્તિભર્યું, અને સરળ

બનાવે; સત્યથીજ વર્તનારા હોઇ પૂરતી હિમ્મત દાખવી શકે; અને સ્વતંત્રતાની કિમ્મત સમજી તેને માટે ગમે તે જોખમ વહોરવા તૈયાર થાય; આટલા ગુણો પ્રાથમિક નિશાળનો શિક્ષક કેળવે એટલે તેણે પોતાની ફરજ બજાવી એમ કહી શકાય.

દરેક શિક્ષકે આગ્રહ રાખવોજ જોઈએ કે તેનો દરેક વિદ્યાર્થી સત્યને ચાહનારો અને સત્યથી વર્તનારો, સારી ટેવો વાળો, સદ્‌ગુણ માટે હિમ્મત રાખનારો, અને સ્વતંત્રતાને સમજી તે મેળવવા પ્રયાસ કરનારો બનવો જોઈએ. પુસ્તકોનાં વાંચન અને પુસ્તકોનાં લેખન કરતાં, બુદ્ધિની અત્યુત્તમ કોટિ–બુદ્ધિથી થયેલી શોધો અને ખંતથી કરેલા પ્રયોગો કરતાં, સિંહને પણ હઠાવી શકે, કે વજનદાર ગાડાંઓને પોતાની છાતીપર ચલવી શકે તેવા બળના કરતાં, સત્ય, સુટેવ, હિમ્મત અને સ્વતંત્રતા એ હજારગણા વધારે સારા ગુણો છે એ દરેક છોકરાંને સમજાવવું એ દરેક શિક્ષકની ઊંચામાં ઊંચી, ઉમદામાં ઉમદા, ફરજ છે.

---

## ઉપસંહાર.

શીખવાતા વિષયોનો ઉદ્દેશ આ ભાગમાં જણાવવાનો હતો. પહેલા ભાગના પ્રારંભમાં પાના બીજા પર કેળવણીનો ઉદ્દેશ જણાવતાં કહેવામાં આવ્યું હતું કે કેળવણીએ માણસને ખરો માણસ બનાવવો જોઇએ. જે જે વિષયો વિષે કહેવામાં આવ્યું તે બધા વિષે ફરી વિચાર

કરતાં જણાશે કે તે બધામાં મૂળ ઉદ્દેશને સફળ કરવાના કાંઈ કાંઈ અંશો સમાયેલા છે. જે વિષય મૂળ ઉદ્દેશને સિદ્ધ કરવામાં મદદરૂપ ન બને તે નકામોજ ગણાવો જોઈએ. દરેક શિક્ષકે વિષય માત્રને આ ઉદ્દેશની કસોટીથી કસવો જોઇએ, એટલુંજ નહિં, પણ દરે દિવસ અને દરેક પાઠને અંતે પણ એજ પ્રશ્ન પૂછવો જોઈએ કે છોકરાંને ખરો માણસ બનાવવના ઉદ્દેશમાં આટલો વખત કાંઇ પણ મદદ રૂપ બન્યો હતો કે નહિં. જો જવાબ નકારમાં આવે તો સમજવું કે તેટલો વખત શિક્ષકે ગુમાવ્યો–વખત ગુમાવ્યો એટલે તેટલો વખત જીવતે મુવા જેવા રહ્યા. એકલો શિક્ષક નહિં, પણ આખો વર્ગ નકામા ગુમાવેલા વખત દરમ્યાન જીવતે મુવા જેવોજ સમજવો જોઈએ. આમ વિચાર કરી દરેક શિક્ષકે દરેકે દરેક ક્ષણને કાંઇને કાંઈ ફળ આપનારી બનાવવા માટે યથાશક્તિ મહેનત કરવી.

વિષયોને જૂદા જૂદા લઇ, તે તે વિષયો શા માટે શીખવવા એ સંબંધે ફરીથી ટુંકામાં વિચાર કરી જઇએ તો જણાશે કેઃ—

જીંદગી ટકી શકે, શરીર નભી શકે, માટે શરીરના આરોગ્યની સંભાળ લેતાં છોકરાંને શીખવવું એ દરેક શિક્ષકની પહેલીજ ફરજ છે. પણ કમભાગ્યે હજી તે વિષય એક ફરજીયાત વિષય તરીકે સ્વીકારાયેલો નહિં હોવાથી તેને આ ચર્ચામાં છેલ્લુંજ સ્થાન આપવામાં આવ્યું છે; છતાં શિક્ષકે તો સમજવાનું છે કે તેનું સ્થાન પહેલુંજ છે.

આરોગ્ય સાચવ્યા પછી બીજી વાત શરીરને કસેલું અને દૃઢ કરવાની છે. તે હેતુ ડ્રિલથી સરે છે. ડ્રિલ છોકરાંનાં શરીરને યોગ્ય કસરત આપવા માટે પહેલી જરૂરની બાબત છે.

પોતાને વિષે તેટલું કર્યાં પછી જગતમાં વ્યવહાર કુશળ થવા માટે આંક અને ગણિતની જરૂર પડે છે. બીજા સાથે વ્યવહાર ચાલુ રાખી શકાય માટે લેખનની જરૂર પડે છે; તેમ તેજ કારણુ માટે તથા જગતનાં જ્ઞાનનો ઉપભોગ અને આનંદ મેળવવા માટે વાંચનની જરૂર છે.

માણુસને જે જે પદાર્થોની જરૂર છે, તે તે પદાર્થો શાના બને છે, અને તે સંબંધે જાણુવા જેવી બાબત શી શી છે તે જ્ઞાન આપવા માટે, તથા માણુસની શ્રવણુ, દર્શન, ઘ્રાણુ, સ્પર્શ વગેરે બધી ઇન્દ્રિયોને કેળવણી મળે તે માટે, પદાર્થપાઠ શીખવવામાં આવે છે. બાહ્ય જગતમાંના જે જે પદાર્થો માણુસના તુરતના અનુભવમાં આવે છે તે બધા વિષે ઘટતું જ્ઞાન પોતાની શક્તિનો ઉપયોગ કરીને મેળવે અને તેવી રીતે પોતાની શક્તિને કેળવે, તથા તેમાં જોઇએ તેટલો ઉમેરો વાંચન પ્રયોગ વગેરેથી કરે એ પદાર્થ પાઠ શીખવવાનો ઉદ્દેશ છે; તેવા જ્ઞાનથી માણુસને પોતાની જીંદગી રસભરી, સમજભરી, બનાવવાની સરળતા મળે છે.

તરત અને પ્રત્યક્ષ સંયોગથી જેનો અનુભવ ન થઈ શકે તેવા બાહ્ય જગત્‌ના જ્ઞાન માટે ભૂગોળ શીખવવામાં આવે છે.

ભૂગોળથી વર્તમાન જગત્ વિષે જ્ઞાન મળે છે, તેમ આપણે વસીએ છીએ એ પૃથ્વી કેવી છે, કેવડી છે, વગેરે જ્ઞાન સાથે તેની અંદરની ચમત્કૃતિઓ, સૌંદર્યનાં સ્થળો અને જાણવાજોગ હકીકતથી પરિપૂર્ણ થઇએ છીએ. ભૂગોળનાજ અંગ તરીકે હવા પાણી, દિવસ રાત, ઋતુ ફેર, વગેરેનું પણ થોડું થોડું જ્ઞાન મળી જાય છે. આ જ્ઞાન માણસની વ્યવહાર કુશળતામાં વધારો કરે છે અને કુવામાંના દેડકાંની પેઠે જેની દૃષ્ટિ સંકુચિત હોય તેની દૃષ્ટિને વિશાળ બનાવે છે.

ઈતિહાસ માણસને સ્વાભિમાની બનાવવા અને જગતના બીજા દેશોના દાખલાથી ધડો લઈ સુધરવા માટે ઉપયોગી થઈ પડે છે; એટલે માણસને ખરા માણસ બનવા માટે જગત જ્ઞાન અને આત્મજ્ઞાનની જરૂરીઆત ભૂગોળ તથા ઇતિહાસ પૂરી પાડે છે.

ડ્રોઈંગ અને સંગીત એ બંને સૌંદર્યની પિછાન આપે છે. મધુરતા અને સપ્રમાણતા શીખવે છે; એક માણસની ધંધા માટેની લાયકાત વધારે છે, બીજો ફુરસદની ઘડીઓને આનંદ વધારે છે, અને એવી રીતે તે બંને વિષયે માણસની કેળવણીને પૂરી કરી, માણસને સર્વ રીતે ખરે માણસ બનાવવામાં જરૂરના થઇ પડે છે.

શિક્ષક થવા ઈચ્છનારે—અને શિક્ષકે—આટલા વાંચનથી જાણ્યું હશે કે અમુક અમુક વિષયો અભ્યાસક્રમમાં લખ્યા છે, માટે તેટલા ગમે તેમ કરી ચલાવી દેવાય એટલે શિક્ષણનું

કામ પૂરૂં થયું એમ કહેવાયજ નહિં. પણ જે ઉદ્દેશથી તે તે વિષયો દાખલ કરવામાં આવ્યા છે, જે મૂળ ઉદ્દેશથી છોકરાંને કેળવણી આપવાનું સમજુ લોકો પસંદ કરતા આવ્યા છે, તે ઉદ્દેશ યથાયોગ્ય રીતે સિદ્ધ કરવા માટે ખંતથી અને પ્રભુપ્રીત્યર્થ મહેનત કરવામાં આવે તોજ શિક્ષણનું કામ થયું એમ કહી શકાય. તેવી રીતે જે શિક્ષક કામ કરવાને તૈયાર હોય તેણેજ શિક્ષકના ધંધામાં જોડાવું, અને જ્યારથી–જે ઘડીથી–તે પરિણામ માટે જોઈએ તેટલી મહેનત ન કરી શકાય તેવું લાગે–ત્યારથી–તે ઘડીથીજ શિક્ષકના ધંધાને છેલ્લા રામ રામ કરવાથી પોતાની શોભા રહે છે અને પ્રભુના ગુન્હેગાર થતાં અટકાય છે.



## ૧

## પ્રારંભ.

બાળવર્ગમાં દાખલ થનારાં છોકરાં બધાં એક સરખાં નથી હોતાં; વળી બધાં કાંઈ એકજ વખતે દાખલ થતાં નથી. બીજા વર્ગોના પ્રમાણમાં આ વર્ગમાં છોકરાની ભરતી ઘણું કરી દર માસે થયા કરે છે. અલબત્ત, મોટા શહેરમાં જેટલા પ્રમાણમાં આવું થયા કરે છે, તેટલા પ્રમાણમાં બીજી જગાએ થતું નથી; પરંતુ આ મુશ્કેલી થોડી ઘણી તો બધી નિશાળોમાં અનુભવાય છે. તે મુશ્કેલીની અસર બને તેટલી ઓછી કરવા માટે મુખ્ય શિક્ષક અને બાળ વર્ગના શિક્ષક બંનેએ બહુ કાળજી રાખવાની જરૂર છે. દરેક છોકરૂં ઉમ્મરના પ્રમાણમાં, હાજરીના પ્રમાણમાં, શક્તિના પ્રમાણમાં અને તેણે મેળવેલા જ્ઞાનના પ્રમાણમાં કાંઇક પણ સુધરતું જાય છે કે કેમ એ નહિં જોનારો શિક્ષક પોતાની ફરજ સમજતો નથી, અને તેવી દરકાર નહિં રાખનારો મુખ્ય શિક્ષક તેના હોદ્દાની જવાબદારી સમજતો નથી એમજ કહેવું જોઇએ.

અલબત્ત, આ બાબતની કાળજી રાખનારા શિક્ષકને કેટલો બધો શ્રમ પડે છે તેનો ખ્યાલ ભાગ્યેજ કોઈને–શિક્ષણ સંબંધે નહિં સમજનારામાંથી કોઇને–આવી શકશે. પચીશ ત્રીશ અને મોટી નિશાળોમાં તો પચાસ સાઠ છોકરાંના બાળવર્ગમાં દરેક છોકરા પર પૂરતું ધ્યાન રાખી દરેકની સંપૂર્ણ માહિતી મેળવ્યા કરવી એ કામ બહુ આગ્રહી, અને બુદ્ધિશાળી શિક્ષકને માટે પણ ઘણું શ્રમ

દાયક છે; સાધારણ તાકાત વાળો, ટુંક પગારવાળો શિક્ષ
તેવા શ્રમનો વિચાર સરખો પણ કરે એમ માનવું એ
ખરેખર અસંભવિતજ લાગી જાય છે. તોપણ પહેલ
ભાગમાં કહ્યું છે તેમ, જે શિક્ષકે આવશ્યક નિશ્ચયો કર
છે તેણે તો આ રીતે વિચાર કરવાનોજ નથી. પોતાથ
જેટલી સારી રીતે બની શકે તેટલી સારી રીતે બધાં છોક
પર લક્ષ રાખવું એ પોતાની પવિત્ર અને આવશ્યક ફરજ
છે એમ તેણે તો સમજવું.

જ્યાં જૂદીજૂદી જ્ઞાન સંપત્તિવાળાં છોકરાં દાખલ થર
હોય ત્યાં, અને જ્યાં છોકરાંઓની બહુ તફાવતભરી શક્તિ
માલમ પડે ત્યાં, બાળવર્ગના શિક્ષકે, પોતાના વર્ગના
કે ત્રણ ભાગલા પાડવા અને લગભગ સરખી શક્તિ
જ્ઞાન સંપત્તિ ધરાવતાં બાળકોને સાથે કરી ટુકડી પ્રમાણે
કામ કરવું એ વધારે લાભકારક થાય છે.

આવી ટુકડી કે ભાગલા કર્યા પછી ધ્યાનમાં રાખવ
જોઇએ કે જ્યારે પોતે એક ટુકડી સાથે કામ કરતા હોય
ત્યારે બીજી ટુકડી અવ્યવસ્થિત કે આળસુ રહેવી ન જોઇએ
કાંઇક લખવાનું, કે કાંઇક ઉદ્યોગનું, કે રમતનું, કે એવ
કાંઇક પણ કામ સોંપી રાખવું જોઇએ; અને તે કામ
શાન્તિથી, વ્યવસ્થાપૂર્વક, બીજા વર્ગોને હરકત ન પડે તેવ
રીતે, અને યોગ્ય રીતે કરે છે કે કેમ એ વખતે વખાં
જોતા રહેવું જોઇએ.

બાળવર્ગના શિક્ષણ વિષે કહેતાં પ્રારંભમાં ઉપરની સૂચનાના જેવી બીજી એક સૂચના પણ આપવાની જરૂર છે. તે સૂચના વર્ગને શાન્ત અને વ્યવસ્થિત રાખવાની છે. શિક્ષકે સમજવું જોઈએ કે કામનો ઘણો ખરો આધાર શાન્તિભરી વ્યવસ્થા અને છોકરાંઓને ધ્યાન રાખતાં કરવાની તેની આવડત એ બે બાબત ઉપર રહેલો છે, છોકરાંને શાન્ત રાખવા માટે પહેલું તો તેમને કાંઇને કાંઈ કામમાં રોકયેલાં રાખવાં એ જરૂરનું છે. જો છોકરાંને કામ કરવાનું હશે તો ઘણે ભાગે તેઓ ગડબડ કરશે નહિં. પણ કામ સોંપ્યા પછી પણ તેઓ કામ ધ્યાન રાખી કરે છે કે કેમ એ જોતા રહેવાની જરૂર છે. ફરતી નજર અને અત્યંત સાવધાનપણું એ શિક્ષકને વ્યવસ્થા સાચવવામાં બહુ ઉપયોગી સાધનો છે. શાન્તિ જાળવવા માટે જરૂરનું છે કે શિક્ષકે પોતે યોગ્ય શાન્તિ રાખવી જોઈએ. છોકરાંમાંથી કોઈ ગડબડ કરે તો ઘાંટાઘાંટ કરીને કે ડોળાચગાવી સોટી વિંઝવાથી જે લાભ થાય છે, તેના કરતાં ગડબડ કરનાર છોકરાંને શાન્ત પણ ગંભીર ચહેરે સૂચના આપ્યાથી ઘણો વધારે લાભ થાય છે એ શિક્ષકે અનુભવમાં મૂકી જોવા જેવી ભલામણ છે.

શિક્ષકનું દરેક છોકરા પર લક્ષ, જે કોઈ ગડબડ કે નિયમભંગ કરતું માલમ પડે તેને શાન્તિથી ચેતવણી આપવાની અને છોકરાંને માયાભરી રીતે પોતા તરફ આકર્ષવાની શકિત, આ ગુણો દરેક શિક્ષકમાં જરૂરના છે, પણ બાળવર્ગના શિક્ષકમાં તો આવશ્યકજ છે.

શાન્તિનો અને વ્યવસ્થાનો અર્થ એવો કરવાનો નથી કે પાંચે કલાક છોકરાંઓને પુતળાં પેઠે બેસાડી રાખવાં કે તેમને ચુપચાપ શૂમશામ રાખી નિર્જીવ જેવાં બનાવી દેવાં. જ્યારે વર્ગમાં કામ ચાલતું હોય ત્યારે પણ, જે કામ ચાલતું હોય તેમાં જરૂરની હોય તેટલીજ શાન્તિનો આગ્રહ રાખવો. રમત ચાલતી હોય અને તેમાં બોલવા કે હસવા કૂદવાની મના કરવામાં આવે તો રમતનો લાભ મળેજ નહિં. વાર્તા કે પદાર્થપાઠ થતા હોય, તેમાં છોકરાં પોતાની મેળે ઉમંગમાં આવી કાંઈ બોલવા કે કહેવા તત્પર થાય તેમને રોકવામાં આવે તો તે તે વિષય શીખવવાનો હેતુ ઉંધોજ વળી જાય. પણ વાંચન ચાલતું હોય, કે આંક લખવા આપ્યા હોય, ત્યારે છોકરાં વચમાં વચમાં બોલે કે અવ્યવસ્થિત રીતે વર્તે તો તે ખોટુંજ કહેવાય—આવી સાધારણ સમજ તો શિક્ષક માત્રે ધરાવવીજ જોઈએ.

બીજી સૂચના, ત્યારે, છોકરાંને શાન્ત અને વ્યવસ્થિત રાખવા માટે ફરતી નજર, સંપૂર્ણ સાવધાનપણું, ભૂલ કે નિયમભંગ કરનારને યોગ્ય ચેતવણી, અને માયાભરી રીતે પોતા તરફ આકર્ષવાની શકિત એ ગુણો મેળવવાના પ્રયાસ કરવાની છે.

શાન્તિ અને વ્યવસ્થા માટે સાદા હુકમો અને તે પળાવવાની ટેવ ઘણી વાર બહુ લાભકારક થઇ પડે છે. શિક્ષક પોતે 'એક' એમ હુકમ આપે, અગર બીજી એવી કાંઇ સંજ્ઞા રાખી તેનો જ્યારે જ્યારે અમલ કરે, ત્યારે ત્યારે બધાં છોકરાં બરાબર ઠીકઠાક બેસી ચુપચાપ થઇ રહે એવી ટેવ પડાવવી એ પરિણામે લાભકારક નીવડશે.

વળી, શરૂઆતથીજ મુંગાં, શાંત બેસવા માટે છોકરાંને હળવે હળવે મહાવરો પડાવવામાં આવશે તો તેની પણ ઘણી સારી અસર માલમ પડશે. પહેલાં એક કે અર્ધી મિનિટ, પોતે પચીશ કે પચાશ ગણે ત્યાંસુધી, કે તેવી બહુજ ટુંકી, પણ છોકરાં બરાબર સમજી શકે તેટલી મુદ્દત શાંત, મુંગાં, શિક્ષકના સામીજ દૃષ્ટિ કરી, બેસી રહેવાની ટેવ પડાવવી. આ પ્રમાણે આઠ દિવસ ચાલે એટલે તે મુદ્દત લંબાવવી. એમને એમ અર્ધો કલાક શાન્ત બેસી રહેવાની ટેવ પડાવવામાં આવે, તો બાળવર્ગનાં છોકરાં માટે પૂરતું છે. આ ટેવનાં પરિણામે ધ્યાન સ્થિર કરવાની, હુકમને તાબે રહેવાની, શાન્તિ જાળવવાની, અને એવી ઘણીક સારી ટેવો પડી જશે.

---

## ૨
## લખવાની શરૂઆત.

લખવાની શરૂઆત બહુ વિચિત્ર રીતે થાય છે એ તો સૌ કોઇ જાણે છે. નવાં આવનારાં છોકરાંને પહેલા સવાલ 'આંક આવડે છે'? 'કક્કો આવડે છે' એ થાય છે. જવાબ હામાં મળે તો 'લખી લાવ જોઉં' કરી હુકમ અપાય છે. નામાં મળે તો 'લાવ પાટી' કરી એકડો બગડો ત્રગડો ચોગડો એ ચાર મોટા લખી આપી ઘુંટવાનો હુકમ આપવામાં આવે છે, અને છોકરાંને તે તેની આંગળી ચીમળાઈ જાય, કાંડું થાકી જાય, અને પોતે કંટાળી જાય ત્યાંસુધી ઘુંટઘુંટ કરવું પડે છે. કોઇ શિક્ષક પાટી કેમ

શખવી, પેન કેમ પકડવી એ બતાવે છે અને વખતે એકડો બગડો એમ કહી બોલવાનું પણ કદાચ શીખવે છે. પરંતુ આ પદ્ધતિ શિક્ષણની પદ્ધતિજ નથી એ ભાગ્યેજ કોઇ શિક્ષક હજી સુધી જાણે છે.

બાળવર્ગમાં દાખલ થનારામાંથી ઘણાં છોકરાંને આંક મૂળાક્ષરનું કાંઈ કાંઈ ભાન હોય છે. તેવાંને શીખવવાની રીત તો આગળ વાંચતાં આપોઆપ જાણવામાં આવશે. હમણાં તો જે છોકરાંને કાંઈ પણ આવડતું નથી તેવાંને શરૂઆત કેમ કરાવવી એ બતાવવાનું છે.

તદ્દન નહિં જાણતાં હોય તેવાં જે પાંચ પંદર છોકરાં હોય, તે બધાંની એક ટુકડી કરવી. વર્ગનાં બીજાં છોકરાંને કાંઈ કામ સોંપી,—નવાં છોકરાંની સાથે કામ કરવાની શરૂઆત કરવી. તેટલાં છોકરાંને વ્યવસ્થિત બેસારવાં, સ્લેટપેન તૈયાર રાખવા કહેવું; બધાંને સ્લેટ સામે મૂકી, પેન તે પર મૂકવા સમજાવવું. કાળા પાટિયા પર શિક્ષકે ચાકવતી એક સાધી ઉભી લીટી કાઢવી, અને છોકરાંને સ્લેટપેન લેવા કહી, 'આવું કોઈને આવડતું હોય તો કાઢો' એમ કહેવું. કોઈ કોઈ છોકરૂં કાઢશે, કોઈ શુંભ જેવુંજ બેસી રહેશે. શિક્ષકની આવડત તે વખતે બધાંને વાતચિતથી સમજાવીને, એક બીજાનું બતાવીને, તેવું કાઢતાં શીખવવામાં છે. છોકરાંને નામ આપવાની જરૂર નથી. માત્ર 'આવું કાઢો' એટલુંજ કહેવાથી છોકરાં કામ કરી શકશે. તેવા પ્રશ્નથી શિક્ષક જાણી શકશે કે બધાં છોકરાં કાંઈ શુંભ જેવાં બેસી નહિં રહે; કોઈ કોઈ તો તુર્તજ કાઢી આપશે. એનો અર્થ એ સમ-

જવાનો કે છોકરાંને તદ્દન નથી આવડતું તેવું કાંઈ નથી. શિક્ષકનું કામ છોકરાં પોતાની મેળે શું કરી શકે તે જાણી તેમને આગળ કેમ વધારવાં, પોતાની મેળે પોતાનું કામ તેઓ વધારી કેમ શકે, એ જોવાનું છે.

બસ, એક દિવસ માટે આટલું કામ પૂરતું છે. તેમને ટેવ માટે કાઢવા આપવું હોય તો શિક્ષકે કાળા પાટિયાને તેવી લીટીથી ભરી દેવું અને બધાં છોકરાં પોતાની સ્લેટો તેમ કરી ભરી દે એવું કહેવું.

પંદરથી વીશ મિનિટ આ કામમાં ગાળવી. સવારે તેટલી ગાળી હોય, તો પછી બપોર પછીના વખતમાં પણ તેટલી ગાળવી; તે વખતે ગમે તો તેની તે આકૃતિ કરાવવી, અગર, જો બધાં છોકરાં બરાબરજ કાઢી શક્યાં હોય એમ ખાતરી થઇ ગઈ હોય તો, બીજી આકૃતિ–મીંડું–કાઢવું, કઢાવવું, અને સ્લેટ આપી તેવા આકારથી ભરી દે તેવું કરવું.

બે આકાર થયા એટલે તેનાં નામ આપવાં પડશે. લીટી અને મીંડું એવાં નામ બરાબર આવડી જાય તે માટે મનોયત્ન કરવા પડશે. શિક્ષકે પાટીયા પર આકાર કાઢવો, છોકરાંને તેનું નામ આપવા કહેવું; શિક્ષકે હુકમ આપવો, તે પ્રમાણે છોકરાં તે આકાર કાઢે એમ કરવું; ભૂલ કરનારાંને શાન્તિથી સમજાવવું; અને એ પ્રમાણે બંને આકારો આવડી જાય ત્યાંસુધી હર હમ્મેશ પંદર વીશ મિનિટ સવાર સાંજ તેજ મહાવરો પડાવવો.

શિક્ષકને માલમ પડશે કે ત્રણ ચાર દિવસથી વધારે વખત તેમાં જશે નહિં. પછી લીટી અને મીંડાથી બનતા આકારો પોતે કાઢવા છોકરાં પાસે કઢાવવા.

આટલું પાકું થયા પછી આડી લીટી આપી શકાશે અને તે અપાયા પછી ત્રણે આકારોથી બનતા જૂદા જૂદા આકારો કાઢવા, કઢાવવા. તે આકારો કાઢતાં એની મેળે ન, મ, ૧ આવા આકારો નીકળવા લાગશે.

લીટી અને મીંડાનું નામ આપ્યું છે. પછી આડી લીટી આપતાં | — એ બે (લીટીઓનાં) ઉભી અને આડી એવાં નામ આપવાં પડશે. પેન્સિલ સ્લેટપર ઉભી રાખી, છોકરાને બાંકડા પર ઉભો રાખી, લાકડી ટેબલ પર ઉભી રાખી. 'ઉભી' એ સમજાવવું, અને તેમજ 'આડી' એ સમજાવવું. ઉત્સાહી શિક્ષકને આ રીતે પાઠ આપતાં છોકરાંના વિચારો, તેમની કલ્પના, તેમની સમજ વગેરે ઘણું ઘણું નોંધ કરવા જેવું મળશે. આડી ઉભી લીટી, મીંડું એ નામ આપતાં છોકરાં બીજા આકારોનાં પણ નામ આપવા લાગશે.

ઉપર બતાવેલા ત્રણ આકારોથી જૂદી જૂદી ઘણી આકૃતિઓ થઈ શકસે, અને લખવાની શરૂઆત કરતાં પહેલાં તેવી આકૃતિઓ કઢાવવાથી છોકરાંને ઘણો લાભ થશે. સામા પાના પર આપેલા આકારો કાઢવા, કઢાવવા–બતાવેલા ક્રમે હળવે હળવે કામ કરવું.

આવા અનેક આકારો શિક્ષક કલ્પીને આપી શકશે, છોકરાંને જેમ વૈવિધ્ય મળશે તેમ તેઓને ઘણો રસ પડશે.

આ ત્રણ આકારો આપ્યા પછી ત્રાંસી લીટી, અર્ધું મીંડું, આંકડો વગેરે આકારો આપી, આકારનાં જ્ઞાન સાથે—ગમ્મત સાથે–બધા મૂળાક્ષરોના જેવા તેવા આકાર આપી દઈ શકાશે. થોડા નમુના આકૃતિના પાનાપર આપ્યા છે.

પછી, હળવે હળવે તેનાં નામ આપતાં જવાં. **ન** આ કાઢી તેની પાસે **ન** એવો સારો, અને સંપૂર્ણ આકાર કઢાવવો, 'નળ', 'નળિયું', 'નરહરિ,' 'નગારૂં', 'નારંગી' 'નેતર' વગેરે બોલતાં પહેલો ઉચ્ચાર '**ન**' થાય છે એ સમજાવવું. 'ન' આકાર તે 'ન' છે; તેનું નામ 'ન'. પછી ન કાઢતાં, ઓળખતાં શીખવવું. આ પ્રમાણે હળવે હળવે બધા અક્ષરોનાં નામ આપતા જવું.

'ન' નો આકાર—ન અક્ષર—સરસ રીતે પાટિયા પર કાઢી છોકરાંને તેવો કાઢવા કહેવું. 'છોકરાં, સારો કાઢી આપું, તેનાપર ઘુંટી સારો કરવા મહેનત કરો' એમ કહી પોતે બધાંને કાઢી આપવો, અને છોકરાંઓ તે ઘુંટી સારો કરે એવું કરવું.

આ પ્રમાણે બધા મૂળાક્ષર અને આંકડાના મરોડદાર, પ્રમાણસર, સ્વચ્છ, સુંદર આકાર કાઢે તેવી વ્યવસ્થા કરવી.

આ ઉપરથી જાણી શકાશે કે લખવાનું શીખવવા માટે ઘુંટાવવાની જરૂર તો છેજ. પણ તે ઘુંટાવવામાં અને પહેલેથી ઘુંટવાનો હુકમ આપવામાં મોટો તફાવત એ પડી ગયો, કે જાણ્યા પછી ઘુંટનારાં છોકરાં પોતે શું ઘુંટે છે, અને શા માટે ઘુંટે છે એ સમજે છે, અને તેથી તેમાં તેમને કંટાળો

ઓછો આવે, હોંસ વધારે થાય, રસ વધારે પડે અને તેથી ઉમંગ અને ઉત્સાહથી પોતાનું કામ સારૂં કરવા પ્રયત્નશીલ બને.

---

૩

## બારાક્ષરી, લેખન અને વાંચન.

મૂળાક્ષરની પિછાન પાકી કરાવવાનું શિક્ષકે ધ્યાનમાં રાખવું. પિછાન પાકી એટલે દરેક અક્ષરને ઓળખી શકે, તેનો ઉચ્ચાર શુદ્ધ કરી શકે, આપણે ઉચ્ચાર કરીએ તેનો અક્ષર શોધી આપે એટલું પાકું પૂરૂં જ્ઞાન.

'ઉચ્ચાર શુદ્ધ કરી શકે' એ વાંચતાંજ કેટલાક શિક્ષકોને પ્રશ્ન થશે કે બાળવર્ગનાં બાળકોમાં તેવી શુદ્ધિ તે કયાંથી આવે! કમભાગ્યે બહુજ થોડા શિક્ષક સમજ પૂર્વક શ્રમ લઇ શકે તેવા હોવાથી આ પ્રશ્ન લગભગ સર્વવ્યાપી જેવો થઈ પડવાની ધાસ્તી છે, એટલેજ તેનો ઉલ્લેખ આવશ્યક માન્યો છે.

બાળવર્ગનાં છોકરાંના ઉચ્ચારનો આધાર ગૃહજીવન અને કુદ્રતી સંસ્કાર ઉપર ઘણો છે એ સ્વીકારતાં છતાં પણ એમ કહેવું જોઇએ કે તે સંસ્કાર ઉપર શિક્ષકે અસર કરવી જોઇએ. શિક્ષક અસર કરી શકે એ ખાતરી છે, અને તેમ તેણે કરવું એ તેની ફરજ છે. જો તેવા સંસ્કારને સુધારવાનું કામ ફરજ તરીકે ન સ્વીકારાય, તો પછી શિક્ષક શું કરવાના હતા? અક્ષર અને આંકડા ઘુંટતાં, પાઠ બોલતાં, અને કડકડાટ અનુવાદ કરતાં આવડે એટલે

શિક્ષકનું કામ સમાપ્ત થયું એટલીજ સમજ હવે કોઈ પણ શિક્ષક રાખી શકશે નહિં. બાળકના સમગ્ર જીવનપર અસર કરી, તેને ઘડવું, વાળવું, સંસ્કારી બનાવવું, ઉચ્ચ કરવું, એ દરેક શિક્ષકની ફરજ છે અને તેટલા માટે ગૃહસંસ્કારથી ડરી જઈ, તેને તાબે રહી, તેની સામે થવામાં શિથિલતા રાખવી એ કોઈ પણ શિક્ષકને માટે યોગ્ય નથી. શિક્ષક બાળકોને શીખવવા, ભણાવવા, કેળવવા બેઠા છે અને જો તેમાં જરા પણ દુર્લક્ષ કરે તો તે પોતાની ફરજ અદા કરવામાં ઊણપ રાખે છે એમજ દરેક શિક્ષકે સમજવું જોઈએ.

ઉચ્ચાર શુદ્ધ કરાવવા માટે પ્રયત્નની બહુ જરૂર છે. એવું બનશે કે પ્રયત્ન કરતાં છતાં કોઈ કોઈ છોકરૂં ઉચ્ચાર સુધારી શકશે નહિં. કોઈમાં જીહ્વાદોષ હશે, કોઈમાં સંસ્કાર અસુધાર્ય થઈ ગયા હશે, કોઈમાં ટેવ જડ ઘાલી ગઈ હશે, એમ અનેક મુશ્કેલીઓ નડશે. પણ તે મુશ્કેલીના પ્રમાણમાં મહેનત લેવામાં આવશે, તો અવશ્ય સુધારો થશે. જીહ્વાદોષ હશે તેને માટે તો લાચારજ થવું પડશે. પણ આ બાબતમાં ખાતરી કરવી જોઈએ કે ખરેખરો જીભદોષ છે. ઘણીવાર શિક્ષકો જરા મહેનત લઈ, કંટાળી જઈ, તેને તો કુદરતી ખોડ છે એમ માની બેસે છે. કુદરતી ખોડ પણ ઘણે દરજ્જે સુધરી શકશે એ ધ્યાનમાં રાખવું. બીજા દોષો માટે તો મહેનતનીજ જરૂર છે. એટલું યાદ રાખવું કે આંખો કાઢયાથી, કે ઘાંટો પાડયાથી, ચુંટી ખણવાથી કે સોટી માર્યાથી, સુધારો નહિં થાય. સુધારવાની યુક્તિઓ શિક્ષકને આવડવી જોઈએ, અને એક દિવસ મહેનત કર્યાથી સુધારો

થઇ જાય એમ પણ આશા રાખવી નહિં. રોજ થોડી થોડી તકલીફ લીધાથી પરિણામે ઇષ્ટ ફળ પ્રાપ્ત કરી શકાશેજ એમ માની, ખંતથી, શાન્તિથી, ઉત્સાહથી અને કર્તવ્ય પરાયણતાની બુદ્ધિથી મહેનત કરવી એ જરૂરનું છે.

ઉચ્ચારના જેવીજ બીજી વાત અક્ષરના લેખનની છે. બાળવર્ગના છોકરા તે કેવું લખી શકે એ માન્યતા હોવાને લીધે બાળવર્ગના શિક્ષકો અક્ષર ઉપર બહુ થોડી મહેનત લે છે. પણ તે વર્ગના શિક્ષકોએ સમજવાનું છે કે બાળ-વર્ગની મહેનતનો એક કલાક એ ઉપલા ધોરણની મહેનતના આઠ દશ કલાકની બરાબર થઇ જાય છે. અરે, કેટલીકવાર તો એવુંજ બને છે, અને અક્ષરની બાબતમાં લગભગ હમ્મેશાં એવુંજ બને છે, કે બાળવર્ગમાં પડેલી ધાટી આખા જીવન પર્યંત ચોંટી રહે છે; તે બદલવાનું બહુ મુશ્કેલ, ઘણા કિસ્સામાં અશક્યજ, બની જાય છે, અને તેથીજ બાળ-વર્ગના શિક્ષકપર અનહદ જવાબદારી રહે છે.

અક્ષરના મરોડ શીખવવામાં પહેલી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે અક્ષર નમુના ઉપરથી ઘણી સહેલાઈથી શીખવી શકાય છે, માટે શિક્ષકે પોતે અક્ષરો લખવા તે હમ્મેશાં સારા મરોડદાર અને અંગોનું પ્રમાણ જાળવીનેજ લખવા. પોતે કાળા પાટિયા પર લખ્યા હોય તેવાજ અક્ષર છોકરાંઓ કાઢે એ આગ્રહ રાખવો. બીજી વાત ધ્યાનમાં રાખવાની એ કે પોતે એક સાથે બધા લખવા નહિં, પણ ત્રણ ત્રણ ચચ્ચાર લખી, તેટલા સારા કાઢતાં આવડે એટલે જ બીજા આપવા.

ત્રીજી વાતઃ ભૂલ કરનારાંને, ખરાબ અક્ષરવાળાંને કેમ શીખવવું એ છે. છોકરાં સાથે વાતચિત કરી, તેણે કાઢેલા અક્ષરમાં કયાં અને કેવી ભૂલ છે તે બતાવવું, પછી પોતે સારો અક્ષર છોકરાંની સ્લેટપર કાઢી આપવો. તેની પાસે છોકરૂં બીજો તેવોજ અક્ષર કરે તેવું કહેવું. તેથી પણ જોઇએ તેવો સારો ન થાય તો. ઘુંટવા કહેવું. પણ ઘુંટવામાં જેમ તેમ ઘસરડા કર્યા કરે, તો મહેનત નકામીજ સમજવી. નમુના પર બરાબર ધ્યાન રાખી વળાક કરે એ સમજાવવું.

ચોથી વાતઃ અક્ષર કાઢવામાં જેમ હાથ અને આંગળીને કેળવણી મળે છે, તેમજ આંખને પણ મળે છે, એ શિક્ષકે સમજવાની છે. આંખથી જોઈ, અક્ષરનું પ્રમાણ, તેના અંગોની સ્થિતિ, ભાગોનો મરોડ, આખા અક્ષરની બની રહેતી આકૃતિ, એ બધું છોકરૂં જાણી, પારખી ન શકે, તો તે પોતાની આંગળીને બરાબર વાળી શકેજ નહિં. અલબત, આ લખાણનો હેતુ એવો નથી કે છોકરાંને શાસ્રોય રીતે આ બધું બોલી જતાં કે કરી જતાં શીખવવું. એ તો સિદ્ધજ છે કે જે છોકરૂં નમુના પરથી સારા અક્ષર કાઢી શકે છે તે સ્વાભાવિક રીતેજ ઉપર કહેલી બધી બાબત સમજી શકે છે. અને બાળકોમાં નકલ કરવાની સમજ અને હોંસ એટલાં બધાં હોય છે કે તેનો લાભ લેનારો શિક્ષક ઘણું સારૂં કામ કરી શકે છે. તે સમજનો લાભ લેતાં, છોકરાંની દૃષ્ટિ પણ કેળવાય, આંખથી તે નમુનો બરાબર જુએ, એ પણ કેળવણી આપનારે લક્ષમાં રાખવા જેવી વાત છે એટલુંજ આંહિ કહેવાની જરૂર છે.

પાંચ, ત્રણ, કે બે લીટીઓની મદદથી પણ અક્ષરોનાં પ્રમાણ અને મરોડનું ભાન આપી શકાય છે. આ પદ્ધતિથી બધી પદ્ધતિની પેઠે-અમલમાં મૂકનાર શિક્ષક માત્ર સંચા પેઠે કામ કરી જાય તો-લાભ નજ થાય એ દેખીતી વાત છે; ઉલટી, હાનિ થવાનો સંભવ.

શરૂઆત કરનારાં બાળકને લીટી દોરવી, ગણતરી ધ્યાનમાં રાખવી વગેરે પ્રારંભમાં જરા મુશ્કેલ પડે ખરૂં. પણ પદ્ધતિનો હેતુ સમજી, જો છોકરાંને સમજ પાડીને શીખવવામાં આવે, તો થોડા સમયમાં ઘણો લાભ થવાનો સંભવ છે. બે લીટી સિવાય તો અક્ષરનું માપ જળવાશેજ નહિં, માટે લખાણ શીખવનાર જ્યારે મરોડ, પ્રમાણ અને સૌંદર્ય લક્ષમાં રાખી અક્ષરો શીખવવાની શરૂઆત કરે, ત્યારે હદ બતાવનારી બે લીટી તો તેને આવશ્યકજ લાગશે.

મૂળાક્ષર આવડી ગયા પછી બારાક્ષરી તો બહુ થોડા વખતમાં કરી શકાશે. 'મ' કાઢી, ઉચ્ચાર કરાવવો. પછી 'મા' લખવું. અને તેનો ઉચ્ચાર કરવો-શીખવવો. બધાં છોકરાંને વારંવાર પૂછી 'મ', 'મા', એ બેમાં શો તફાવત થયો એ તેમનાં ધ્યાન પર લાવવું. 'મ,' અને 'મા', તો પછી 'ન' તો જાણો છો, એટલે 'ના' શું થયું ? એમ પ્રશ્ન પૂછી, મૂળાક્ષરના બધા અક્ષર વારા ફરતી, આડા અવળા, લઈ સા, ટા, લા, ભા વગેરે ઉચ્ચારો શીખવવા.

વાંચતાં આવડયા પછી લખાવવા; વાંચવા લખવાનો મહાવરો પડાવવો. બરાબર આવડી ગયાની ખાતરી થાય એટલે મામા, કાકા, નાના, વાલા, ભાભા વગેરે વંચાવવા,

લખાવવા. તે પછી માતા, બાપા, સાજા, ટાઢા, રાણા, સારા, કાળા, ભારા, વગેરે કાળા પાટિયા પર લખવા, અને વંચાવવા. વાંચતાં આવડી જાય, એટલે લખાવવાને પણ હરકત નથી.

પછી, વાવા ઢાકા, સારા મામા, મામા કાકા સાજા તાજા એવા એક શબ્દ, પછી છુટા છુટા લખી સારા રાજા, મારા મામા, તારા કાકા, અને તે પછી મામાના બાપા, મામાના કાકા, બાપાના બાપા, વગેરે વંચાવવા લખાવવા.

આ મહાવરો પડી જાય એટલે સાકર, સકરા, મારતા, તારકા વગેરે મહાવારો,—વંચાવવાનો પહેલાં, અને પછી લખાવવાનો પણ પડાવવો.

આવા મનોયત્ન માટે જરૂરનું છે કે શિક્ષકે હમ્મેશાં તૈયાર થઇને, થોડા તેવા શબ્દો આગળથી લખીને, વર્ગમાં આવવું. નાનાં બાળકો સમજે તેવા ને સહેલાઈથી વાંચી શકે તેવા, તેમને કેળવણીમાં મદદરૂપ બને તેવા શબ્દો, શબ્દસમુદાયો અને વાકયો આગળથી તૈયાર નહિં રાખ્યાં હોય, તો શિક્ષકને મુંઝવણ પડશે, છોકરાંને રસ નહિં પડે, અને શિક્ષકનો સમય વૃથા જશે.

આ પ્રમાણે 'આ' ઉચ્ચારનું ભાન થયા પછી, અગર શિક્ષક ને ઠીક પડે તેવે ગમે તેવે વખતે 'કાનો', એ નામ આપવું.

અને જેમ કાના વિષે બતાવવામાં આવ્યું તેમ, પગલે પગલે આગળ વધીને બારાક્ષરીનાં બધાં ચિન્હો, બધા ઉચ્ચાર શીખવવા. એ પ્રમાણે શીખવતાં ક્રમ કર્યો

રાખવો એ તો શિક્ષકની પોતાનીજ સગવડ અને અનુકૂળતા પર રાખી શકાય. કોઈ કોઈ વાર સંજોગો એવા દેખાય કે અ ઈ ઉ એમ ક્રમને બદલે આ પછી ઇ ને બદલે એ શીખવવાથી લાભ થાય એવું છે. એવું જણાય તો શિક્ષકે તકનો લાભ લઇ લેવામાં જરા પણ ખંચાવાની જરૂર નથી.

શીખવતી વખતે જે જે શબ્દો અને વાકયોનો ઉપયોગ કરવાનો હોય તેમાં બાળપોથીમાંના શબ્દોનો અને વાકયોનો સમાવેશ કર્યાજ જવો. આંહિં બતાવ્યું છે તે પ્રમાણે શીખવીને જ્યાંસુધી બારાક્ષરી સંબંધે સંપૂર્ણ જ્ઞાન ન અપાય ત્યાંસુધી ચોપડીનો ઉપયોગ કરવાની જરૂર નથી. શિક્ષકે કાળા પાટિયા પર લખવું, અને છોકરાંઓ તે ઉપરથીજ વાંચે. આ પ્રમાણે બરાબર તૈયાર થઈ જાય, ત્યાર પછીજ બાળપોથી હાથમાં આપવી–અગર કાનાની વાત બાકી થાય ત્યાર પછી બાળપોથીમાંનો તે પાઠ, એમ બાળપોથીમાંના પાઠો ક્રમવાર લેવા હોય તો પણ હરકત નથી. પણ પહેલાં કાળા પાટિયાની મદદથી, ચોપડીની મદદ લીધા વિના, બધી હકીકત છોકરાંની જાણમાં આવી જાય એ જરૂરનું સમજવું.

નાનાં વાકયોની શરૂઆત થાય, ત્યારે રાગડો ન કાઢે એ સૂચના આપવાની નહિં રહે—જો ઉપર કહ્યું છે તેમ કાળા પાટિયાની મદદથી શીખવાશે તો. તેવી રીતે વાકયો શીખવનાર શિક્ષક જોઈ શકશે કે છોકરાંની રાગડો કાઢવાની, થથરવાની, અચકાવાની, એવી ઘણી ઘણી કુટેવો ઉત્પન્ન થવાનો સંભવજ નહિં રહે.

નાનાં વાકયોની શરૂઆત થાય, ત્યારે પૂર્ણવિરામનું ચિન્હ વાંચતાં શીખવવાની જરૂર જણાશે. તેનું નામ આપવાની જરૂર નથી. પણ આવું ટપકું હોય ત્યાં અટકી જવું, શ્વાસ મૂકી દેવો, એ પ્રત્યક્ષ રીતે શિક્ષકે તે પ્રમાણે કરીને સમજાવવું, અને તેમ કરવાનો મહાવરો પડાવવો.

ઉપર કહ્યા પ્રમાણે બાળવર્ગમાં શીખવવાની બહુજ જરૂર છે એ તરફ સર્વ શિક્ષકે ધ્યાન રાખવું એ કહી આ વિષયને સમાપ્ત કરીશું.

ચોપડીની શરૂઆત કયારે કરવી એ તો શિક્ષકની પોતાનીજ ઇચ્છા અને અનુકૂળતા પર રાખવાનું છે; પણ ચોપડી શરૂ કરતાં એક સૂચના ખાસ આપવાની છે તે એ કે, છોકરાં ચોપડી પોતાની આંખની બહુ નજીક ન પકડે એ જોતા રહેવું. વારંવાર કહ્યા છતાં છોકરાં ભૂલ કરશે. જરા પણ કંટાળો કે ગુસ્સો નહિં લાવતાં જેટલી વાર ભૂલ કરે તેટલી બધી વાર સૂચના આપી સુધાર્યા સિવાય, છોકરાંની કુટેવ દૂર થશેજ નહિં. ચોપડી આંખથી શા માટે દૂર રાખવી એ તો આગળ ઉપર કહેવામાં આવશે.

છોકરાંઓને ઘણીવાર પાઠો મોઢે થઇ જાય છે, અને તેથી શિક્ષક છેતરાય છે એ તરફ પણ શિક્ષકનું ધ્યાન ખેંચવાની જરૂર છે. છોકરૂં ઉભું થઇ પાઠ બરાબર વાંચી જાય–બોલી જાય–એટલે શિક્ષક સમજે કે તેને આવડે છે. પણ આડા અવળા શબ્દો વાંચવાનું કહેવામાં આવતાં એકદમ ખબર પડી જાય છે કે પાઠ તો મોઢેજ કરેલો હતો! વારંવાર વાંચન થાય એટલે સારાં છોકરાંને પાઠ મોઢે થઇ જાય એવું

બને છે ખરૂં; પણ વાંચી શકે છે કે કેમ, શબ્દ ઉકેલ બરાબર છે કે કેમ, એ તો જાણવાની જરૂર છે. શબ્દઉકેલ બરાબર હોય, એટલે બાળપોથીનું વાંચનકામ સંપૂર્ણ થયું એમ સંતોષ માની શકાશે.

છેવટમાં–બાળવર્ગમાં વાંચન બરાબર થયું એમ ક્યારે કહેવાય એ નીચેની વિગતથી જાણી શકાશે.

બાળવર્ગમાં પહેલાં તો સહેલા અને સરળ શબ્દો તેના પર નજર પડતાં વેંતજ ઉકેલી લેતાં આવડવા જોઈએ; એટલે કે 'ચોપડી' એ શબ્દ પર નજર પડે કે તુર્ત 'ચોપડી' એમ વાંચી શકે તે છોકરૂં તૈયાર થયું કહેવાય. ચ ને કાનોમાત્ર ચો, પ ને કાંઈ નહિં પ અને ડને દીર્ઘ ઈ ડી એમ વાંચે તે તો છેકજ નબળું કહેવાય, અને ચો–પ–ડી એમ વાંચે તે પણ નબળું કહેવાય. 'પ' માંનો 'અ' અલ્પ ભાર-વાળો છે એ સમજી–વાંચવાની ટેવ પડયાને લીધે સમજી– [તેવી જાતનાં શાસ્રીય કથનથી સમજાવવાની જરૂર નથી] તુર્ત 'ચોપડી' વાંચે એટલે બાળવર્ગમાં અર્ધું કામ થયું.

શબ્દ–ઉકેલ સંપૂર્ણ રીતે કરી, અચકાયા વગર, યોગ્ય ધીરપથી, શુદ્ધ ઉચ્ચારથી, અને પોતે વાંચેલું સમજે છે એમ જાણી શકાય તેવી ઢબથી, બાળપોથીના બીજા ભાગમાં આપેલાં સહેલાં નાનાં વાક્યો છોકરૂં સરળતાથી વાંચે, ત્યારે બાળવર્ગનું વાંચનનું કામ પુરૂં થયું કહેવાય.

અલ્પવિરામ કે પૂર્ણવિરામનાં નામ આપવાનાં નથી. માત્ર દેખીને તે તે નિશાની ઓળખે અને તે તે નિશાની પાસે શ્વાસને કેવી રીતે મૂકવો કે તોળી રાખવો એ જાણે-

એટલે માત્ર મહાવરાથી તે પ્રમાણે કરી શકે–એટલુંજ કામ થાય ત્યારે સંતોષ માનવાનો છે.

પાઠના વિષય વિષે કહેતાં જણાવવું જોઈએ કે એક અજબ જેવી ભૂલ લગભગ બધા શિક્ષકો કરે છે. પાઠને મથાળે ચિત્રો આપ્યાં છે તે છોકરાંને જોવા માટે, તેની વાત છોકરાં પાસે કરાવવા માટે, અને તેટલું થયા પછીજ નીચેનો પાઠ વંચાવવામાં મદદરૂપ બને તેટલા માટે આપ્યાં છે, એ વાત શિક્ષકો ભૂલી જાય છે. દરેક શિક્ષકે પહેલાં ચિત્ર બતાવવાં, ચિત્રની વાતો કરવી, ચિત્રકામના પદાર્થો પ્રાણીઓ, વિષેની બાળકો સમજે તેટલી માહીતી આપવી, અને પછીજ પાઠનું વાંચન શરૂ કરવું.

વારંવારના વાંચનને લીધે પાઠો ઘણીવાર મોઢે થઈ જાય છે ખરા, પણ કેટલીક વાર એવું બને છે કે છોકરૂં મોઢે પાઠ બોલી જાય, પણ વચમાંથી એક લીટી કે એક શબ્દ વાંચવાનું કહો તો મુંઝાઈ જાય, વાંચી શકેજ નહિં. કારણ એજ કે શબ્દ–ઉકેલ બરાબર ન હોય, અને વારંવારના મહાવરાથી વાકયો મોઢે થઇ ગયાં હોય, એટલે શબ્દ–ઉકેલ માટે છોકરાએ કાળજી રાખેલીજ હોતી નથી. આવું પરિણામ ન આવે તેની શિક્ષકે ખાસ કાળજી રાખવી જોઈએ.

બાળવર્ગમાં, ત્યારે (૧) શબ્દ ઉકેલ, (૨) નાનાં સહેલાં વાકયોનું સરળ વાંચન; (૩) વાંચનમાં આવતી હકીકતનું સાધારણ વાતચીત કરી શકે તેટલું જ્ઞાન, અને (૪) પાઠને મથાળે આપેલાં ચિત્રની સંપૂર્ણ પિછાન–આટલું થવું જોઇએ.

## ૪
## આંક.

આંકડા લખવાનું કેમ શીખવવું એ તો લખવાની શરૂઆતવાળા લેખમાં કહેવામાં આવ્યું છે. મૂળાક્ષરની પિછાન આપતાં પદ્ધતિ બતાવી છે તેવીજ પદ્ધતિથી ગણુતાં શીખવવાની શરૂઆત કરવી. ૧ એ આકારનું નામ, અને 'ન' જેમ 'ન' ઉચ્ચાર માટે છે તેમ એકડો એ એક વસ્તુનો નિર્દેશ કરવા માટે છે એ સમજાવવું. એક હાથ, એક પેન, એક સ્લેટ, એક છોકરો વગેરે બતાવતા જઈ, 'તે કેટલાં છે?' 'એક છે' એમ કહેવાય; આપણે મોઢેથી બોલવું ન હોય, અને ઇસારાથી જણાવવું હોય, તો એક આંગળી ઊંચી કરી બતાવીએ; ઇસારો પણ નથી કરવો, લખવું છે; લખીને બતાવવું હોય, તો '૧' એમ કરાય. '૧' લખીએ એટલે શું સમજાય? તે વસ્તુ કેટલી હશે? એક.

એકડાનું અને એકની ગણુતરીનું ભાન અપાયા પછી '૨'ની શરૂઆત કરવી એ તો સહજ સમજી શકાશે. બે વસ્તુ ગણાવતાં છોકરાં ઘણી વાર વિચિત્ર ભૂલ કરે છે. પહેલી બતાવેલી વસ્તુ તે એક, અને બીજી બતાવેલી તે બે, એમ સમજી બીજી વસ્તુને એકલીજ બતાવીએ તોપણ 'આ કેટલી છે?' એ પ્રશ્નના જવાબમાં છોકરાં ઘણી વાર 'બે' જવાબ આપે છે. આવી સમજ સુધારવી, એક વસ્તુ તે એકજ કહેવાય, પણ સમુદાય હોય, એક સાથે બીજી હોય ત્યારે, બે મળે તોજ, ગણુનામાં બે થઈ એમ કહેવાય એ સ્પષ્ટ કરવું.

આ પ્રમાણે નવ સુધી આંકડા અને ગણુતરી શીખવવાનું તો સરળજ રહેશે. પરંતુ આટલું શીખવતાં પણુ સારો શિક્ષક એક ઉમેરતાં અને એક લઇ લેતાં, ગણુતરીમાં જે ફેર પડે તેનું જ્ઞાન આપી શકશે. તેવું જ્ઞાન અપાતું જાય તોજ શિક્ષણુ બરાબર અપાયું કહેવાય.

આ જ્ઞાન આપતાં સાધનો પુષ્કળ રાખવાં એ શિક્ષકે ભૂલવાનું નથી. કોડી, મણુકા, સળી, કાગળના કટકા, લાકડાના ઘન, કચુકા, ફૂલ, પાંદડાં, ટીકડી, રેવડી, વગેરે વસ્તુઓ રાખી, તે દ્વારાજ ગણુવાનું જ્ઞાન આપવું. પ્રત્યક્ષ પદાર્થ સિવાય આવું જ્ઞાન અપાયાથી શિક્ષણુનો હેતુ સરતો નથી, અને તેથી શિક્ષકનો સર્વ વખત વૃથાજ ગયો એમ ગણુાય છે.

નવ સુધી શીખવાયા પછી નવમાં એક ઉમેરી કહેવું કે આ દશ કહેવાય. પછી એ દશ વસ્તુઓને એક સાથે બાંધી, સાંધી, કે જેવી રીતે બની શકે તેવી રીતે તેનો લુમખો, ઝુડો, કે તેવું કરવું; પછી પૂછવું, આ લુમખા કેટલા કેટલા થયા ? છોકરા એકદમ કહેશે કે એક. નવ છુટા હતા ત્યારે કેમ લખતા હતા તે પૂછી, એક છુટી વસ્તુ હોય તો કેમ લખીએ ? ત્યારે એ એક–છુટી વસ્તુ એક, અને આ લુમખો એક, બંનેને એકડો કરી બતાવીએ તો ખરૂં કહેવાય ? પ્રશ્નો પૂછી, છોકરાં સમજે તેવું સ્પુટ કરી, એક છુટો, અને એક લુમખો એ બેનો તફાવત સમજાવો.

પછી શીખવવું, જુઓ એક લુમખો હોય તો ૧૦ લખાય. બધાને સ્લેટમાં લખવા કહેવું, એક લુમખો લખો,

એવા મનોયત્ન કરાવવા. લુમખો કેટલાનો છે એ વારંવાર પૂછતા રહેવું. પછી કહેવું કે હવે દશ લખો દશ દશ લખતાં ઘણાં છોકરાંને આવડશેજ. ન સમજ્યા હોય તેમને કહેવું, સમજાવવું કે દશ આમ લખાય.

દશ દશના બે લુમખા લઈ, છોકરાંને તે કેટલા છે એ પૂછવું. બે લુમખા છે; દરેક લુમખો દશનો છે. એક લુમખો કેમ લખતા હતા? ૧૦. ત્યારે બે લુમખા કેમ લખશો? એમ સવાલો પૂછી, ન સમજનારાંઓને સમજાવતાં જઇ ૯૦ સુધી, અને ૧૦૦ સુધી શીખવી શકાશે. દશ, વીશ, ત્રીશ અને છેવટે સો સુધી દશ દશના લુમખાથીજ ગણતાં આવડી જાય, ત્યાર પછી વચ્ચેની સંખ્યાઓ શીખવવાનું સહેલું થઈ પડશે.

તેમ શીખવવામાં પણ લુમખા અને છુટા એજ રીત રાખવાથી બહુ સહેલું થઇ પડશે. એક લુમખો અને એક લખો જોઇએ. કોઇક ચાલાક છોકરૂં પોતાની મેળેજ કલ્પના કરી લખી દેશે. ઘણા નહિં લખી શકે; તો લખાવી સમજાવવું. ૧૦ હતું તેમાં એકડો લુમખાનો હતો અને ૦ છુટા નથી એમ બતાવનાર ચિન્હ હતું. હવે એક લુમખો છે તેનો એકડો અને છુટો પણ છે તે બતાવનાર બીજો એકડો–પેલાં ચિન્હને બદલે.

આંહિં ૦ નું નામ શૂન્ય આપી શકાશે, અને તેનો અર્થ શો તે પણ સમજાવી શકાશે. હાથમાં કાંઈ નહિં રાખી, મારા હાથમાં કેટલી પેન છે? મોઢેથી જવાબ નહિં સ્વીકારી, લખીને જવાબ માગો. કેમ લખાય? ૦. (શૂન્ય) શૂન્ય એટલે એકે નહિં. કેટલા રૂપીઆ છે? કેટલી રેવડી

છે ! વગેરે વગેરે પ્રશ્નોથી ૦ એટલે એકે નહિં એ સમજાવવું.

પછી ૧૦ પર ફરી જઈ પહેલો એકડો તે લુમખાનો, અને શૂન્ય, તે છૂટાનું. લુમખો એક, છૂટા શૂન્ય. તેમજ ૨૦, ૩૦, ૯૦ સુધી. પછી એક લુમખો અને એક છુટો ૧૧; એક લુમખો ને બે છુટા ૧૨. એમ આડાઅવળા લુમખાની સંખ્યાઓ લખી મનોયત્ન આપવાં. ગણુતાં શીખ્યા પહેલાં પણ આ પદ્ધતિથી લુમખા ને છૂટા બતાવતાં ગમે તે સંખ્યા છોકરા લખી શકશે.

પોતે પાટિયા પર લખી છોકરાંઓ પદાર્થોથી છૂટા અને લુમખા જૂદા કાઢે એવાં મનોયત્નો આપવાં.

સો ઉપર આવતાં દશ લુમખા અને છૂટા શૂન્ય એમ સમજાવવાની જરૂર પડશે. પણ તે કરતાં પહેલાં લુમખા–દશનો એક એવા લુમખાનું નામ 'દશક' આપી દેવાથી કામ વધારે સરળ થશે. ૧૦૦માં છુટા એકે નથી, દશક પણ એકે નથી, પણ સોનો એક મોટો લુમખો છે. સોનો લુમખો એક, દશકનો શૂન્ય, છૂટા શૂન્ય–૧૦૦ એમ લખાય એટલે બધા મળી કેટલા કહેવાય ? સો.

૧૧, ૧૨, ૧૩, ૧૪, વગેરે શીખવી, તેનાં નામ આપવાં, ગણુતાં શીખવવું અને પાડા અને પાઠની રીતે પાકું કરાવવું. પણ શિક્ષક સમજી શકશે કે હવે જે કરવાનું હશે તે છોકરાં સમજી શકતાં હશે, અને તેથી તેમને હોંસ થશે, અને કામ કાંઇક સરળ થઇ જશે.

સો સુધી શીખવાય, અને તે પાકું થાય, તે દરમ્યાન એક ઉમેરતાં અને એક બાદ કરતાં તો આવડવું જ જોઇએ.

અને તે પાકું થાય માટે એકને એક બે, બેને એક ત્રણ, એમ પાઠ લેવડાવવી, ઉંધી—સોમાંથી એક નવ્વાણું, નવ્વાણું-માંથી એક અઠાણું એમ પણ પાઠ લેવડાવવી. તે પાઠ પાકો થાય એટલે આડા અવળા પ્રશ્નો, પદાર્થો પ્રત્યક્ષ રાખીને, અને પાકું થયા પછી પદાર્થો વગર પણ, પૂછવા.

આટલું થયા પછી આંકના પાડાની શરૂઆત કરવી.

પાડાની શરૂઆત કરતાં પણ પ્રત્યક્ષ પદાર્થની મદદ લેવાની જરૂરજ છે એમ દરેક શિક્ષકે સમજવું. શિક્ષક જોઈ શકશે કે તે પ્રમાણે કામ કરતાં છોકરાં રસથી સાંભળશે, સહેલાઇથી સમજશે, એકદમ યાદ રાખી શકશે અને શિક્ષ-કની મહેનત સારા પ્રમાણમાં ફળદાયક નીવડશે.

*એક એકાનો પાડો શીખવવા માટે જૂદી જૂદી રીતના પ્રત્યક્ષ પ્રયોગો કરી શકાય. પદાર્થોનો ઢગ હોય તેમાંથી એક લઈ, કેટલા લીધા? એક. એક વસ્તુ એકવાર લીધી. કેટલી થઇ? એક. તે જૂદી મૂકવી. ફરી, જુઓ; હું એક વખત એક વસ્તુ લઉં છું, વળી બીજી વખત એક વસ્તુ લઉં છું. જુઓ, મારા હાથમાં કેટલી થઇ? બે. એક વસ્તુ બેવાર લીધી તો બે થઇ. ત્રણવાર, ચારવાર, પાંચવાર—એટલે સુધી શિક્ષકે લેવી, છોકરા પાસે લેવરાવવી, સવાલો પૂછવા,

---

*પાડાની પદ્ધતિ દાન સુધીની એક પ્રતિની છે અને અગ્યાર એકાથી જૂદી પ્રતિની છે. તેથી શીખવવાની રીતમાં પણ ફેર કરવાની જરૂર પડે છે. અગ્યાર એકાથી લખાય છે તેવી જ રીતે એક એકાથી લખવાનું શીખવાય તો શું ખોટું?

પાકું કરાવવું. લખોટાની ઘોડીથી તે પ્રત્યક્ષ કરાવવું. એક વસ્તુ એકવાર લઇએ તો એક, બેવાર લઇએ તો બે એમ પાંચ સુધી બોલાવવું. બરાબર બોલે, બધા સમજે, જૂદા જૂદા પદાર્થોની મદદ મનોયત્નો પુષ્કળ અપાઇ રહે, પછી તે બોલવામાં 'વસ્તુ, વાર' 'લઈએ તો' એ શબ્દો–વારંવાર આવે છે–બહુ લાંબું થઈ જાય છે, માટે તે કાઢી નાંખો–વારંવાર કડાકુટ કોણ કરે ? તેમ કરીએ તો એક એક એક, એક બે બે. એક ત્રણ ત્રણ કહેવું જોઇએ, પણ તે બરાબર સમજાતું નથી–માટે એવી રીત કરી છે કે એક એકાં એક, બન એકાં બેય, ત્રણ એકાં ત્રણ, ચાર એકાં ચાર, પાંચ એકાં પાંચ એમ બોલાવવું–સમજાવતા જઈ બોલાવવું. બોલાવી પાકું કરાવવું.

બોલતાં આવડી જાય પછી લખવાનું શીખવવું. કેમ લખાય છે તે બતાવતા પહેલાં પ્રત્યક્ષ પદાર્થો જે પ્રમાણે લીધા હતા તે ફરીથી લઇ, પાંચ એકાં પાંચ સુધી, ગોઠવવા. શિક્ષકે ગોઠવવા કરતાં, છોકરાં પાસેથીજ તે કામ લેવું. પછી સમજાવતા જવું, એક વસ્તુ એકવાર લઇએ તો એક થાય, ૧×૧=૧, એક વસ્તુ બેવાર લઇએ ૨×૧=તો ૨ થાય ૨×૧=૨ એમ ૩×૧=૩, ૪×૧=૪, ૫×૧=૫.

આ સમજાવતાં, શિક્ષકને ચિત્ર કાઢતાં આવડતાં હોય, તો કાળા પાટિયાપર પક્ષી કે તેવું ચિત્ર કાઢી એક ચિત્ર×૧=૧; બે ચિત્ર×૧=૨; ત્રણ ચિત્ર×૧=૩ આ પ્રમાણે પાંચ એકાં સુપી પાકું કરાવવું. આટલું થયા પછી, આજ પદ્ધતિથી પહેલો પાડો પૂરો કરાવવો.

પાડો પાકો થાય ત્યારે તેની સમજ પણ પાકી થવી જોઈએ; માટે તે સંબંધે અનેકાનેક પ્રશ્નો પૂછતાજ રહેવા જોઈએ. સાત ચોપડી, એક વાર લીધી, કેટલી થઈ? પાંચ પેંડા, એકવાર લીધા, કેટલા થયા? વગેરે મોઢેથી પૂછવું, લખાવવું. એક પૈસાનું એક કેળું. બે પૈસાનાં લીધાં, કેટલાં મળશે? એમ એક એકાના પાડાનું પાકું જ્ઞાન કરાવવું. સર્વ રીતનું પાકું જ્ઞાન થવું જોઈએ. જરાક ખંતથી કામ કરનાર શિક્ષક જોઈ શકશે કે તેવું જ્ઞાન કરાવવું એ સહેલુંજ નહિં. પણ રસભર્યું, અને શિક્ષક અને શિષ્ય બંનેને આનંદ આપનારૂં પણ નીવડે છે.

એક એકાનું જ્ઞાન આપ્યું, તેજ પ્રમાણે, પહેલા પ્રત્યક્ષ પદાર્થોથી, અને જેમ જેમ છોકરાં સહેલાઇથી સમજી શકતાં જાય, તેમ તેમ તેમની કલ્પનાની પણ મદદ લઈ, પદાર્થો સિવાય, માત્ર મોઢેથી વાતો કરીનેજ, દુ, તરી, વગેરે પાડા શીખવવા; પહેલાં સમજાવવા, શિક્ષકે જાતેજ તે આખા વર્ગને ગોખાવવા, મોઢે કરાવવા; પાકા કરાવ્યા પછીજ તે કામ થયું એમ ગણવું.

દુનો પાડો શીખવતાં, એકાના પાડા માટે કહ્યું છે તે યાદ રાખવું. મનોયત્નો, વ્યવહારી પ્રશ્નો, દુનો પાડો એટલે તેઓ શું શીખ્યા. અને તેનો ઉપયોગ કેમ કરી શકશે વગેરે બરાબર જાણી શકે ત્યારેજ કામ પાકું, પૂરૂં, થયું કહેવાય. દરેકે દરેક પાડો પૂરો થયા પહેલાં, તેનું બધી જાતનું જ્ઞાન થઈ ગયું કે નહિં એ ધ્યાનમાં લેવું. એક પાડો સર્વ રીતે પૂરો થાય તે પછીજ બીજો લેવો. બીજો શરૂ

કરતાં જૂનાનો સંબંધ જોડતાં જવો, તેના પ્રશ્નો પૂછતા જવા, અને જૂનું ભૂલી ન જાય, પણ તેના પાયાપરજ નવું રચાય એ ખાસ સંભાળ રાખવી*

---

* પાડા શીખવવાની આ પદ્ધતિ બાળકના મગજ માટે વધારે પડતી ભારે છે એમ ઘણાનું માનવું છે. જે શિક્ષક છોકરાંને સમજી, તેમની વૃત્તિને બરાબર ધ્યાનમાં લઈ, તેમને સમજ પડે તેવી રીતે શીખવી શકશે તેને તો આ પધ્ધતિમાં મુશ્કેલી જણાવાનો સંભવ છે જ નહિં. બાળવર્ગને એવી કાબેલીયતથી શીખવનારા શિક્ષકો થોડા મળી આવે એ માની શકાય છે; પરંતુ તેટલા માટે પદ્ધતિ અનુકૂળ નથી એમ માની બેસવું એ તો યોગ્ય નથી.

પાડા મોઢે કરાવવા સંબંધે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે માત્ર યાદદાસ્તનો લાભ લઈ નાનાં બાળકોને થોડા પાડા મોઢે બોલાવ્યા કરવા તેમાં હાનિ કશી નથી. મોઢે કરેલા પાડાની સમજ આપવામાં આવશે ત્યારે છોકરાંને ઘણો રસ પડશે. એટલે માત્ર સ્મૃતિની કેળવણી અર્થે થોડા ઘણા પાડા મોઢે કરાવવા એ એમાં કાંઈ ખાસ વાંધો છે એમ માન-વાનું નથી.

બધા ભેગા મળી પાડા બોલવા બોલાવવાની રીત સ્મૃતિને યોગ્ય કસરત આપવા ઉપરાંત છોકરાંને સારી ગમ્મત આપે છે. હમ્મેશાં પા અર્ધો કલાક તેવી રીતે પાઠ બોલાવવામાં ગાળવાથી વર્ગમાં ચડતી ઉતરતી પાયરીના બધા છોકરાઓને સારો લાભ મળે છે.

દુનો પાડો થાય, ત્યારે સાથે સાથે બે ઉમેરતાં અને બે બાદ કરતાં શીખવવું. અને તેને માટે પણ બે પાડા કરવા. એકને બે ત્રણ. બેને બે ચાર એમ ૯૮ ને બે, અને તેમજ ઉંધા–સો માંથી બે અઠ્ઠાણું, નવ્વાણુંમાંથી બે સત્તાણું વગેરે.

આ પ્રમાણે સહેલા સરવાળા બાદબાકીમાં બાળવર્ગમાં માત્ર પાંચ સુધી કામ કરવાથી બસ થશે. વળી, બે ઉમેરતાં બાદ કરતાં બધી રીતનું જ્ઞાન અપાય તો ઠીક છે. પણ તેથી વધારેની સંખ્યા માટે એક દશકમાંથી બીજામાં જવું ન પડે તેટવું ધ્યાન રખાશે, તો વધારે સહેલું થઇ પડશે.

બાળવર્ગમાં દાન સુધી આંક, અને સો સુધીની સંખ્યામાં પાંચ સુધીની સંખ્યા ઉમેરતાં તથા બાદ કરતાં આવડે એ આવશ્યકજ સમજવું. વળી, દાન સુધીના આંકમાં પણ એકલા મોઢે બોલી જાય તેથી સંતોષ માનવાનો નથી. સંખ્યા સમજે, વાંચી શકે, લખી શકે, પાડા વ્યવહારમાં ઉપયોગ માટે છે, વ્યવહારમાં તુર્ત વાપરી શકાય માટેજ તે નાના પાડા મોઢે કરાવવાની જરૂર છે એમ શિક્ષકે સમજી, દાન સુધીના આંકનો વ્યવહારોપયોગી મહાવરો બરાબર પાકો થાય દરેક છોકરૂં એકલું પાડા પંડિત નહિં પણ સાચું, નગદ, અને સર્વાંગ સંપૂર્ણ જ્ઞાન ધરાવતું થાય એ બાળવર્ગના શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

કહેવાની જરૂર નથી કે આંક લખતાં પણ આંકડા સુંદર, સમપ્રમાણ, મરોડદાર, સ્વચ્છ, અને ઠીકઠીક મોટા [illegible] ઘણીવાર ગડબડીયા, લખાણથી

પાટી ભરી દઈ, છોકરા પોતાની આંખને વૃથા તસ્દી આપે છે, અને અને શિક્ષકને પણ નકામી આંખફોડ કરવી પડે છે. શુદ્ધિ, સફાઇ, અને સૌંદર્ય પર દુર્લક્ષ રાખવું એ શિક્ષકે મહાપાપ સમજવાનું છે. બધા વિષયો શીખવતાં આવી આવી સામાન્ય બાબત પર તો લક્ષ રાખવુંજ જોઇએ એ દરેક શિક્ષકે વગર કહ્યે પણ સમજવાનું છે.

---

## ૫

## પદાર્થપાઠ.

બાળવર્ગમાં બધાં શિક્ષણની પદ્ધતિ એવી હોવી જોઇએ કે છોકરાંઓને તેમની પ્રભુદત્ત શક્તિઓનો વધારેમાં વધારે ઉપયોગ, અને વિકાસ કરવાની તક મળે. લખવાનું–આંક અને મૂળાક્ષર–શીખવતાં જે પદ્ધતિ સૂચવવામાં આવી છે, તે પરથી જાણી શકાયું હશે કે શિક્ષકે તો માત્ર દોરનારજ થવાનું છે–છોકરાંઓને એક પછી એક એવાં પગથિયાં પાસે લાવી મૂકવાં કે તે પોતાની મેળે હોંસથી ચડવા લાગે–નબળાં છોકરાં હોય તેને ચડતાં જરા આંગળીના ટેકાની જરૂર પડે તો તે આપવામાં હરકત નથી એટલું સ્વીકારી શકાય, પરંતુ ચડવાનું બધું કામ, બધી મહેનત, જેમ બને તેમ છોકરાં પોતાની મેળેજ કરે એ પસંદ કરવા લાયક છે. તેવું કરવા જતાં છોકરાંઓની શકિત આપોઆપજ વિકાસ પામતી જશે, કેળવણી મેળવતી જશે, શિક્ષણ ગ્રહણ કરતી જશે.

શક્તિઓનો વિકાસ થાય માટે આવશ્યક છે કે તે તે ઇન્દ્રિયો પાસે પ્રત્યક્ષ પદાર્થ જોઇએ. છોકરાં તે પદાર્થોને જુએ, અડકે; ફેરવે, ગબડાવે, અને તેમ કરતાં વખતે ભાંગફોડ પણ કરે, તો તેથી શિક્ષકે ગુસ્સે થવું ન જોઇએ, નિરાશ પણ થવું ન જોઇએ. અલબત્ત, બધી ક્રિયા શાન્તિથી, હુશિયારીથી, સંભાળથી અને નુકસાન ન થાય તેવી રીતે કરે એ શીખવવું, જોતા રહેવું, અને ભૂલ કરનારને વારંવાર ચેતવણી આપી સુધારવાં–પણ પ્રત્યક્ષ વસ્તુની સાથે સંબંધમાં લાવ્યા વિના છોકરાંની બધી ઇન્દ્રિયો કેળવવાનું બની નજ શકે એ સત્ય ઘણા વિસરીજ જાય છે.

આ સત્યને પ્રત્યક્ષ રીતે દૃષ્ટિગોચર રાખવા માટે, નવાં ધોરણોમાં 'પદાર્થપાઠ' એ ખાસ નવીન વિષય તરીકે મૂકવામાં આવ્યો; પરંતુ તે શીખવનાર શિક્ષકોને જોઇએ તેવું પદ્ધતિજ્ઞાન નહિં અપાયાને લીધે, અને ઘણે ભાગે આપણા બધામાં સ્વાભાવિક ઘર કરી રહેલાં આળસ અને નિરૂત્સાહને લીધે, પદાર્થપાઠ પણ પદાર્થનાપાઠ મટીને, સ્મૃતિપાઠ, ગોખણ પાઠજ બની ગયા! પદાર્થપાઠ શીખવતાં પહેલી વાત યાદ રાખવાની એ છે કે 'કોઇ દિવસ પણ પદાર્થની ગેરહાજરીમાં પાઠ આપવો, શીખવવો નહિં.' શિક્ષકો ઘણીવાર પુનરાવર્તનનું બહાનું આપી, આ વાત પોતે જાણે છે એમ મનાવવા મથે છે. પરંતુ ગમે તેટલી વારનું પુનરાવર્તન થતું હોય તોપણ પદાર્થની ગેરહાજરીથી શીખવાતો પદાર્થપાઠ, પદાર્થપાઠ શીખવવાના બધા હેતુ પરિપૂર્ણ કરી શકતોજ નથી એ શિક્ષકે એક સનાતન સત્યજ

સમજવું. પદાર્થની એટલી બધી સરસ પિછાન થઈ ગઈ હોય, છોકરાંઓની કલ્પના એટલી બધી જીવન્ત બની રહી હોય કે છોકરાં પદાર્થને કેમ જાણે પ્રત્યક્ષ જુએ છે એવુંજ ધારી શકે એટલી શિક્ષકને ખાતરી હોય, તોપણ બાળ-વર્ગમાં તો તે ખાતરી ઉપર આધાર રાખી કદી પણ પાઠ ચલાવવો નહિં.

જ્યાં પ્રત્યક્ષ વસ્તુ હરહમ્મેશ લાવી શકાય તેવી ન હોય, ત્યાં તે વસ્તુનું ચિત્ર કે નમુનો રાખવાને હરકત નથી; પણ તે વસ્તુ અનેકવાર પ્રત્યક્ષ બતાવેલી હોવી જોઇએ. તે વસ્તુનું સીધું જ્ઞાન છોકરાંઓએ ઇન્દ્રિયોના સીધા પ્રયોગથી સાક્ષાત મેળવેલું હોવું જોઇએ. બાળવર્ગમાં કલ્પના કેળવવા માટે વાર્તા જેવો વિષય પૂરતો છે. પદાર્થ-પાઠમાં કલ્પના કેળવવાને બહાને પદાર્થ સિવાય કદીપણ પાઠ આપવો નહિં જોઇએ.

બીજી વાતઃ પદાર્થ હાજર રાખ્યા પછી પણ ઘણા શિક્ષકો છોકરાંને તો તે પદાર્થની પાસે આવવા દેતાજ નથી. પોતે વાત કર્યા જાય છે અને છોકરાં સાંભળ્યા કરે છે. તેવું કરવાથી તો માત્ર આંખ અને કાન બેને કાંઇક કેળવણી મળી શકે. તેવો સંબંધ એ સર્વાંગ સંપૂર્ણ સંબંધ નહિં કહી શકાય. છોકરાંઓ પદાર્થને અડકે, અને દાબીને કે હાથ ફેરવીને જૂએ, તથા તે પદાર્થનું જેવી રીતે જ્ઞાન મેળવી શકાય તેવી બધી રીતે તે પદાર્થની સાથે સંપૂર્ણ સંબંધમાં આવે એમ થવુંજ જોઇએ, તેવું ન થાય તો પછી પદાર્થપાઠ સર્વ રીતે સફળ કહી શકાય નહિં,

ત્રીજી વાતઃ પદાર્થ વિષેની વાત શિક્ષકે કહી દેવી જોઇએ નહિં. પદાર્થ બતાવી, તે સંબંધે છોકરાનું કેટલું જ્ઞાન છે તે જાણી, તે ઉપરથી છોકરાંઓને એવે રસ્તે મૂકવાં જોઇએ કે છોકરાં વધારે જાણવા ઉત્કંઠિત બને, સવાલો પૂછે, વાતો કરે, પોતાની સર્વ ઇન્દ્રિયોનો ઉપયોગ કરતાં થાય–અને આવા તેમના પ્રયાસને ઉત્તેજીત કરવા, તેમાં મદદ કરવી, નહિં સમજાતી બાબતો સ્પષ્ટ કરી, નવી હકીકત બહુજ યુક્તિ પૂર્વક ઉમેરતા જવી, એ શિક્ષકનું કામ છે. પણ શિક્ષક પાઠ આપે છે, હકીકત કહી જાય છે, અને છોકરાં સાંભળ્યે જાય છે એવું કદી કરવું નહિં. એમ અપાયેલો પાઠ પદાર્થપાઠ નથી; માત્ર હકીકત આપનારો પાઠ તે તો કહેવાય.

ચોથી વાતઃ પદાર્થપાઠમાં બને તેટલું બધું કામ છોકરાંઓ પાસેથીજ લેવું. તેમ કરવાનું ધ્યાનમાં રખાશે તોજ છોકરાંઓને ઇન્દ્રિય કેળવવાનો અવકાશ મળશે. તેવા પાઠને માટે જોઈતી બધી સામગ્રી છોકરાં લાવે, મૂકે, ગોઠવે, અને વાપરે તેમ થવું જોઇએ.

બાળવર્ગમાં પદાર્થ પાઠમાં રંગ, આકાર, જાણીતાં પ્રાણી, અને હમ્મેશાં ઉપયોગમાં આવતા પદાર્થોનો સમાવેશ કરવામાં આવેલો છે. પરંતુ આ બધા પાઠો શીખવતાં છોકરાઓનું પૂર્વજ્ઞાન, અને તેમની તે તે પાઠ વિષેની સમજ શક્તિ એ બેનું ભાગ્યેજ ભાન રાખવામાં આવે છે. રંગ શીખવવા માટે દડા સિવાય બીજી કોઈ વસ્તુ રાખવાની જરૂર શિક્ષકને લાગતીજ નથી શિક્ષકોએ ખાસ ધ્યાનમાં

રાખવાનું છે કે પદાર્થોનાં વૈવિધ્યથી છોકરાઓનું ધ્યાન વધારે સહેલાઈથી સાંકળી રખાય છે. નાનાં છોકરાંને કંટાળો એકદમ આવે છે–અને એકની એક વસ્તુ સાથે કામ હોય ત્યારે તેઓ બહુ સચોટ ધ્યાન રાખી શકતાં નથી. પણ જેમ નવી નવી વસ્તુ અને જૂદી જૂદી વાતો આવતી જાય તેમ તેઓ ધ્યાનસ્થ રહી શકે છે. રંગ શીખવતી વખતે તો, જૂદા જૂદા રંગનાં કપડાંના કકડા, ફૂલો, મણકા, પેનસીલો, એવી અનેક વસ્તુ હાજર રાખી શકાય. પરંતુ શિક્ષક ભાગ્યેજ તેવું કાંઈ પણ કરે છે અને પરિણામે રંગના પાઠો જેવા રસિક અને ફળદાયી થવા જોઇએ તેવા થઈ શકતા નથી.

આકારોના પાઠમાં તો શિક્ષકો માત્ર ગોખણપટ્ટીજ કરાવે છે. આકારોનું પ્રત્યક્ષ જ્ઞાન આપવા માટે જરાક શ્રમનીજ જરૂર છે–આકારની પેટીપરજ આધાર રાખવાના કરતાં, આપણી આસપાસ પડેલી વસ્તુઓ અને છોકરાંના વપરાશમાં આવતી જણસોનો ઉપયોગ કરી, મુકાબલાથી પાકું જ્ઞાન આપવામાં આવે તો તે પાઠો બહુ લાભકારક થાય. પરંતુ ઘન, ચોરસ, ત્રિકોણ વગેરેનાં માત્ર નામ ગોખાવીને, કે આકારની પેટીમાંથી તે તે આકારો ઓળખાવીનેજ સંતોષ માનનારા શિક્ષક કોઈપણ જાતનું ઉપયોગી કે ફળદાથી જ્ઞાન આપી શકતા નથી એ સર્વના અનુભવની વાત છે.

આ પ્રમાણેજ બીજા પાઠો અપાય છે ને તેવાજ નિરૂપયોગી નીવડે છે. સ્લેટનો પાઠ આપવો હોય, ત્યારે એક

સપાટ સારો પથરો લઈ તે પર બીજાથી લીટા કરાવીને શરૂઆત કરાય, લાકડા પર લાકડું ઘસવાથી તેવા લીટા નથી થતા, બીજા પદાર્થોનું પણ તે પ્રમાણે કરી, પથરા જૂદી જૂદી જાતના રાખી, બધા પર લીટા થવા અને ભૂસાઈ જવાની યોગ્યતામાં તફાવત છે એ સમજાવી, છેવટ સ્લેટપર કેવી સહેલાઇથી લીટા થાય છે અને ભૂસાય છે એ વાત કહી, તે પણ પથ્થરની છે તેવું શોધનારે કેવું સારૂં કર્યું, બધાં છોકરાંને તે કેવી ઉપયોગી છે, તે પથરાની છે માટે પડે તો ભાંગી જાય, માટે તેની છોકરાં એ કેવી સંભાળ રાખવી, તેમ મેલી ચીકણી હોય તો લીટા સારા ન થાય, માટે સાફ રાખવી, કેમ ધોવી વગેરે ઉપયોગી હકીકત કહીને સ્લેટનો પાઠ આપવો જોઈએ. માત્ર તે શાની બનેલી છે, શા કામમાં આવે છે, વગેરે અમુકજ પ્રશ્નો પૂછી, તેનું ગોખણજ્ઞાન કે એકતરફીજ જ્ઞાન અપાય, તો તે કશા કામનું ન કહેવાય.

જેમ સ્લેટના પાઠ વિષે કહ્યું તેમજ બીજા બધા પાઠો માટે સમજવું. પદાર્થ સંબંધે નાનાં છોકરાંને ઉપયોગમાં આવે તેવું, તે સંબંધે તેઓ સમજી શકે તેવું, તેઓની તાકાત હોય તેથી જરાક આગળ લઈ જનારૂં, પણ જેટલું બને તેટલું ચોક્કસ, પાકું, અને ખરૂં જ્ઞાન આપવું એ પદાર્થ પાઠ શીખવનારે હમ્મેશાં યાદ રાખવું. વળી સમજવું કે પદાર્થ પાઠ છોકરાંની સ્મૃતિ અને બુધ્ધિની કેળવણી માટેજ નથી; તે શક્તિને પણ તે પાઠ દ્વારા કેળવણી મળવી જોઈએજ, પણ તેના કરતાં વધારે કેળવણી તો હાથ,

આંગળાં, આંખ, કાન વગેરે બધી જાતનાં કાર્ય અંગને મળવી જોઈએ, અને તેથી છોકરાની કાર્ય શક્તિ વધારે તાકાતવાન અને દૃઢ થવી જોઇએ. પદાર્થ પાઠ આપતાં આપતાં છોકરાંની જીજ્ઞાસા જો ઉત્પન્ન થાય, અને મેળવેલું જ્ઞાન ઉપયોગમાં મૂકવાની ઉતાવળી ઉત્કંઠાથી જો છોકરાં ચંચલ બની ન રહે, તો પદાર્થ પાઠ આપ્યાનો હેતુ બરાબર પાર પડયો નહિં એમ ગણાય આ બધાની સાથે, તે વસ્તુની ઉપયોગિતા તરફ સતત લક્ષ રખાવી, તે વસ્તુ પણ ઉપયોગી છે માટે બાળકોએ પણ ઉપયોગી થવું જોઈએ એવી સમજ આપવી જોઇએ; તે વસ્તુ અમુક નિયમો ને કેવી તાબે થઈ જાય છે માટે છોકરાંએ પણ અમુક નિયમને બરાબર તાબે થતાં શીખવું જોઈએ; તે બધાનું મૂળ કારણ જે સમર્થ, અગાધ મહાશક્તિ છે તે કેટલી બધી ઉદાર અદ્વિતીય બળવાળી, અને અનંત લાભકારી છે તે વિષે ખ્યાલ આપી ઈશ્વર પ્રતિનો પૂજ્યભાવ ઉત્પન્ન કરી, વધારી સુદૃઢ કરવો જોઇએ.

પદાર્થપાઠનાજ વિષયમાં તેનાં અંગ તરીકે, પર્યટનનો સમાવેશ થાય છે. અને બાળવર્ગમાં તો તે વિષે કશું થતું નથી એ દીલગીર થવા જેવું છે. બાળકોની ઈન્દ્રિયોમાં ખાસ આંખ અને અવલોકન શક્તિ કેળવવાની છે; તેમને શીખવવાના પદાર્થપાઠોમાં ખાસ હેતુ આસપાસના પદાર્થોની તેમની પિછાન સાક્ષાતકારવાળી અને સંપૂર્ણ થાય તે છે. એ બંને પરિણામ યથાયોગ્ય રીતે લાવવા માટે જરૂરનું છે કે બાળકોને બને તો હર હમ્મેશ, નહિંતર અઠવાડીઆમાં બને તેટલી

વખત, અગર અઠવાડીઆમાં એક વાર તો ખાસ આવશ્યક નિયમ તરીકે બહાર લઇ જવા જોઇએ.

તેવાં પર્યટનમાં રસ્તામાં આવતી વસ્તુઓનાં નામ, તેના ઉપયોગ, વગેરે વિષે નાનાં બાળક સમજે તેવી વાતચીત કરવી જોઈએ, અને સ્લેટ, રૂ, કે એવા પદાર્થપાઠની સાથે સંબંધ જોડી ખેતર, જ્યાંથી પથરા નીકળતા હોય તેવી જગા, વગેરે બતાવવાની કાળજી રાખવી જોઈએ. પ્રાણીના પદાર્થ પાઠમાં ગાય, કે પોપટ કે કાગડાના થયા હોય, તો ગાયનાં ટોળાં–ઘણુ તે ચરવા કયાં જાય, કયારે જાય, વગેરે; પોપટ કે કાગડાનો માળો નજરે પડે તો તે, અગર ઝાડમાં બીજા માળા હોય તો તે બતાવી, કાગડા પોપટના માળા વિષેની વાત કલ્પી શકે તેવી સમજ આપી, તેઓ શું ખાય, કયારે બહાર નીકળે છે તેમને મહેનત કેટલી કરવી પડે છે વગેરે વાતો સાથે છોકરાંને પોતાને ખોરાક શોધવા જવું પડે છે કે કેમ, એ અને એવા લગતા વિષયોથી બાળકની માબાપ પ્રત્યેની ભક્તિ, તથા સર્વને માટે સગવડ–અખૂટ સગવડ ભરી રાખનાર પ્રભુ પ્રતિ પૂજ્યભાવ એ જગાવવાં જોઇએ.

પદાર્થપાઠ શીખવતાં, છોકરાંને ખરા માણસ બનાવવાં છે ઉદ્યમને ચાહનારાં, ભકિત ભાવથી ભરેલાં સત્ય જ્ઞાનથી તૈયાર થયેલાં, નીતિ, ભકિત, કર્તવ્યને સમજનારાં કરવાનાં છે એ દરેક શિક્ષકે ક્ષણભર પણ વિચારવાનું નથી.



## ૬

## વાર્તા, ગીત, ડ્રિલ.

ઘણા શિક્ષકો આ વિષયો નકામા જેવા ગણી, સમય પત્રકમાં હોય છતાં તે પ્રમાણે લેતા નથી, અને અઠવાડીઆમાં એકાદ વખત તેપર ધ્યાન દોડાવી, જેમ તેમ કામ બતાવવા પ્રયત્ન કરે છે; પરિણામે સંતોષકારક કામ ન જણાય, એટલે 'છોકરાં છે, બાળક છે' વગેરે દલીલો રજુ કરી ખુલાસો આપે છે. કોઈ પણ સમજુ માણસ આવી દલીલો સ્વીકારી શકેજ નહિં, એટલું પણ તેઓને ભાન રહેતું નથી. 'છોકરાં છે, બાળક છે,' માટેજ તેમને શિક્ષક પાસે મૂકયાં છે, અને તેમને સુધારવાં, શીખવવું, એતો શિક્ષકની ફરજ જ છે. કામ સંતોષકારક જણાતું નથી તેનું એક અને ઘણે ભાગે મુખ્ય કારણ તો એજ હોય છે કે શિક્ષક નિયમસર કામ કરતા હોતા નથી. સમયપત્રક પ્રમાણે નિયમસર અને ખંતપૂર્વક કામ કરનાર શિક્ષકનું કામ કદી પણ દેખાયા વિના રહેતું નથી. માટે આ વિષયો સંબંધે પહેલી કાળજી રાખવાની તે એ કે સમયપત્રકમાં જણાવ્યા પ્રમાણે તે તે વિષયો અવશ્ય લેવા જોઇએ.

બીજી કાળજી રાખવાની તે વિષયો શા માટે શીખવવા છે તે બીજા પ્રકરણમાં કહ્યું છે તે સમજી તે હેતુ સફળ થાય એ ધ્યાનમાં રાખવાની છે.

### વાર્તા

વાર્તા શીખવવાની એવી ખરાબ પદ્ધતિ જાણવામાં આવી છે, કે શિક્ષક પાસે વાર્તાની એક નોટ હોય તેમાંથી

શિક્ષક એક વાત લઈ, તેનું એક વાકય બોલે; અને છોકરાંઓને તે વાકય મોઢે કરાવે. તે પ્રમાણે રોજરોજ મોઢે કરાવી, છોકરાં પાસે બોલાવી, પાકી કરાવે છે; અને આમ જ્યારે તૈયાર થાય ત્યારે વાર્તા શીખવી દીધાનો સંતોષ માને છે.

આ પદ્ધતિને ખરાબ વિશેષણ તો લગાડયુંજ છે પણ તેથી પણ આગળ વધીને કહેવું જોઇએ કે તે વાર્તા શીખવવાની પદ્ધતિજ કહેવાય નહિ. વાર્તા શીખવવાના સર્વ હેતુ તેથી ઉંધા વળી જાય છે, માત્ર ગોખણનો બોજોજ બાળકના મગજપર મૂકવામાં આવે છે.

વાર્તા શીખવવા માટે પહેલાં તો છોકરાંને સોત્કંઠ કરવાં. તમને વાર્તા સાંભળવી ગમે છે? કોઇને કોઈ વાર્તા આવડે છે? ના જેવા પ્રશ્નોથી વાર્તા સાંભળવાની ઉત્કંઠા છોકરાંઓમાં જાગ્રત કરવી એ પહેલું પગથિયું.

બીજું પગથિયું: જે વાર્તા કહેવી હોય તેમાં શી મજા છે, તે કોની કે શાની છે, તે વિષે છોકરાંને કાંઈ કાંઈ કહેવું.

ત્રીજું પગથિયું: વાર્તા શરૂ કરવી; પણ તે નાના છોકરાં સમજે તેવી રીતે, સમજે તેવા શબ્દોમાં અને બધાં છોકરાં ધ્યાન રાખે છે કે નહિં, અને સમજતાં લાગે છે કે નહિં, એ સંભાળ રાખીને થોડી થોડી થતી જાય, તેમ તેમ છોકરાંઓને તે યાદ રહે છે કે કેમ એ જાણવા માટે આડા અવળા પ્રશ્નો પૂછવા. આ પ્રમાણે ટુકડે ટુકડે વાર્તા કહેવી. બહુજ નાની હોય તોજ આખી કહેવી, નહિંતર બે ત્રણ ચાર જેટલા કરવા ઠીક લાગે તેટલા ભાગ કરવા.

ચોથું પગથીઉં: આખી વાર્તા થઈ જાય, પછી તે વાર્તામાં આવતા પ્રાણી, પદાર્થ, હકીકત, વગેરેની અચ્છી પિછાન મળી છે કે કેમ એ પ્રશ્નોથી જાણવું; અને ન મળેલી જણાય તો ફરીથી, વિગત સહિત, રસભરી રીતે તેવી પિછાન આપવા યથાયોગ્ય વાતચિત પ્રશ્નો વગેરેનો ફરી ઉપયોગ કરવો.

વાર્તા શીખવતાં, ભાષાશુદ્ધિ અને ઉચ્ચાર શુદ્ધિ પર ખાસ લક્ષ આપવાનું છે. ભાષા શુદ્ધિમાં વ્યાકરણના નિયમોનું જ્ઞાન આપવું એવું સમજી બેસે એવો તો કોઇ શિક્ષક હોયજ નહિં; પણ 'કુતરા ગયો' કે 'કુતરો આવ્યા' એવું બોલનારાને ખરૂં બોલતાં શીખવવું એટલુંજ સમજવાનું છે. વ્યવહારમાં બોલાતી ભાષા ભૂલ વગરની પૂરાં વાકયોથી બોલી શકે એવું ધ્યાન તો વાર્તાના શિક્ષકે રાખવાનુંજ છે.

વાર્તા કેવી શીખવવી એ તો અભ્યાસક્રમ નક્કી કરનારનું કામ છે, પણ સારા શિક્ષકોને કોઈપણ અભ્યાસક્રમ બંધન-રૂપ થઈ ન પડે એટલું તો ઉપરી અધિકારીઓ જોઈ શકે છે એટલે તે વિષે આંહિં કાંઈ પણ કહેવાની જરૂર નથી.

## ગીત

ગીત શીખવવામાં પહેલું પગથિયું તો એ છે કે જે ગીત શીખવવાનું હોય તે ગીત શિક્ષકે સુંદરમાં સુંદર રીતે છોકરાંઓ પાસે ગાવું. છોકરાઓ ધ્યાન રાખે, સાંભળે, ખુશી થાય, તેવી રીતે ગાનાર શિક્ષક બહુ સારૂં પરિણામ લાવી શકશે. ગીતની ધુન એ પ્રમાણે બાળકોના મગજ પર અસર કરી શકી છે એમ લાગે ત્યારે ગીત શીખવવા પ્રવૃત્ત થવું.

બીજું પગથિયું: ગીતની અંદરના શબ્દોના શુધ્ધ ઉચ્ચાર કરતાં શીખવવાનું છે. પહેલાં છુટા છુટા શબ્દોના ઉચ્ચાર શુદ્ધ કરી શકે તેટલો મહાવરો પડાવવો, અને પછી શબ્દસમુદાય બરાબર બોલી શકે તેવો મહાવરો પડાવવો. આ પ્રમાણે ઉચ્ચારશુધ્ધિ યથાયોગ્ય થયા પછીજ રાગમાં બોલાવવાની શરૂઆત કરવી.

ત્રીજું પગથિયું: રાગમાં બોલાવતાં દાખલ થઈ જતી ઉચ્ચારની અશુધ્ધિ કે ભાષાના કે શબ્દવ્યત્યયના દોષને સુધારવા તરફ લક્ષ રાખવુ. 'ઇશ્વર' એમ શુધ્ધ બોલનારાં છોકરાં ગાવામાં 'ઇશવર' કરે તે આવી બેદરકારીને પરિણામેજ.

આવા દોષો સુધારતાં શિક્ષકે ધ્યાન રાખવું કે ગુસ્સે થયાથી કે શિક્ષા કર્યાથી આવા દોષો સુધરી શકતા નથી. પહેલાં તો કર્ણદોષ નથી તેની ખાતરી કરવી, પછી જીહૂવા-દોષ હોય તો ધીમે ધીમે ટેવ પડાવવી, અને પછી બેદરકારી લાગે તો તે દૂર કરવી. પણ આ બધું કરવામાં ગુસ્સો કે શિક્ષા જરૂરનાં નહિં થઈ પડે. કંટાળ્યા વિના, છોકરાંને તેના દોષ પર ધ્યાન રાખતાં કરી, વારંવાર અનુકરણ કરાવ્યા કરવાથી આવા દોષો નાબુદ થઈ જાય છે. જુદી જુદી જાતના દોષ દૂર કરવા માટે જૂદી જૂદી જાતની યુક્તિ વાપરવાની જરૂર પડે છે, અને શિક્ષકની કિંમ્મત તેવી યુક્તિઓના ભંડોળથી અને તેવી યુક્તિ વાપરવાની કળાથીજ થાય છે.

ચોથું પગથિયું: ઘાંટા પાડયા વિના, ઘોંઘાટ જેવો દેખાવ ન થાય તેવી રીતે, ધીમેથી, સારામાં સારા અવાજથી, સાંભળવું ગમે તેવી રીતે. ગીત બોલતાં શીખવવાનું છે.

ગીત સાંભળનારને આનંદ ન થાય તો ગીત શીખવ્યાં શા કામનાં? ગીત બોલનારાંને પણ ગમ્મત ન પડે તોપણ શો લાભ? ગીતમાં કર્ણપ્રિયતા ન હોય, શાન્તિભર્યું માધુર્ય ન હોય, અને બોલનાર સાંભળનારને આનંદની પ્રાપ્તિ ન થાય, તો ગીત શીખવવાનો કશો પણ લાભ નથી, શીખવવાની કશી પણ જરૂર નથી.

આખા વર્ગને શીખવવાની એક રીત બતાવી આ વાત સંપૂર્ણ કરીશું. *

ઉપર બતાવેલાં ત્રણ પગથિયાં થયાં પછી, આખા વર્ગમાં સરસ રીતે બોલનારાં બે ત્રણ કે ચાર છોકરાંને આગળ લાવવાં. તેમને ગીતની એક ટુક સરસ રીતે બોલતાં શીખવવું; તેમને આવડી જાય પછી તેમાં બીજાં ત્રણચાર કે અનુકૂળ પડે તેટલાં છોકરાં ઉમેરવાં, અને એમને એમ એ ભાગ વધારતાં જઈ, દાખલ કરેલાં છોકરાં બરાબર તૈયાર થાય ત્યાં સુધી તેના પર શ્રમ લઇ, હળવે હળવે આખો વર્ગ ભેળો કરી દેવો. આમ એક ભાગને શીખવાતું હોય તે દરમ્યાન બીજાં છોકરાં બેધ્યાન ન રહે તે કાળજી

---

* આ વિષે વધારે માહિતીની ઈચ્છા રાખનારને 'મધુબિન્દુ' નામના બાળકો માટેના કાવ્ય સંગ્રહની પ્રસ્તાવના તરીકે લખેલો લેખ વાંચવાની ભલામણ કરવામાં આવે છે.

રાખવી. વારંવાર સાંભળવાથી ગીતમાં જે સુધારો થઈ શકે છે તે સુધારાના લાભ આખા વર્ગને મળે, માટે આખો વર્ગ બધો વખત ધ્યાનપૂર્વક સાંભળે એવી વ્યવસ્થા કરવી.

### ડ્રિલ

ડ્રિલ એ અંગકસરત તરીકેજ શીખવવાની કરાવવાની છે, એમ સમજી, કસરત તો છોકરાં કુદાકુદ અને દોડાદોડ કરે છે તેમાં પૂરતી મળી જાય છે માટે ડ્રિલથી વધારે ત્રાસ આપવાનું કારણ નથી એમ કેટલાક શિક્ષકો માને છે, અને તેથી ડ્રિલનો વખત ગમે તે રીતે કાઢી નાખે છે. ડ્રિલમાં બીજા બે હેતુ સમાયા છે એ શરૂઆતમાં કહેવામાં આવ્યા છે. વ્યવસ્થા, બંદોબસ્ત અને પરિણામે સરળ અને સફળ કામ બતાવી શકાય તે માટે ડ્રિલ બહુ ઉપયોગી સાધન છે. ડ્રિલ શીખવવામાં પહેલી બાબત તો જે કહેવામાં આવ્યું હોય તે તેવીજ રીતે કરવા-કરાવવાનો આગ્રહ રાખવો એ છે. ઉભા થવાનું કહેવામાં આવે, અને પચીશમાંથી બે છોકરા ઉભા ન થાય, ઉભા થયેલામાંથી કોઈ બાંકડાં પર પગ રાખી ઉભો રહે, કોઇ હાથનો ટેકો રાખે, કોઇ આડો ઉભો રહે એમ ગમે તેમ ઉભા રહે અને શિક્ષક જો તે તરફ દુર્લક્ષ રાખે, તો વ્યવસ્થા કે સુઘડતા કાંઇ દેખાય નહિં, અને છોકરાંને ગમે તેમ કામ કરવાની ટેવ પડી જાય. આવું પરિણામ ન આવે માટે ડ્રિલને-આવશ્યક ગણી, તેવી કુટેવો દૂર કરાવવા માટે અમુક વખત ટાઇમ ટેબલમાં નિર્ણીત કર્યો. પણ આ નિર્ણયનો અર્થ એવો કરવાનો નથી, કે ડ્રિલને વખતેજ સીધા સરખા ઉભા રહેતાં શીખવવું, અને તેમ ઉભા રહે તેવો આગ્રહ રાખવો, અને

બીજે વખતે ગમે તેમ ઉભા રહે તો ચાલે. આવી ગેર સમજ હાલના વખતમાં ઘણા શિક્ષકોની માલમ પડે છે. તેવા શિક્ષકે ભૂલી જાય છે કે વિષયો વિષયનાં માહાત્મ્ય માટેજ નહિં, પણ સારી ટેવો પાડવા, સારી કેળવણી આપવા, બાળકના સમગ્ર જીવનને કાયમની સારી અસર કરી દેવા માટેજ શીખવાય છે. આ વાત લક્ષમાં રાખીનેજ શિક્ષકે દરેક વિષય શીખવવાનો છે. ડ્રિલ માટે પણ તે બહુ જરૂરની વાત છે. હુકમ આપવાની સાથે હુકમ પ્રમાણે બરાબર અને સૌ એક સાથેજ અમલ કરે એ આગ્રહ રાખવો એ શિક્ષકે પહેલી વાત યાદ રાખવાની છે.

બીજી વાતઃ ભૂલ કરનારાં છોકરાંને ટોકતાં, સુધારતાં, જરાપણ આળસ ન કરવું તે છે. સમસ્ત વર્ગને સૂચના આપી દીધી એટલે કામ થઇ ગયું એમ માનવું નહિં. તે સૂચનાનો અમલ દરેક વ્યક્તિ કેવી રીતે કરે છે તે જોતા રહેવું જોઇએ, અને જે કોઈ જરા સરખી પણ કસુર કરે તેને એકદમ ચેતવણી આપવી, અને બધા એક સરખી રીતે કરતા જાય તેવો આગ્રહ રાખવો.

ત્રીજી વાતઃ ભૂલ કરનારાં છોકરાંને સુધારતી વખત ઘણા શિક્ષકો બીજાં છોકરાંને તેમને તેમ ઉભા રહેવા દે છે. હાથ ઉંચા કરવાના હોય, કરવાનો હુકમ આપ્યો હોય, છોકરાંએ હાથ ઉંચા કર્યા હોય, પણ બે ચાર જણે બરાબર રાખ્યા ન હોય એટલે શિક્ષક તેવાંને સુધારવા જાય છે, કહે છે, અને તે ભૂલ ન સુધારે ત્યાં સુધી બીજાં છોકરાં તેમને તેમ હાથ

રાખીને ઉભાં હોય છે. આમ કરતી વખત જો વધારે છોકરાંને સુધારવાનાં હોય છે, તો ખરૂં કામ કર્યું હોય તેવાં છોકરાંને ઘણો વખત તેમનું તેમ ઉભા રહેલું પડે છે. પરિણામે તેઓ થાકી જાય છે અને શિથિલ થઇ જાય છે. આવું ન થાય માટે શિક્ષકે ખાસ લક્ષમાં રાખવું કે પોતે ભૂલ કરનારને સુધારતા હોય તે વખતે બીજાને વૃથા શ્રમમાં તો રહેવું નથી પડતું. આ કાળજી રાખવી એ શિક્ષકને માટે ખાસ જરૂરનું છે.

ચોથી વાતઃ—ડ્રિલ કરાવતાં છોકરાં થાકી ન જાય તેનું ધ્યાન રાખવું. છોકરાની ઉમ્મર અને તાકાત પ્રમાણેજ તેમની પાસેથી કામ લેવું. ડ્રિલ ઓછી કે બેદરકારી ભરી કરાવવી એ જેમ ખોટું છે, તેમજ ડ્રિલમાં અતિ ઘણો શ્રમ આપવો એ પણ ખોટું છે. પરંતુ ઘણી વાર ડ્રિલ કરનારને જરા પણ કસરત થતી જણાતી નથી, એ પણ ખોટું છે. હુકમને તાબે થતાં અને એક સાથે કામ કરતાં શીખવવાની સાથે શરીરને પ્રમાણ સર શ્રમ પડે એ પણ જોવાની જરૂર છે.

પંચમી વાતઃ—ચાલાકી રાખવી, અને શિક્ષકે જાતેજ કામ કરાવવું. ઘણી વાર શિક્ષક પોતે ખુરશીમાં બેઠા બેઠાજ હુકમ આપે છે, હુકમ પણ એવા એદી અવાજે આપે કે કેમ જાણે પરાણેજ બોલતા હોય તેવું લાગે છે. ઘણી વાર છોકરાનેજ હુકમ આપવાનું કહે છે, અને શિક્ષક કાં તો બગાસાં ખાય છે, વર્ગ બહાર કામે જાય છે કે દફતરનું કે બીજું કામ કરે છે. આમ કરવું એ અત્યંત ખરાબ છે,

શિક્ષકે પોતે ઉત્સાહથી, ચાલાકીથી, છોકરાઓ ઉમંગમાં આવી જાય તેવા અવાજથી, હુકમ આપવા જોઇએ, અને સંપૂર્ણ ચાલાકી બતાવવી જોઈએ. શિક્ષકનો નમુનો બાળકો પાસે હમ્મેશાં ઉત્તમ પ્રતિનોજ રહેવો જોઈએ. છોકરાંઓને અપાયેલા હુકમો–શીખવેલા દાવો બરાબર યાદ છે કે કેમ એ જોવા માટે કોઇ કોઈ વાર છોકરાં પાસે અને તે પણ વારાફરતી બધાં છોકરાં પાસે–હુકમ આપાવવાનું ધોરણ રાખવાની જરૂર છે; પણ તેમાં પણ બે વાતની કાળજી રાખવી. એક તો હમ્મેશાં એકના એક છોકરા પાસે હુકમ અપાવ્યા ન કરવા. અને બીજું છોકરો હુકમ આપે છે માટે પોતે ફરતા ફરે તો હરકત નહિં એવું ન સમજવું. દરેક વર્ગમાં, અને ખાસ કરીને બાળવર્ગમાં તો એક પણ ક્ષણ એવી ન હોવી જોઇએ કે જે વખતે બાળકો અને શિક્ષકનો સંબંધ તૂટે કે ખંડિત થાય. એકે વિષયમાં તેવું થવું ન જોઈએ. ડ્રિલમાં તો જરાપણ તેવો વિક્ષેપ ન પડે તે બરાબર સંભાળવું.

---

## ૭

## આલેખન (ડ્રોઈંગ.)

ડ્રોઈંગ–ચિત્રકામ–આલેખનની શરૂઆત તો બાળક લખવાની શરૂઆત કરે છે ત્યારથીજ થવા લાગે છે. અક્ષરો–આંકડાઓ–કાઢવા એ પણ આલેખનજ છે. એવા ઝીણા ઝીણા, સારા મરોડવાળા, અક્ષરો કાઢતાં શીખવનાર શિક્ષક ઘણીવાર શંકા કરે છે કે બાળવર્ગમાં આલેખન તો કેમ કરાવી

શકાય ? બાળવર્ગમાં ભાગ્યેજ કોઇ શિક્ષક તે સંબંધે જોઇએ તેવો આગ્રહ રાખે છે. પરંતુ શિક્ષકે સમજવું જોઇએ કે અક્ષર અને આંકડાનું લેખન માત્ર વાંચવા લખવામાંજ ઉપયોગી થાય છે, પણ આલેખન તો દરેક ધંધામાં, દરેક ઉદ્યોગમાં, મનુષ્ય જીવનના દરેક પ્રસંગે અતિ ઉપયોગી થઇ શકે તેવું સાધન છે. તેવો વિષય શીખવવામાં બેદરકાર રહેનાર શિક્ષક છોકરાંનાં જીવન સંબંધે કેટલો બેદરકાર ગણવો જોઇએ એ જ્ઞાન હજી, આપણી શાળા ચલાવનારાઓમાં ભાગ્યેજ આવ્યું જણાય છે! સરકારી નિશાળોમાં તો આલેખન હવે ફરજીયાત થયું છે અને તેથીજ મીંચાંકી ચાંદે ચાંદ કહેનારી આપણી પ્રજા પોતાની ખાનગી નિશાળમાં આલેખન શીખવવા લાગી છે, પણ તે વિષે કેટલી થોડી કાળજી રાખે છે! આટલું આ લખાણ બાળવર્ગના દરેક શિક્ષકને, આલેખનની જરૂરીઆત લક્ષમાં રાખવા કર્યું છે, અને પહેલી સૂચના તો એજ છે કે જીંદગીને ઘડનારા, જીંદગી સારી રીતે ગાળવામાં ઉપયોગી થનારા–વિષયોમાં આલેખનનો પણ સમાવેશ થાય છે, અને તેથી તે વિષય પર પૂરતું લક્ષ આપવાની જરૂર છે.

આલેખનનો પ્રારંભ કરવાની પદ્ધતિ સંબંધે બે મત છે. પણ બાળવર્ગનો શિક્ષક તેની દરકાર નહિં કરે તો ચાલશે. સીધી લીટીઓ અને તેથી બનતા આકારો, ગોળ અને તેના ખંડો, અને તે બંનેનાં જોડાણથી ઉપજાવી શકાતા સુંદર આકારો; આટલું શીખવવાની સાથે પદાર્થો અને

પ્રાણીના આકારોની રૂપરેખા કઢાવવાથી પણ છોકરાંને આનંદ થાય છે, અને જ્ઞાન મળે છે.

આલેખનમાં સફાઈ, શુદ્ધિ, અને સૌંદર્યપર ખાસ લક્ષ રખાવવું. બાળવર્ગમાં ઉત્તમોત્તમ કામ કદાચ ન થાય તો તેથી ચીડાવું કે બહુ ઉંચું લક્ષ્ય રાખી, બાળકોને ત્રાસરૂપ થવું, એ શિક્ષકને માટે યોગ્ય નથી. છોકરાંઓ સારામાં સારૂં કામ કરી શકે તેટલો તો આગ્રહ રાખવોજ, પણ બાળવર્ગનાં છોકરાં સરસ ચિતારા જેવું કામ બતાવે એવો લોભ રાખવામાં ડહાપણ નથી. પણ તેટલા માટે ગમે તેવું કામ કરે, તોપણ 'એ તો બાળક છે' એમ સમજી દરગુજર કરવું જોઈએજ નહિં.

બાળવર્ગમાં પ્રાણી કે પદાર્થનાં ચિત્રોની વાત લખી છે તેથી કેટલાક વાંચકોને કદાચ હસવું આવશે. તેની સમજુત તરીકે કહેવું જોઇએ કે પ્રાણીનાં ચિત્રો એટલે સરસ ચિત્રો થવાં જોઈએ એવું સમજવાનું નથી. છોકરાં ગાય કે ઘોડો જોતાં હોય, તેમને તે કાઢવાનું કહેતાં, ચાર પગ તો અવશ્ય કાઢવા જોઇએ એટલું તો સમજી શકશે, આકાર ગમે તેવો કાઢે, પણ મુખ્ય મુખ્ય બાબતો છોકરાંનાં લક્ષમાં છે કે કેમ, અને તે તેઓ આલેખનથી દર્શાવી શકે છે કે કેમ એ જાણી શકાય છે, અને તે દ્વારા ઘણી સારી કેળવણી મળતી જાય છે. કાગડો કે પોપટ કાઢતાં પણ છોકરાંને ઘણુંક લાભકારક જ્ઞાન ચોક્કસ કરવું પડશે, અને બાળવર્ગમાં આલેખનનાં આવાં, અને આટલાં જ્ઞાનથી સંતોષ માનવો જોઇએ.

સીધી લીટીઓ, અને ગોળ અને તેના ખંડના આકારો તો, 'લખવાની શરૂઆત'માં બતાવેલી સૂચના પ્રમાણે હળવે હળવે શીખવવા, પણ તે લખવાની શરૂઆત વખતે સાધારણ ગમે તેવા આકારથી સંતોષ માની લેવામાં આવ્યો હોય, તેના કરતાં આગળ વધી તે આકારો વધારે સારા, સ્વચ્છ, સુંદર થાય એ આલેખનના વિષયમાં ધ્યાનમાં રાખવું.

પ્રાણી, પદાર્થોના જે કાંઈ ચિત્રો માગવામાં કે કઢાવવામાં આવે તેમાં છોકરાં હર હમ્મેશ જોતાં હોય તેવાંજ પ્રાણી કે પદાર્થ લેવા—છોકરાંને ઘરગથ્થુ થઈ ગયેલ હોય તેવાનાંજ ચિત્રો પડાવવાં. અને તે ચિત્રો પણ રૂપરેખા જેવાંજ થાય તેથી સંતોષ માનવો.

આ પ્રમાણે શીખવવાથી સામાન્ય જ્ઞાન વધારવાને, જ્ઞાન બરાબર ચોકકસ કરાવવાને, અને તે સાથે છોકરાંને વિનોદ અને ગમ્મત આપવાને પ્રસંગ મળશે એ તો કાળજીવાળો શિક્ષક અનુભવથી એકદમ જોઇ શકશે.

---

## ૮

## રમત અને ઉદ્યોગ.

બાળવર્ગના શિક્ષકોનેજ નહિં, પણ ઘણાક મુખ્ય શિક્ષકો અને કોઇ કોઈ અધિકારીને પણ આ શીર્ષક જોઈને જરા નવાઈ જેવું લાગશે. આપણા માબાપોમાં અને શિક્ષકોમાં પણ એજ એક સમજ વ્યાપી રહી છે કે નિશાળમાં તો

હાબ, ત્રાસ, મારકુટ, અને તે દ્વારા ભણુ ભણુજ થવું જોઈએ. નિશાળમાં રમત એ તો અત્યંત વિરોધી વાત જણાશે. આ વિરોધનો વિગત ભર્યો ઉત્તર આપવો એ તો એક સ્વતંત્ર લેખથીજ બની શકે. આંહિ તો ટુંકામાં જણાવી દઈશું કે રમત અને ઉદ્યોગ એ નાનાં બાળકને કેળવનાર ઉત્તમમાં ઉત્તમ સાધન છે. છોકરાં સ્વભાવથીજ રમતને પસંદ કરે છે, અને તે શોખને શુભ પરિણામ લાવનારો કરવામાં નથી આવતો એટલે આપણાં બાળકો ભણીને ગમાર જેવાં થઈ રહે છે. ઉદ્યોગ, શ્રમ, એ પણ બાળકો માટે કુદરતી આવશ્યકતા છે. નાનું બાળક આળસુ કે નવરૂં બેસી રહેવાનું પસંદ નહિં કરે. કાંઈને કાંઇ કરવાની તેની ટેવ તદ્દન કુદરતી માલમ પડશે. આવું હોવા છતાં, મોટાં છોકરાં આળસુ અને ભણેલાઓ શ્રમને અને ઉદ્યોગને ધિક્કારનારા થઈ જાય છે તેનું કારણ ઘણે ભાગે બાળકેળવણીની ખોટી દિશાજ છે એમ કહી શકાશે.

બાળકોને રમવાથી શારીરિક અને માનસિક શકિત ને કેળવણી મળે છે અને તે ઉપરાંત, રમતો દ્વારા શિક્ષણ ની શરૂઆત કરવામાં આવે, તો શિક્ષણ બહુ ફળદાયી થાય, શિક્ષણ આપનાર તરફ બાળકોનો ચાહ વધે, શિક્ષણ આપવાની જગા પણ આકર્ષક બને અને નિશાળનો અને ભણવાનો જે કંટાળો બાળક માત્રમાં માલમ પડે છે તે આપોઆપજ નાબુદ થાય.

આ પરિણામ આવે છે કે નહિં, એ જોવા ઇચ્છનાર શિક્ષકને એક તો નાનાં બાળકોની દિનચર્યા પર લક્ષ રાખ

વાની ભલામણ કરીએ છીએ, અને બીજી ભલામણ રમત અને ઉદ્યોગ બાળવર્ગમાં દાખલ કરવાની કરીએ છીએ.

રમતો કેવી કેવી દાખલ થઈ શકે એ આંહિં માત્ર દિગ્દર્શનથીજ બતાવીશું. આપણા બાળવર્ગમાં પાંચ વર્ષ પૂરાં કર્યાં હોય તેવાંજ છોકરાં હોય છે એમ સ્વીકારીનેજ આ રમતો બતાવવામાં આવે છે. રમતો છોકરૂં એટલું એકલું રમે તેવી અને થોડાં છોકરાં ભેગાં થઇ રમે એવી એમ બે જાતની હોય શકે. એકલાં એકલાં રમવાની રમતોમાં રમકડાં જોઇએ. નાની ગાડીઓ, ઘોડા, બળદ, ઘરમાં વપરાતા સામાનના નાના નાના નમુના, જુદાં જુદાં ફળ ફૂલ કે તેના નમુના, થોડી દોરીઓના ટુકડા, નાના નાના કલાઈના ડબ્બા ડબ્બી, કચુકા ઠળિયા, સોટી લાકડી દંડીકા, દડાં ચકકરડી ગેડી, ચિત્રવાળી ચોપડીઓ, પાનાં, વગેરે; કુંડાં, ઝારા બાલદી વગેરે બગીચાનો સામાન: આવી પુષ્કળ વસ્તુઓનો સંગ્રહ હોય, તો છોકરાંઓ પોત પોતાની મેળે પસંદ પડતી વસ્તુઓ લઇ રમવા લાગશે. તેઓ રમે તે દરમ્યાન શિક્ષકે વર્ગબહાર જતા રહેવાનું કે ખુરશીમાં પડયા રહેવાનું નથી. એકજ જાતની વસ્તુ માટે છોકરાં અંદર અંદર લડે નહિં, રમતાં રમતાં વિખવાદ ઉત્પન્ન થાય નહિં, અવ્યવસ્થા અને ઘોંઘાટ મચાવી મૂકે નહિં, અને પરસ્પર એક બીજાની સંભાળ રાખીને રમે, વગેરે બધી કાળજી રાખવાનું શિક્ષકનું કામ છે. છોકરાં સાથે જરા જરા રમતમાં ભળવાથી, તે છોકરાંનો સદ્‌ભાવ વધારે મેળવી શકશે. આ પ્રમાણે રમતનું પોષણ

દાખલ કર્યાથી શિક્ષક જોઇ શકશે કે છોકરાંની સંખ્યામાં હાજરીમાં, અને કાળજીમાં સારો ફેરફાર થતો જશે.

આવાં સાધનો ક્યાંથી લાવવાં એ પ્રશ્ન સહજજ ઉઠશે. પણ નિશાળ નિશાળની સ્થિતિ પ્રમાણેનાં સાધનો મેળવવાં એ કોઇ પણ શિક્ષકને ભાગ્યેજ મુશ્કેલી જેવું લાગશે. સરકારી કન્ટીજન્સી વગેરે જે મળતું હોય તેમાંથી કરકસર કરવાથી થોડું બચાવી શકાશે. તે ઉપરાંત, હિન્દુ લોકોની દાનવૃત્તિને એ પ્રવાહે વળાશે તો બહુજ સહેલાઇથી મદદ મળી જશે. ઇનામના મેળાવડા વખતે, કોઇ નવો છોકરો દાખલ થતો હોય તે વખતના ખુશાલીના પ્રસંગે, ગામમાં કાંઈ સારો બનાવ બન્યો હોય તે શુભ ટાંકણે, શિક્ષક ઘણીજ સહેલાઈથી નાની સુની રકમ મેળવી શકે છે અને તે રકમનો આવાં રમકડાંની ખરીદીમાં થયેલો ઉપયોગ, કોઇપણ ગૃહસ્થ જુએ, તો તેવાં સાધનો માટે જોઇતાં નાણાં મળી આવવામાં કશી અડચણ ન પડે એવી ખાતરી દરેક શિક્ષકને થઈ શકશે.

રમકડાંનો સદુપયોગ, બાળકોને લાભ, અને અસર કરે તેવી કરકસરઃ આટલી બાબત બતાવી શકાશે તો નાણાં તો સારી પેઠે મળી રહેશે એ ખાતરી છે.

છોકરાંઓ સાથે મળીને રમી શકે તેવી રમતો તો શિક્ષકે સાથે રમીનેજ શીખવવી, રમાડવી. શિક્ષકની હાજરી તો આવે વખતે પણ આવશ્યકજ સમજવી. તેવી રમતો શિક્ષક પોતાની મેળે કલ્પી શકશે. છોકરાં રમતાં હશે તે

જાણી રમાડી શકશે. એ ત્રણેકની સૂચના આપીનેજ અહિં તો અટકવું પડશે.

સાત તાલીની રમત તો સૌને જાણીતી હશે. ચાર ખૂણે ચાર છોકરાં ઉભાં રહે અને વચમાં એક દાવ આપે અને ખાલી પડેલે ખૂણે ભરાઈ જવા પ્રયાસ કરે-જેને આ લખનાર ' ચલક ચલાણું, કયે ઘેર ભાણું ? ' એવા નામથી ઓળખે છે તે, પાંચ પાંચ છોકરાંની ટુકડીને રમાડી શકાશે.

'સદા ભૂલી'ની રમત પણ ગુજરાતમાં જાણીતી છે. રેલ ગાડીની ગમ્મત સાથે જ્ઞાન આપનારી રમત નાનાં છોકરાં બહુ આનંદથી રમે છે.

'મારો ભાઈ (કે બ્હેન) કયાં છે ?' એ એક રમત જાણવા જેવી છે. જેટલાં છોકરાં હોય તેટલાં ગોળ કુંડાળું વળી ઉભાં રહે-એક બીજાને હાથમાં હાથ-આંગળાંના આંકડીયા-ભરવી ઉભાં રહે અને દાવ દેનારૂં એક છોકરૂં તથા રમાડનાર જણ બે કુંડાળામાં વચમાં ઉભાં રહે. પછી રમાડનાર જણ કુંડાળું વળી ઉભેલાં છોકરાંમાંથી કોઇ એક છોકરાનું નામ દીધા વિના, તેણે પહેરેલાં કપડાં કે ચહેરા મ્હોરાનું વર્ણન કરે-મારો ભાઈ કયાં છે ? તેણે ધોળી ધોતલી પહેરી છે, કાળા જોડા છે, માથે લાલ ટોપી છે, કોઇ જાણો છો તે કયાં છે ? એમ સવાલ પૂછે એટલે દાવ દેનારૂ છોકરૂં કુંડાળાની બહાર નીકળી, જેણે વર્ણવેલ કપડાં વગેરે પહેર્યાં હોય તેની પાસે ગોળ ફરતું ફરતું પહોંચી જાય-બરાબર હોય તો તે છોકરાંની જગા લઇ તેને દા દેનારતરીકે મોકલે, ખોટું

પડે તો છોકરાં હસી, તાળી પાડી, ખોટું ખોટું કહે અને ફરીથી દા દેવો પડે.

'મોર, મોર, ક્યાંથી જઇશ" એ પણ એક રમત નાનાં છોકરાંને ગમ્મત આપે તેવી છે. બધાં છોકરાં એક બીજાના હાથના આંકડીઆ ભીડી ઉભા રહે, દા દેનારો વચમાં રહે, અને મોટું છોકરૂં તેને પૂછે 'મોર, મોર, કયાંથી જઈશ ?' જે બે છોકરાં વચ્ચે થઇને જવું હોય તેનું નામ મોર આપે અને તેની વચ્ચેથી નીકળવા જાય. તે નીકળી જાય તો પેલા બેમાંથી એક માથે દાવ આવે અને નહિંતર તેનો તે જણ દાવ ફરી આપે.

આવી આવી ઘણી રમતો પહેલાં પ્રચલિત હતી તે હવે નાબુદ થવા આવી છે, તેનો પુનરૂધ્ધાર કરવો જોઇએ, અને કેટલીક તો નવી પણ કલ્પી નાનાં બાળકો માટે તૈયાર કરવી જોઇએ. એવું કામ કરનાર નાનાં બાળકો પર, તેમની કેળવણી પર, અને તેમના આનંદ પર ઘણી સારી અસર કરી શકશે અને પરિણામે આખા દેશનો પણ ઉપકારક ગણાશે.

રમતના જેવોજ ઉપયોગ અને તેના જેવોજ લાભ ઉદ્યોગનો છે, કાંઇક વધારે હશે પણ ઓછો તો નહિંજ. છતાં, આપણા બાળવર્ગમાં ઉદ્યોગનું તો નામ સરખું દેખાતું નથી. ઉદ્યોગમાં ઉદ્યોગ માત્ર લખવા વાંચવાનોજ છે. નાનાં બાળકોને ચચ્ચાર કલાક તેવા કામમાં ગોંધી રાખવાના અનર્થો પર હજી આપણા શિક્ષકનું લક્ષ ગયું નથી એ ખરેખર દીલગીર થવા જેવી બીના છે.

શિક્ષક અનુભવથી ખાતરી કરી શકશે કે નાનાં બાળકોને ઉદ્યોગ બહુ ગમે છે. કાંઇ કાંઇ કામ કરવાનું હોય છે તો તેઓ બહુજ ખુશી થાય છે. તેમને કરવાના ઉદ્યોગ બહુ શ્રમવાળા કે સમય લે તેવા તો નજ જોઇએ, કારણ નાનાં બાળકને એક કામપર બહુ વાર ધ્યાન ચોંટાડીને રહેવું એ મુશ્કેલ પડે છે. તેના ઉદ્યોગોમાં રમત, રમતનાં સાધનો અને તેનું સામાન્ય જ્ઞાન વધે તેવી વાત પર નજર રાખવાની જરૂર છે.

જૂદા જૂદા રંગના મણકા હોય, કે જૂદી જૂદી જાતના કચુકા કે ઠળિયા હોય તેનો એક ઢગ કરી પછી તેને જૂદા જૂદા કરવાનો ઉદ્યોગ છોકરાંને કામ આપે છે, તેની સાથે જ્ઞાન પણ આપે છે.

એક વાર જેમ તેમ ઢગલા કર્યા હોય, તે પછી સીધી હારમાં ગોઠવે, ગોળ ગોળ કુંડાળાં કરે, કે છોકરાંને જાણીતા હોય તેવા સહેલા આકારોમાં ગોઠવે એ ઉદ્યોગ પણ કામ અને જ્ઞાન બંને માટે ઉપયોગી થઇ પડશે.

તે ને તે વસ્તુઓથી માળા પરોવવી, તેમાં જુદી જુદી જાત કે રંગના મણકાઓ કે ઠળીઆઓ અમુક અમુક સંખ્યામાં લેવા વગેરે ઉદ્યોગ ઉપર બતાવેલા ઉદ્યોગની જાતમાં પ્રગતિ કરાવનારૂં પગથિયું થઈ પડશે.

મલોખાં, સરકટ, કે તેવા પોચા પદાર્થની જૂદી જૂદી જાતનાં રમકડાં તૈયાર કરવાં, જેવાં કે ટેબલ, ગાડું, બંદુક, કુંડાં, ખુરશી; એ પણ ઉદ્યોગ દરેક નિશાળ વગર મુશ્કેલીઓ દાખલ કરી શકશે.

માટીના આકારો–ગોળા, સુલા, ફળના નમુના એવી એવી કેટલીક ઉપયોગી અને બાજુીતી ચીજોના આકારો છોકરાં તૈયાર કરી શકશે. આ ઉપરાંત બગીચાનાં કે ખેતરનાં કામનો ઉદ્યોગ, કપડાં ધોવાનો ઉદ્યોગ, ખેતરમાં, નદી કાંઠે કે દરિયા કાંઠે કે એવી અનુકૂળ જગાએ કુબા, ઘર, ગામ, મંદિર, ટેકરી, કોટ, કિલ્લા વગેરેના આકારોની રમતનો ઉદ્યોગઃ આવા આવા ઘણા ઘણા ઉદ્યોગો નાનાં બાળકોને ઉપયોગી થઇ પડે તેવા છે.

આ ઉદ્યોગોમાં હવે પછી જણાવવામાં આવવાની કિન્ડર ગાર્ટન બક્ષીસોના ઉદ્યોગનો પણ સમાવેશ કરી શકાશે.

રમત અને ઉદ્યોગ હર હમ્મેશ એક કે પોણો કલાક રાખવાથી, અને ક્રમ પ્રમાણે એક પછી એક, અથવા સોમવારે એક રમત અને ઉદ્યોગ, મંગળવારે બીજી જાતની રમત અને બીજો ઉદ્યોગ, એમ દર સોમ અને દર મંગળે તેની તે રમત અને ઉદ્યોગ ફરીથી આવે તેવી વ્યવસ્થા કરવાથી અઠવાડિયાના દરેક દિવસે જૂદું જૂદું કામ રાખી શકાશે.

રમત અને ઉદ્યોગને દરેક નિશાળે પોતાનું એક આવશ્યક કામ સમજવાની હવે બહુ જરૂર છે. ભણેલા કામથી કંટાળે છે, શ્રમથી મુક્ત રહેવા ઇચ્છે છે, આળસુના પીર જેવા બની જાય છે, અને ટાઢે છાંયડે મળતો રોટલો પસંદ કરે છે, તેનું મુખ્ય કારણ તેમની બાળકેળવણી છે એમ કહેવામાં અત્યુક્તિનો દોષ ગણનારા નીકળશે ખરા;

તોપણ તેમાં ઘણે ભાગે સત્ય સમાએલું છે, તેની કોઈ ના કહી શકશે નહિ. બાળકનાં કુમળાં મગજમાં જે સંસ્કારો પડે છે તેજ વિકસિત થઈ મોટા માણસને ઘડે છે. માટે બાળકપણમાંથીજ ઉદ્યોગનો શોખ અને જરૂરીઆત બરાબર ઠસાવવામાં આવે એજ મોટા માણસને તે તરફ પ્રેરવામાં બહુ જરૂરનો ઉપાય છે એની કયો શિક્ષક ના પાડી શકશે?

---

૯

## કિન્ડરગાર્ટન બક્ષીસો

કિન્ડરગાર્ટન એ શું છે એ વિષે તો આ લખનારે 'કિન્ડરગાર્ટન સંબંધે છ લેખો' નામની ગ્રંથિકામાં પહેલા લેખ તરીકે સમજાવ્યું છે, તેથી આંહિ પુનરૂક્તિની જરૂર નથી. માત્ર એટલુંજ કહીશું કે, (૧) કિન્ડરગાર્ટન એ એક વિષય નથી; પણ કેળવણીની એક પદ્ધતિ છે. (૨) તે પદ્ધતિ પ્રમાણે શીખવવા માટે જે ક્રમ ગોઠવવામાં આવ્યો છે તેને જૂદી જૂદી બક્ષીસોમાં વિભક્ત કરવામાં આવે છે; તેવી બક્ષીસો ૨૦ છે. ૩. કિન્ડરગાર્ટન બક્ષીસોની શરૂઆત બાળક ત્રણ વરસનું થાય ત્યારથી કરવાની છે, ૭ વરસ પૂરાં કરે ત્યાં તો બધી બક્ષીસો પૂરી થઈ જવી જોઇએ. ૪. આપણે ત્યાં તો નિશાળોમાં તેટલી ઉમ્મરનાં બાળકોને દાખલ કરવાનાં ન હોવાથી તે તે બક્ષીસો તેના તેજ સ્વરૂપે શીખવવાનું બનેજ નહિં; શીખવવી એ કેટલીક વખત ફારસ જેવુંજ લાગી જાય છે. ૫. મોટી મુશ્કેલી તો કિન્ડરગાર્ટન માટે

શિક્ષકોને જે ખાસ કેળવણી અને શિક્ષણ મળવું જોઈએ, તે આપનાર એકે સંસ્થા નથી તે છે, અને તેને લીધે કિન્ડરગાર્ટન શિક્ષક કહી શકાય તેવો કોઇપણ શિક્ષક હોવાનો સંભવજ નથી. ૬. આવું છે, તોપણ કિન્ડરગાર્ટન બક્ષીસો આપણી નિશાળોમાં ચલાવી શકાય, ચલાવવાથી બહુ લાભ થાય છે એમ નિશ્ચિતપણે કહી શકાય તેવું છે; માટે અનુકૂળ પડતી બક્ષીસો, અનુકૂળ જણાય તેવી રીતે અને તેટલા પ્રમાણમાં શીખવવી એ બહુ જરૂરનું છે. જૂદા જૂદા વિષયો શીખવવામાં એ બક્ષીસો ઉપયોગી સાધન તરીકે વાપરી શકાય છે.

પદાર્થપાઠ શીખવતાં આકારોનું શિક્ષણ આપતી વખત કિન્ડરગાર્ટન બક્ષીસ ૧, ૨, ૩, ૭, ૧૫, ૧૮, ૧૯, ૨૦ એ બધીની મદદ લઈ શકાશે, લેવાથી છોકરાંઓને પ્રત્યક્ષ જ્ઞાન આપી શકાશે. દડા, ઘન વગેરે આકારો, ૭મીના કાગળના કટકામાંના તેવા આકારો, ૮મીથી સળીથી અને ૧૫મીથી પટ્ટીથી બનાવવામાં આવતા આકારો, ૧૮મીથી કાગળના, ૧૯મીથી સળી અને વટાણા કે મીણની ગોળીથી, ૨૦મીથી માટીના આકારો, આ બધાની મદદથી પદાર્થપાઠ વખતે આકારોનું જ્ઞાન બહુ પાકું અને રસિક રીતે આપી શકાશે. તેમજ રંગનું જ્ઞાન આપવામાં પહેલી બક્ષીસ તો બહુજ ઉપયોગી થઇ પડશે.

રમત અને ઉદ્યોગ માટે તો આ બધી બક્ષીસો સારાં અને તૈયાર સાધન તરીકે કામમાં લઈ શકાશે.

લખવાની શરૂઆત કરાવતાં પણ ૮મી, ૯મી બક્ષીસોનો ઉપયોગ બાળકોને બહુ આનંદ આપનારો થઈ પડે છે. સીટી તથા ગોળથી જે જે આકારો બનાવવામાં આવે તે તે આકારો સળી અને કડી વતી બનાવવાનું કહેવામાં આવ્યાથી છોકરાંને પ્રથમ મળેલું જ્ઞાન પાકું થશે, પોતપોતાને કરવાનું કામ જાતે કરતાં હોવાથી રસ પડશે, અને રસના પ્રમાણમાં જ્ઞાન સચોટ અને શિક્ષણ સફળ થશે.

દશમી બક્ષીસ તો આલેખનનીજ હોવાથી તેનો તો આલેખન શિખવતાં સારો ઉપયોગ કરી શકાશે.

૧૨મી, ૧૩મી, અને ૧૪મી બક્ષીસો આકારના શિક્ષણ માટે અને ઉદ્યોગ તરીકે ઉપયોગી જણાશે.

૧૫મી, ૧૮મી બક્ષીસો પણ છોકરાંની હોંસને વધારનારી થવા ઉપરાંત, ઉદ્યોગ તરીકે તેમનો ઉપયોગ શિક્ષણનાં કાર્યમાં બહુ મદદરૂપ થઈ પડશે.

જ્યારે બાળવર્ગમાંની એક ટુકડી એક કામ કરતી હોય, ત્યારે બીજી ટુકડીઓને ઉદ્યોગી રાખવામાં આ બક્ષીસો બહુ સરળ સાધન બની શકશે. શિક્ષક જ્યારે એક ભાગ સાથે કામે લાગ્યા હોય, ત્યારે બીજા ભાગમાંનાં છોકરાંને જૂદી જૂદી બક્ષીસો વહેંચી આપી, જૂદું જૂદું કામ કરવાનું કહેવામાં આવશે તો વર્ગ વ્યવસ્થિત રહેશે, અને શિક્ષકને અમુક જાતની રાહત મળશે.

કિન્ડરગાર્ટન બક્ષીસો તેના તે સ્વરૂપમાં, તેની સ્થાપિત પદ્ધતિથી નહિં શીખવાય તોપણ ઉપર સૂચન કર્યું છે તે

પ્રમાણે તે બહુ ઉપયોગી સાધન તરીકે કામમાં આવે છે, અને સારો શિક્ષક તેના ઘણા લાભ લઇ શકે છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિમાં એક બીજાનું કામ ધ્યાનમાં રાખી, સૌ સાથે કામ કરતાં શીખવાની આવડત એ આવશ્યક ગુણોમાંનો એક મુખ્ય ગુણ ગણાય છે, માટે તે બક્ષીસો શીખવતાં, જેટલાં છોકરાં કામ કરતાં હોય તેટલાં એક સાથે કરે, એક બીજાની આગળ પાછળ ન થઇ જાય એ જોવાનો ખાસ આગ્રહ રાખવો.

બીજો તેવોજ ગુણ સફાઇબંધ, સરસ, પ્રમાણુસર, અને શાન્તિથી કામ કરવાની ટેવ એ ગણાય છે. બધાં છોકરાંના આકાર એક સરખી હારમાં, એક સરખા પ્રમાણમાં, કાંઇ પણ આડું અવળું ન હોય તેવી રીતે, અને બોલ્યા ચાલ્યા વિના, મુંગા મુંગા અને આનંદપૂર્ણ ચહેરે, થવા જોઇએ. આવું કામ ન થાય, તો કિન્ડરગાર્ટન પદ્ધતિનો અમલ થઇ શકતો નથી એમ જાણવું.

કિન્ડરગાર્ટન પદ્ધતિ શોધી કાઢનારના ઘણા હેતુઓમાં એક એ પણ હતો કે તે દ્વારા છોકરાં પોતપોતાની સ્વાભાવિક પ્રવૃત્તિ—કુદરતી વલણ-પોતાની મેળે મેળવતાં થાય. આ હેતુ પણ હુશિયાર શિક્ષક, ઉપર બતાવ્યું છે તે રીતેજ બક્ષીસો શીખવતાં છતાં પણ, કંઇક અંશે, સફળ કરી શકશે. કોઈ છોકરૂં આલેખન બહુ સારી રીતે કરતું માલમ પડશે, કોઈ છોકરૂં ત્રીજી ચોથી વગેરે બક્ષીસોના આકારોમાં પોતાની સ્વાભાવિક બુદ્ધિ વ્યકત કરશે, કોઈ છોકરૂં માટીના આકારો બનાવવામાં હાથની કુશળતા બતાવશે, કોઇ છોકરૂં

પંદરમી બક્ષીસમાં પટ્ટીઓ ગોઠવવામાં ચંચળ જણાશે, તો કોઈ છોકરૂં રંગની મેળવણીમાં સુંદર કામ કરશે. આમ જણેજણનું વ્યકિતત્વ જાણવા સારા શિક્ષકને સંપૂર્ણ તક મળશે, અને હુશિયાર શિક્ષક તે વ્યકિતત્વના લાભ કેમ લેવા એ કલ્પી શકાશે.

આવું પરિણામ ન લાવી શકાય તોપણ કિન્ડરગાર્ટન બક્ષીસો નિશાળમાં દાખલ કરવાના લાભ કાંઇ નાબુદ થતા નથી; પરંતુ તે સંબંધે વિસ્તૃત વિવેચન નહિં થઈ શકવાને લીધે આંહિં તો મુખ્ય ચાર વાતો તે વિષે કહી છે તે ફરીથી ગણાવી સંતોષ માનવો પડે છે, કારણ કે તે પધ્ધતિના સંપૂર્ણ વિવેચન માટે આ પ્રકરણ અને આ પુસ્તક પણ પર્યાપ્ત નથી. જો કે આ પુસ્તકમાં તે વિષે સહેજસાજ કહેવામાં આવ્યું છે ખરૂં, તોપણ તે પધ્ધતિના સારા જ્ઞાન માટે તો એક સ્વતંત્ર પુસ્તકનીજ જરૂર છે. ગુજરાતમાં કોઇ લેખક તે ખોટ પૂરી પાડશે એમ આશા રાખી આ લખાણ આટલેથીજ સમાપ્ત કરવામાં આવશે. ઉપર કહેલી ચાર બાબતો તે નીચે પ્રમાણે છેઃ

(૧) કિન્ડરગાર્ટન બક્ષીસો મૂળ સ્વરૂપે કે મૂળ પધ્ધતિ પ્રમાણે આપણી નિશાળો માટે બંધબેસતી નહિં હોવા છતાં, આપણી નિશાળોમાં તે તે બક્ષીસોનો ઉપયોગ જૂદા જૂદા વિષયો શીખવતાં ઘણી સારી રીતે થઈ શકે છે.

(૨) રમત અને ઉદ્યોગ તરીકે તો તેનો ઘણો સરસ ઉપયોગ કરી શકાય છે, અને શિક્ષકને જ્યારે પોતાના

વર્ગના બે ત્રણ ભાગ કરવા પડયા હોય છે, ત્યારે એક ભાગ સાથે કામ કરતી વખત, બીજા ભાગને વ્યગ્ર રાખવા આ બક્ષીસો બહુ મદદરૂપ બને છે.

(૩) કિન્ડરગાર્ટન બક્ષીસો શીખવતાં ખાસ આગ્રહ રાખવો કે જે કામ થાય તે બહુજ સરસ, સફાઇબંધ, હારબંધ, સુંદર લાગે તેવી રીતનું અને શાન્તિથીજ થવું જોઇએ.

(૪) કિન્ડરગાર્ટન પદ્ધતિનો એક હેતુ સૌએ સાથે મળી, એક બીજાના કામ પર લક્ષ રાખી, આખો વર્ગ કેમ જાણે એકજ વ્યકિત હોય તેવી રીતે, કામ કરતાં શીખવવાનો છે; તે હેતુ ધ્યાનમાં રાખી દરેક શિક્ષકે જેટલાં છોકરાં અમુક એકજ બક્ષીસથી કામ કરતાં હોય તેટલાં બધાં છોકરાંઓ સાથે અને એક સરખું કામ કરે તેવો આગ્રહ રાખવો.



# શિક્ષણ ચંદ્રિકા–ભાગ ૩

## વિષયો કેમ શીખવવા

### ખંડ ૨

### ધોરણ ૧ થી ૪

### ૧

### પ્રારંભ

વિષયો કેમ શીખવવા એ બતાવવા જે ક્રમ બાળવર્ગ માટે રાખ્યો છે, તેના કરતાં જરા જૂદી જાતનો ક્રમ હવે યોગ્ય લાગે છે. દરેક વિષય દરેક ધોરણમાં ચડતી પાયરી ધ્યાનમાં રાખી, જૂદી જૂદી રીતે શીખવવાની જરૂર છે, એ આપણા શિક્ષકો સમજી શકે તેવી વાત છે, છતાં વાંચનમાં, પાઠ વાંચવા આપવો, વંચાવવો, માર્ક આપવા, અર્થ પૂછવા અને તે ન આવડે તો માર્ક કાપવા, કે સજા કરવી એ પદ્ધતિ પહેલેથી સાતમા ધોરણ સુધી ચાલુ રહેલી માલુમ પડે છે. પહેલા, બીજા, એમ ચડતા ચડતા ધોરણમાં ફેર-ફારથી શીખવવું જોઇએ એ વાત લક્ષમાં હોય એમ લાગતું નથી. ઘણું તો કોઈ શિક્ષક અર્થ ઉતરાવે છે; તેમાં પણ વળી એવી ભૂલ થાય છે કે, પહેલી બીજી ચોપડીમાં પણ અર્થ કાગળ પર–નોટબુકમાં ઉતરાવાય છે. તેમ કરનારા શિક્ષકો એટલો પણ વિચાર કરતા નથી કે, હજી તો શુદ્ધ શબ્દ લખતાં પણ આવડતું હોતું નથી!

છોકરાની સમજશક્તિ પ્રમાણે શિક્ષકની પધ્ધતિ ફરવી જોઈએ, એ ભાન બધાજ શિક્ષકોને હોવું એ બહુ આવશ્યક છે.

આ ભાગમાં ધોરણવાર ચડતી અને અનુકૂળ પદ્ધતિનો કેવી રીતે અમલ કરવો, એ બતાવવાનું છે. એકજ વિષયમાં ક્રમમાં કેવો ફેરફાર કરવો જોઈએ, તે એક સાથે હોય તો વધારે સારૂં, એમ લાગવાથી વિષયવાર ભાગ કરી, દરેક વિષયમાં ધોરણ વાર કેમ શીખવવું એ બતાવવામાં આવ્યું છે. તે પ્રમાણે વાંચન, કવિતા, લેખન, વ્યાકરણ, ગણિત, ભૂગોળ, સામાન્યજ્ઞાન, અને ગૃહપાઠ એમ ભાગ કરી તે તે વિષયના પેટા વિષયો, તે તે ભાગની સાથેજ લઇ, છેવટમાં ઉપસંહાર તરીકે એક ભાગ રાખી, આ ખંડને સંપૂર્ણ કરવામાં આવ્યો છે.

---

## ૨

## વાંચન

### ધોરણ ૧લું

બાળપોથીનું વાંચન જેનું પરિપૂર્ણ થયું છે, તેને પહેલી ચોપડીની શરૂઆત કરવાની છે. પહેલા ધોરણમાં બાળકોને વાંચનપાઠની હકીકત પહેલાં કહી જવી. એટલે કે ઘણા શિક્ષકો કહે છે તેમ, એકેક વાકય વાંચવાં અને 'સમજ્યા' 'સમજ્યા' એમ પૂછતાં જવું એમ નહિં. હકીકત કહેવી એટલે છોકરાંને પોતાના તરફ ધ્યાન આપતાં કરી, જે પાઠ વાંચવાનો હોય તેની વાત રસથી, છોકરાંને આનંદ

આવે તેવી રીતે છોકરાંને વાતચીતમાં ભેળવીને કરવી. પહે-
લોજ પાઠ દિવાળીનો શરૂ કરવો હોય, તો બધા છોકરાંને
'દિવાળી કયારે આવી હતી એ તમને યાદ છે?' 'તમે શું
ખાધું હતું?' 'શું ફોડયું હતું?' વગેરે વાત પૂછી પાઠની
અંદર આવતા બધા શબ્દો, તથા બધા વિચારોની પાકી અને
પૂરી સમજ આપવી જોઈએ.

દિવાળીને છોકરીનું રૂપ આપી પાઠ શરૂ કરવાની જે
રસભરી પધ્ધતિ પાઠમાં ગ્રહણ કરવામાં આવી છે, તે માટે
છોકરાંની કલ્પનાને તૈયાર કરવી જોઈએ, અને છોકરાં તે
કાંઇક સમજે તેવી યુક્તિથી તેમને વાત કરવી જોઈએ. વાત
થયા પછી વંચાવવાની શરૂઆત કરવી. પહેલાં અઘરા અને
નવા શબ્દો, કાળા પાટિયા ઉપર લખી, બધાં છોકરાં પાસે
વંચાવવા. એ પધ્ધતિ શરૂઆત માટે તો બહુજ સારી છે.
બધા શબ્દો થયા પછી, પહેલું વાકય લખીને પણ વંચાવ-
વામાં આવશે તો બહુ ઠીક પડશે. કામથી નહિં કંટાળનારો
શિક્ષક ત્રણ ચાર લીટી લખી પહેલાં અકેક છોકરાને અને
પછી બધાને સાથે વંચાવશે, તો રાગડા ખેંચવાની કે અચ-
કાતાં વાંચવાની કુટેવો પહેલેથીજ દૂર રાખી શકાશે. કાળા
પાટિયા પર બરાબર વાંચતાં આવડે એટલે ચોપડી ઉઘડાવી,
બધાને બરાબર પકડતાં શીખવી, કાળા પાટિયા પર લખ્યું
છે, તેજ શરૂઆતમાં છે તે શોધી કાઢી, વાંચી જવા કહેવું.
બધાંને વાંચતાં આવડયું એમ જણાય, તો વ્યક્તિને કે
સમસ્ત વર્ગને ઠીક પડે તેમ વંચાવવું. તેમ વંચાવવામાં
શુદ્ધ ઉચ્ચાર, ચોપડીમાંથીજ શબ્દ વાંચે છે કે કેમ તે

ખાતરી, ચોપડી આંખથી અમુક અંતરે રાખવાની ટેવ, અને વાતો કરતાં હોય તેવી વાંચવાની પધ્ધતિ, આ બાબતો પર ખાસ લક્ષ રાખવું. પહેલે દહાડે થોડું થાય તેની હરકત નહિં, પણ વર્ગના દરેકે દરેક જણને, તેટલું બરાબર વાંચતાં આવડ્યું છે કે કેમ તેની ખાતરી કરવી. આ પ્રમાણે બને તેટલે દહાડે એક પાઠ પૂરો કરવો.

પાઠ પૂરો કરવા સાથે ધ્યાનમાં રાખવું કે,—

૧. દરેક છોકરો બરાબર વાંચી શકે છે.
૨. ચિન્હ પાસે યોગ્ય રીતે અટકી શકે છે.
૩. ગડબડ કરી ઉતાવળિયું વાંચન કરી જતો નથી.
૪. શબ્દે શબ્દે અટકી થોથરાતો નથી.
૫. કોઇ પણ શબ્દ બે વાર વાંચતો નથી.
૬. ચોપડી આંખથી બહુ છેટે કે આંખની બહુ નજીક રાખતો નથી.
૭. પોતે શું વાંચે છે એ સમજી શકાય તેવો ભાવ લાવી શકે છે.
૮. સીધો ટટાર ઉભો રહે છે અને ચોપડી પણ ઠીક પકડે છે.

પહેલી ચોપડીમાં પહેલા ભાગમાં ત્રણ જાતના વાંચન-પાઠ છે; એક હકીકત શીખવનારા અને આપનારા, બીજા વાર્તાના, ત્રીજા રમતના. પહેલા પાઠમાં દિવાળીની હકીકત લખી છે. વારનો, વરસગાંઠનો, સગાંનો, એ એવા પાઠો છે. તેવા પાઠની હકીકત પહેલાં સારી પેઠે સમજાવવી. બધાં છોકરાંને આવડી જાય ત્યારેજ પાઠ વાંચવાની શરૂઆત

કરવી એ ઠીક થઈ પડશે. વાર્તાના પાઠમાં પહેલાં વાર્તા કહીને પછી પાઠ વાંચવો તે ઠીક છે. વાંચનબળ કાંઈક વધ્યા પછી, પાઠજ વાંચી સંભળાવવો, અને તેમાંથી છોકરાં વાર્તા સમજ્યા કે કેમ, એ પૂછવું એ પણ ઠીક છે. રમતના પાઠ તો રમાડવા જોઈએજ. રમાડયા પછીજ વાંચન-પાઠ તરીકે લેવાવા જોઈએ.

પહેલી ચોપડીમાં છોકરાં નહિં જાણતાં હોય તેવા શબ્દો ભાગ્યેજ માલમ પડશે. પ્રાંતભેદ કે વયભેદને લીધે કોઈક શબ્દ તેવો હોય, કે આસોપાલવ કે તેવું કોઈ ઝાડ કે કોઈ બીજી વસ્તુ છોકરાંએ જોઈ ન હોય, અને તેથી સમજાવવી કે બતાવવી પડે તો ભલે, પણ શબ્દના અર્થ કે પાઠની સમજુતી, એવું તો પહેલા ધોરણમાં કાંઈ પણ હોવાનો સંભવ નથી.

લેખનમાં જોડાક્ષરની શરૂઆત કરવાની છે. પણ તે વિષે તો લેખન વિષેના ભાગમાં કહેવામાં આવશે.

પહેલી ચોપડીના બીજા ભાગમાં આપેલા પાઠો વાંચન તરીકે લેવાના છે, પણ તેમાંના પદાર્થોની વાત, પદાર્થપાઠ તરીકે થઈ ગયા પછીજ તે પાઠ લેવાના છે, તે ધ્યાનમાં રાખવું.

વાંચન શીખવવામાં શિક્ષકે પોતે વાંચી બતાવવું એ બધાં ધોરણોમાં જરૂરનું છે, પણ પહેલા ધોરણમાં તો અનિવાર્યજ છે. પાઠ આખો એક સાથે વાંચી જવાથી, નાનાં છોકરાંને કશું યાદ રહેતું નથી, તેમના પર અસર થતી નથી, થોડી ઘણી કદાચ થાય તો ટકતી નથી. આથી

શિક્ષક સાવધાન વર્ગ પાસે ત્રણ ચાર વાક્યો વાંચી, અસર ઉત્પન્ન કરી શકે ખરો; પણ શરૂઆતમાં તો પોતે એક વાક્ય વાંચવું, અને આખો વર્ગ તે વાક્ય પાછું વાંચે, એ પદ્ધતિજ લાભકારક થઇ પડશે. તેમ વંચાવતી વખતે, શિક્ષકે કાળજીપૂર્વક જોવું, કે બધા છોકરા વાંચે છે. માત્ર મોઢેથીજ બોલ્યા કરશે, તો વાંચનમાં લાભ થશે નહિં એ ખાસ લક્ષમાં રાખવું. બરાબર અટકીને, થોથરાયા વિના, શુદ્ધ ઉચ્ચારથી, સ્પષ્ટતાથી, વાત કરતા હોઇએ તેવી રીતે પાઠ વાંચી શકે, અને પાઠની અંદર આવેલા શબ્દો, તથા અંદર આવેલી હકીકત, તથા વાત બરાબર સમજ્યા છે, એમ જાણી શકીએ ત્યારે વાંચન વિષય બરાબર થયો, એમ સમજવું જોઇએ.

પહેલા ધોરણમાં વાંચન બરાબર થયું ક્યારે કહેવાય, એ નીચે જણાવેલી વિગતો ધ્યાનમાં લેવાથી વધારે સ્ફુટતાથી જાણી શકાશે.

નાનાં નાનાં સરળ વાક્યો, એક સરખી રીતે, અટકવાના ભાન સાથે, વાંચેલું સમજે છે તેવી પદ્ધતિથી વાંચવાનાં છે. વાંચન એકેક વાક્યનું નહિં; બાળપોથીમાં એકેક છુટક છુટક વાક્ય વાંચી શકે એટલે સંપૂર્ણ કામ માનવાનું હતું—અહીં એકેક વાક્યનું નહિં પણ એક આખા પરિચ્છેદ-પેરેગ્રાફનું સરળતાથી વાંચન થવું જોઇએ; છુટક વાક્યો-માંથી વાક્યસમુદાયના વાંચનપર જવાનું, એટલો આ ધોરણમાં વધારો છે.

શબ્દ-ઉકેલ તો સરસજ જોઈએ, પણ હવે જોડાક્ષર ભેળવવાના. જોડાક્ષરના ઉચ્ચાર, જોડાક્ષરનું લેખન, અને જોડાક્ષરવાળા શબ્દોનો ઉકેલ અને વાંચન આ ધોરણમાં વધારાનો વિષય છે.

અર્થની સમજમાં પણ આગલા ધોરણથી જરાક આગળ જવાનું છે. બાળવર્ગમાં માત્ર વસ્તુજ્ઞાન, પદાર્થોની પિછાન અને તે સંબંધે ચિત્રમાં આપી હોય તે પરથી થોડી ઘણી વાતચીત-એટલુંજ સમજવાનું હતું. પહેલા ધોરણમાં તેથી આગળ એટલું કરવાનું કે પાઠની અંદર આવતી હકીકત બરાબર યાદ રહેવી જોઈએ; વાર્તા આવડવી જોઈએ; શિખામણ આપી હોય તો તે સમજવી જોઈએ, અને તે શિખામણ પ્રમાણે પોતે કેટલું કરશે એ નિશ્ચય કરાવવો જોઈએ. આવું પરિણામ લાવવા માટે શિક્ષકે પાઠની વાત પાઠ શરૂ કર્યા પહેલાં કરવી જોઈએ, છોકરાંને રસ પડે તેવી રીતે કરવી જોઇએ. પહેલાં પાઠના વિષયથી છોકરાંને વાકેફ કર્યા પછીજ પાઠનું વાંચન શરૂ થવું જોઈએ. આટલાથી વધારે કરાવવાની કશી જરૂર નથી. શિક્ષકો ઘણે ભાગે પહેલા ધોરણમાં પણ શબ્દોના અર્થ પૂછે છે, પણ પહેલી ચોપડીમાંના શબ્દો જાણીતા અને સહેલા હોવાથી તેના અર્થ આપવાની કે પૂછવાની જરૂર નથી. દિવાળી કે ફટાકડા કે ચિત્રો કે કુંજો એવા એવા શબ્દોના પર્યાય શું અપાય? અને આપવાની જરૂર પણ શી? પહેલી ચોપડી લખવામાં કુશળતા ઓછી રહી હોય એમ લાગતું નથી. શબ્દો બધાજ સહેલા છે. પર્યાય આપવાની કે

ગોખાવવાની કશી જરૂર નથી. કવિતામાં કોઈ કોઈ અઘરા શબ્દ છે, પરંતુ કવિતા કેમ શીખવવી એ વિષે આગળ કહેવાશે.

પહેલા ધોરણમાં, ત્યારે, યોગ્ય રીતે વિરામ લઇ નાનાં વાકયોનું વાંચન સરળ રીતે આવડે, વાંચેલા પાઠમાં આવતી વાર્તા સમજે,–વાર્તા કહી શકે, આવેલા બોધનું ભાન થાય, અપરિચિત વસ્તુની પ્રત્યક્ષ દર્શનથી પિછાન કરાવાય, અને પાઠના વિષય સંબંધે વાતચીત કરી શકે, એટલે સંપૂર્ણ જ્ઞાન થયું એમ કહી શકાય. તેમાં પર્યાયની જરૂર નથી; મતલબ કકડાટ મુખપાઠ કરાવવાની જરૂર નથી.

## ધોરણ રજું

પહેલા ધોરણમાં સાદાં, ટુંકાં વાકયોનું વાંચન છે. બીજી ચોપડીમાં વાકયો જરા મોટાં મોટાં માલમ પડશે. બાળપોથીમાં પૂર્ણવિરામ તથા પ્રશ્ન ચિન્હનું ભાન, અને પહેલા ધોરણમાં અલ્પવિરામનું ભાન થવું જોઇએ, એટલે તે તે ચિન્હોનાં નામ આવડવાં જોઈએ એવું સમજવાનું નથી; માત્ર આવું ચિન્હ હોય તો આવું અને આટલું અટકવું, એટલો મહાવરો હોય તો બસ થયું કહેવાય; બીજા ધોરણમાં તો હવે તેથી આગળ જવાનું છે. પૂર્ણ તથા અલ્પવિરામ ચિન્હોનાં નામ પણ હવે શીખવવાં, અને તે બંનેની વચમાં એક અર્ધવિરામ છે, એ ખ્યાલ આપવો.

વિરામનાં અને બીજાં ચિન્હો માટે કાંઈ ખાસ નિયમનો આગ્રહ રાખવાની જરૂર નથી. તે તો બધા સંકેતો

છે, અને વાંચનની રીત શીખવવાની સાથેજ તેવાં ચિન્હોની શરૂઆત થઇ શકશે. પ્રશ્ન હોય ત્યાં કેમ વાંચવું, એ તો બાળપોથીમાંથીજ શીખવવાનું છે, અને સવાલ પૂછાતો હોય ત્યાં કેમ વાંચવું, એ શીખવવા સાથેજ ? આવું ચિન્હ હોય તો સવાલ પૂછતા હોઈએ એમ વાંચવાનું છે, એ સમજ આપવા સાથેજ સવાલ ચિન્હની પિછાન અને સમજ આપી શકાશે. ખાસ કરી પ્રશ્નચિન્હ અને પૂર્ણવિરામ ચિન્હ બાળપોથીમાં, અલ્પવિરામ ચિન્હ પહેલી ચોપડીમાં અને બીજાં બીજીમાં ફરાવાય તો બરાબર થયું કહેવાશે.

બીજી ચોપડીમાં વાકયો મોટાં હોવાથી શ્વાસને તોળતાં અને ભરાઈ ન જાય, કે ખૂટી ન જાય એવી રીતે વાંચતાં આવડવું જોઇએ. વાંચનમાં જે ખાસ વિશેષ ધ્યાન રાખવાનું છે તે એ કે, એક બીજા સાથે સંબંધ ધરાવતા શબ્દો, એક સાથે વાંચવાની ટેવ પડાવવી જોઈએ, અને જરા મોટું વાકય હોય તો તેમાં કઈ જગાએ અટકવું એ શીખવવું જોઇએ.

વાંચનની સારી શૈલી છોકરાં શીખી શકે માટે શિક્ષકેજ વાંચી બતાવવું જોઇએ, અને નવો પાઠ તો શિક્ષકે અવશ્ય વાંચી સંભળાવવો, તથા જેટલો કરવો હોય તેટલો વર્ગમાં બે, ત્રણ, ચાર વાર શિક્ષકે પોતે વાંચવો, અને પછી છોકરાંઓ પાસે વંચાવવો. તેમાં પહેલા ધોરણથી એટલો ફેર કરી શકાશે કે, પહેલા ધોરણમાં જ્યારે એક કે બે વાકયજ વાંચી બતાવવાની જરૂર હતી, ત્યારે આ ધોરણમાં પાંચ છ કે સાત લીટીનો એક પ્રતીક વાંચી બતાવાશે. પરંતુ તેમાં ધ્યાનમાં રાખવું કે, છોકરાંઓ બરાબર સાંભળી, ધ્યાનમાં રાખી

લાભ લઈ શકે છે કે નહિં. ધોરણની શરૂઆત થાય ત્યારે તો બે ત્રણ લીટીજ વાંચી સંભળાવવી, અને છોકરાંને ધ્યાન રાખવાની અને અનુકરણ કરવાની ટેવ પડે ત્યારેજ એક સાથે વધારે લીટીઓ વાંચવી. તેમ સારી સંખ્યામાં પાઠો થયા પછી, નવો પાઠ કોઈ છોકરા પાસેજ શરૂ કરાવાય, તોપણ હરકત નથી.

પાઠનો પ્રારંભ કરતાં, પાઠની હકીકત, તેમાં આવતા અઘરા શબ્દો, શબ્દસમુદાયો, અને નવી જાણવા જેવી કાંઈ વિગત હોય, તો તે સંપૂર્ણપણે આગળથીજ કહી, શીખવી જવી જોઈએ.

બીજી ચોપડીમાં છોકરાંઓ ન જાણતાં હોય તેવા શબ્દો દાખલ કરવામાં આવ્યા છે, અને તે છોકરાનું શબ્દ-જ્ઞાન વધારવાના હેતુથીજ. એટલે અઘરા શબ્દોના અર્થ શીખવવાની ખાસ જરૂર પડશે. પણ તેનો અર્થ એમ લઈ લેવાનો નથી કે દરેકે દરેક શબ્દના અર્થ આપવાજ જોઈએ. આખા પાઠમાં છોકરાં નહિં જાણતાં હોય, તેવા તો માત્ર ચાર પાંચ શબ્દો હશે. તે શબ્દની સમજ પહેલેથીજ આપી દેવાનું ધ્યાનમાં રાખવું. શબ્દના અર્થ આપવા એટલે પર્યાય આપી દેવા, એમ સમજવાનું નથી. અર્થ **આપવા** નહિં, પણ અર્થ **સમજાવવા.** તે શબ્દ **ક્યાં** વપરાય, **કેવી રીતે** વપરાય, એ **બરાબર** આવડે ત્યારેજ અર્થ આવડયો કહેવાય. ઘણા શિક્ષકો તો શબ્દના અર્થની નોટમાંથી પર્યાય ગોખી જાય, એટલે કામ પત્યું એમજ

સમજે છે. વખોડવું, ને વખાણવું, દાનત, અંગીઠી, દર્પણ, પ્રધાન વગેરે કેટકેટલા શબ્દોના અર્થ છોકરાં જાણતાં નથી, એ ખબર પડે છે ત્યારે, પરીક્ષા લેનારાના લોહીનું પાણી થઈ જાય છે. શિક્ષકો ઝીણી બાબતમાં કાળજી રાખતાં શીખશે, ત્યારેજ શિક્ષણ ખરી રીતે અપાશે, અને તોજ કેળવણીના લાભ દેશને મળી શકશે.

બીજી જગાએ લખેલી વિગત ઉતારીને કહીશું કે બીજા ધોરણમાં બીજી ચોપડીના પાઠો જોતાંજ જાણી શકાશે કે વાંચન માટે વાકયો જરા મોટાં થયાં છે–પાઠની હકીકતમાં અપરિચિત પદાર્થોનો ઉલ્લેખ થયો છે–શબ્દો પણ જરાક અઘરા આપવામાં આવ્યા છે; એટલે આ ધોરણમાં તેટલા પૂરતું આગળ વધવાનું છે.

શ્વાસને બરાબર તોળી રાખી, વિરામચિહ્ન ન હોય છતાં પણ વચમાં અટકવાની જરૂર પડે તો યોગ્ય જગાએ અટકી, વાંચનાર પોતે બરાબર સમજે છે એમ જાણી શકાય તેવી રીતે વાંચવું એ આ ધોરણમાં જરૂરનું છે. આખો પાઠ એકી વખત કરી નહિં શકાય. શીખવતી વખતે વાર્તા આખા પાઠની પહેલાંજ કહી જવી પડે તો તેમ કરવું; પણ તે પછી એકેક પરિચ્છેદ લઇ, તે વાંચતાં શીખવી, વંચાવી, તેની હકીકત બરાબર યાદ રહી જાય તેવું કરવું જોઇએ.

સમજુતીમાં શબ્દોના પર્યાયની હજી જરૂર નથી; પરંતુ શબ્દસમુદાયથી ઉત્પન્ન થતા સમગ્ર અર્થની સમજુતી આપવાની જરૂર છે. ભાષાજ્ઞાનમાં પ્રવેશ કરાવવાની શરૂઆત

અચ્છી રીતે કરવામાં આવી છે. પાઠ ૧૪ મા માં 'લીલાં ખેતરો જોઈ તેની આંખ ટાઢી થઇ' એવું વાક્ય છે. તેમાં આંખ ટાઢી થઈ એમાંના શબ્દો બધા સમજાય તેવા સહેલા છે, પણ એ વાકયનો ભાવાર્થ છોકરાંઓને સમજવાની, અને સમજાવવાની આવશ્યકતા છે. પહેલા ધોરણથી આટલો વધારો આ ધોરણમાં છે. ભાષાજ્ઞાનની શરૂઆત–શબ્દસમુદાયથી નીકળતા ભાવાર્થની સમજ–આ ધોરણમાં થવીજ જોઈએ. ટાઢી એટલે ઠંડી એવો પર્યાય આપવાની જરૂર નથી, આપ્યાથી સિદ્ધિ નથી. આંખ ટાઢી થઇ એટલે શું થયું ? કયારે આંખ ટાઢી થઇ કહેવાય ? કેવી લાગણી થાય એ સમજવું જોઇએ.

દરેક પાઠની મતલબ કે વાર્તા પહેલાં કહીજ જવી એ આ ધોરણમાં આવશ્યક નિયમ ગણવાનો નથી. શરૂઆતમાં નવો પાઠ આપતાં પહેલાં વાત કહેવાનોજ રિવાજ રાખવો–પરંતુ થોડાક પાઠ થયા પછી કોઈ કોઈ વાર આખો પાઠ વંચાવ્યા પછી તેમાંથી કોને કોને વાત યાદ રહી એવું પૂછી છોકરાઓ વાંચેલાનો સાર કંઈક યાદ રાખી શકે તેવી ટેવ પડાવવી.

બીજા ધોરણમાં, ત્યારે, મોટાં લાંબાં વાકયોનું, વિરામ ચિહ્નોનું ધ્યાન રાખી, વિરામચિહ્ન ન હોય ત્યાં પણ જરૂર પડે તો અટકવાનું શીખી, તેવી રીતે અટકતાં કયાં ન અટકાય એટલી સમજ રાખી, સારી રીતે વાંચતાં આવડવું જોઈએ.

અર્થની સમજમાં પાઠની વાર્તા, અને પાઠની અંદરની હકીકત બરાબર આવડવાં જોઈએ. અંદર આવતા પદાર્થોની પૂરી પિછાન થવી જોઇએ. શબ્દોના અર્થની જરૂર નથી, કોઇક અઘરો શબ્દ હોય અને તેનો અર્થ પર્યાય-આપવાની જરૂર લાગે તો અપવાદ રૂપે આપી શકાય-પણ બધા શબ્દોના અર્થો આવડવાજ-પૂછવાજ જોઇએ, એ જરૂરનું લાગતું નથી-પણ શબ્દસમુદાયથી નીકળતા અર્થની સમજ બરાબર થવી જોઇએ એ ધ્યાનમાં રાખવું.

ભાષાજ્ઞાનની શરૂઆત થવાની છે, અને વાંચેલું પોતાની મેળે યાદ રાખે-બધું અક્ષરે અક્ષર નહિં, પણ સાર-જરૂર પૂરતી મુદ્દાની વાત-યાદ રાખે એવો મહાવરો પડાવવાની શરૂઆત થવી જોઈએ.

## ધોરણ ૩-૪

વાંચનની સારી શૈલીના પ્રયાસ સાવધાનપણે આગળ વધારવા એ આ ધોરણમાં કરવાનું છે. અવાજને કેળવી, ઘાંટો યોગ્ય રાખી, શ્વાસને બરાબર કાબુમાં રાખી, સાંભળનાર પર આપણા વાંચનની સારી અસર થાય તેવું કરવું, અને ભાવપૂર્વક વાંચવું એ સારા વાંચનનું લક્ષણ છે. શુદ્ધ સ્પષ્ટ ઉચ્ચાર, મધ્યમ અવાજ અને જે ભાવ પ્રદર્શિત કરવાનો હોય, તે ભાવ ધ્યાનમાં રાખીને વાંચવાની અસરકારક ધાટીઃ આવું ધ્યાનમાં રાખીને જે શિક્ષક પોતાનાં છોકરાંને કેળવે છે, તે શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને એક

ઊંચામાં ઊંચું ભૂષણ આપે છે. વાંચનની કળા એ સર્વને ઉપયોગમાં આવે એવી, અને સર્વને લાભકારક નીવડે એવી કળા છે. તે કળા નમુનાથી મેળવાય છે, અને સતત પ્રયત્નથી કેળવાય છે. બીજા ધોરણ સુધી જેણે ઠીક વાંચ્યું છે, તેને ત્રીજા ચોથામાં તો માત્ર વધારે મોટાં વાક્યો, અને કાંઈક અસરકારક ભાવ પરજ ધ્યાન આપવાનું રહે છે.

છોકરાંઓને વારંવાર મહાવરો પડાવવો, સારૂં નમુનેદાર છટાદાર વાંચન વખતો વખત સંભળાવી, તે નમુનાને પહોંચવા હોંસ અને ઉ-તેજન આપવાં, અને સતત પ્રયાસ ચાલુ રાખવા, એટલુંજ વાંચનના શિક્ષકે કરવા જેવું છે.

વાંચન ઉપરાંત શબ્દોનું જ્ઞાન, અને હકીકતનું જ્ઞાન એ પર પણ ખાસ ધ્યાન રાખવું જોઈએ.

ત્રીજી ચોપડીમાં શબ્દના માત્ર અર્થ અને ઉપયોગનાં જ્ઞાનથી સંતોષ માનવાનો નથી, પણ શબ્દના કાંઈ ભાગ પડતા હોય, તો તે હકીકત પર ધ્યાન ખેંચી, તેના ભાગ સમજાવવા, તથા દરેક ભાગનો અર્થ બરાબર કરી, આખા શબ્દના અર્થને તે અર્થ કેવી રીતે મદદ કરનાર કે સમજાવનાર છે તે શીખવવું. નરસિંહ ચૌદશ, વિશ્વસ્વામીના જેવા શબ્દો બરાબર ન આવડે તો જ્ઞાન પૂરૂં થયું કહેવાય નહિં. આ ધોરણમાં ભાષાજ્ઞાન વધારવાની પણ જરૂર છે. ગુજરાતી ભાષામાં ફારસી તથા સંસ્કૃત શબ્દો પુષ્કળ વપરાય છે તે કહી, અદલ, ઈન્સાફ, વૃક્ષ, વિશાળ, અન્ય વગેરે જે જે શબ્દો આવે તે તરફ છોકરાનું ધ્યાન ખેંચી,

તે કઈ ભાષાનો છે તે જણાવી, ભાષાજ્ઞાનમાં વધારો કરવો જોઈએ.

ચોથા ધોરણમાં તો તેથી પણ આગળ વધી, સહેલા શબ્દોના કાંઇ કાંઈ અઘરા શબ્દો આપી, છોકરાંઓનો શબ્દભંડાર વધારવો એ જરૂરનું ગણવું જોઈએ.

હકીકતના જ્ઞાનમાં આખા પાઠની હકીકત તો પાકી અને સારીજ જાણવી જોઈએ, એટલુંજ નહિં પણ પાઠનો અમુક ભાગ વાંચી, તેટલામાં શી વાત આવી તે કહી જતાં આવડવું જોઇએ. આ બાબતમાં ખાસ યાદ રાખવું કે, આખો પાઠજ મોઢે કરાવી બોલી જવાની ટેવ પડાવવી એ ઘણું ખરાબ છે. તેથી મગજને હકીકતની સમજ માટે જે કેળવણી આપવાની છે તે મળતી નથી, માત્ર સ્મૃતિનેજ કેળવણી મળે છે. હકીકતના જ્ઞાનની અને પાઠ વાંચીને, તે સમજવાની જે જરૂર જણાવવામાં આવે છે તેની, સ્મૃતિની કેળવણી માટે નહિં, પણ મગજને સંસ્કાર ગ્રહણ કરવાની ટેવ પડે તેટલા માટે જરૂર છે, એ ધ્યાનમાં રાખી ત્રાજા ધોરણમાંથી તે જાતનો મહાવરો શરૂ કરવો જોઈએ, ચોથું ધોરણ પૂરૂં થાય, ત્યારે તો તે ટેવ બરાબર પડી જવી જોઇએ.

પુનરૂક્તિની દરકાર નહિં રાખીને પણ બીજી જગાએ આ વિષે એક વખત લખ્યું હતું તે અહિં ફરી ઉતારવામાં આવે છે.

ત્રીજા ધોરણમાં વિરામ ચિહ્નનો ઉપયોગ ધ્યાનમાં લઈ, ચિહ્ન ન હોય ત્યાં પણ યોગ્ય જગ્ય.એ યોગ્ય રીતે

અટકવાની જરૂર પડે તો અટકી, શ્વાસને બરાબર તોળતાં શીખી પોતે વાંચતા હોય તેનાથી આગળ બે ચાર શબ્દો પર નજર નાખતા જવાની ટેવ પાડી, શુધ્ધ, સરળ, ઢબસર, રાગડા વગરનું, અર્થ સમજી શકાય તેવી જાતનું વાંચન તૈયાર થવું જોઇએ. બીજા ધોરણમાં થએલી તે જાતની શરૂઆત આ ધોરણમાં સંપૂર્ણ થવી જોઇએ.

આ ધોરણમાં વાંચવાની ચોપડીમાં કંઇક અઘરા શબ્દો આપવામાં આવેલા છે. દરેક પાઠમાં બે ચાર પાંચ તેવા શબ્દ માલમ પડશે. તેવા શબ્દોના સહેલા અર્થ પણ આપી શકાય તેવું છે—એટલે અર્થ આપવાની—પર્યાય આપવાની આ ધોરણમાં જરૂરીઆત છે.

શબ્દસમુદાયના અર્થ બીજા ધોરણમાં થયા છે તે રીતે હવે આખાં વાકયના અર્થ—સમજુતી--આ ધોરણમાં કરવાની જરૂર પડશે. એકાદ બે દૃષ્ટાંતો આપી સંતોષ માનશું. 'બીજે વરસે ઈશ્વરકૃપાથી સારો વરસાદ થયો' 'તારી હાલત મને આપી તું મારી હાલત લે,' એવાં વાકયોથી છોકરાં શું સમજે છે તે છોકરાંઓ પોતાના શબ્દોમાં જણાવે તેવો મહાવરો પડાવવાની શરૂઆત અહીં કરવાની છે.

આખા પાઠની વાર્તા—હકીકત—તો યાદ રહેવીજ જોઇએ, પણ તેથી વધારે આ ધોરણમાં એટલું કરવાનું છે કે અકેક પરિચ્છેદ પેરેગ્રાફ—ની પણ મતલબ-વાંચ્યા પછી તેમાં શું આવ્યું તે સમજપૂર્વક કહી શકે એમ થવું જોઇએ.

નવો પાઠ શીખવતાં, પાઠની મતલબ કોઈ કોઈ વાર આગળથી ન કહેવાની જે શરૂઆત બીજા ધોરણમાં થઈ હોય તેનો મહાવરો આ ધોરણમાં વધારવાનો છે. નવો પાઠ વાંચતાં વાંચતાંજ છોકરાંઓ તે સમજી શકે છે કે કેમ એ જોતા જવું એ જરૂરનું છે.

ચોથા ધોરણમાં વાંચન વિષે તો એટલુંજ ઉમેરવાનું કે સંભાષણ કે સંવાદ કરી શકે તેવી ઢબે વાંચતાં શીખવવું જોઈએ. વાકયમાં કયો શબ્દ ઉપયોગી છે તે જાણી તેના પર યોગ્ય ભાર મૂકવાની સમજ આવવી જોઈએ, અને નહિં જોએલા લેખ પણ જરાક સરળતાથી વાંચી શકે તેટલો મહાવરો પડવો જોઇએ.

વાંચે તેનો સાર સમજે–અંદરની હકીકત પુરેપુરી યાદ રાખે–નહિં જોએલા લેખો પણ વાંચી તેમાંથી મતલબ કહી શકે તેવું થવું જોઇએ.

શબ્દોના પર્યાય આપવા–છુટથી આપવા–એટલુંજ નહિં, પણ સહેલા શબ્દ હોય તેના આવી ગએલા અઘરા પર્યાય આપવાનું ભૂલવું નહિં. તેથી પણ આગળ વધી, ભાષાજ્ઞાન વધારવા ખાતર, નહિં આવેલા અઘરા પર્યાય પણ આપવાની હવે જરૂર છે. છોકરાઓનો શબ્દભંડાર જેટલો વધારી શકાય તેટલો વધારવો એ આ ધોરણમાં યાદ રાખવાનું છે. આવી રીતે શબ્દોનો ભંડાર વધારતી વખતે ગુજરાતી ભાષામાં સંસ્કૃત અને ફારસી શબ્દોનો મોટો જથ્થો છે તે કહી ગુજરાતી ભાષા કેવી રીતે જન્મ

પામી અને કેવી રીતે વિકાસ પામી છે અને હજી પામતી જાય છે, એ સંબંધે જરાક જ્ઞાન આપી દેવું જોઇએ.

શબ્દસમુદાયની સમજ, અને વાકયોના અર્થ, પોતાના શબ્દોમાં આપી શકે તેવો મહાવરો વધારવો જોઇએ.

આવી રીતે શીખવવાનું રાખવામાં આવે તો વાંચનનું 'નિરૂપણ ક્રમિક' થયું એમ કહી શકાશે. ફરીથી ટુંકામાં ઉપસંહાર કરીએ તો કહેવું જોઇએ કે—

બાળવર્ગમાં—શબ્દ-ઉકેલ સંપૂર્ણ, પદાર્થની વાત કરી શકે તેટલી અર્થ સમજ, નાનાં સહેલાં વાકયો વાંચી શકે તેટલું વાચન.

પહેલા ધોરણમાં—શબ્દ-ઉકેલ ઉપરાંત, વિરામ ચિહ્નના શાસ્ત્રીય જ્ઞાનની જરૂર વગર, પણ મહાવરાથી તેવાં ચિહ્નો પાસે યોગ્ય રીતે અટકી શકે તેવું વાંચન.

બીજા ધોરણમાં—મોટાં વાકયોનું વાંચન, શબ્દસમુદાયનો અર્થ, વાંચતાં વાંચતાં સમજવાની શકિતના વિકાસની શરૂઆત-ભાષાજ્ઞાનમાં પહેલું પગલું.

ત્રીજા ધોરણમાં—શ્વાસ તોળીને, ઢબસરનું, શુદ્ધ, સરસ વાંચન, અઘરા શબ્દોના સહેલા પર્યાય, નાનાં નાનાં વાકયોની પોતાના શબ્દોમાં સમજુતી આપવાની ટેવ, અને વાંચેલાંની વાત-મતલબ-સારી રીતે કહેવાનો મહાવરો

ચોથા ધોરણમાં—વાંચન શુધ્ધ, સરસ, સંસ્કારી; અઘરા શબ્દોના પર્યાય, સહેલા શબ્દોના પણ અઘરા પર્યાય અને શબ્દભંડોળમાં વધારો.

નહિં વાંચેલું નવું લખાણ સરળતાથી વાંચી તેનો અર્થ–મતલબ–સારી રીતે સમજવાનો મહાવરો–ભાષાજ્ઞાનમાં પ્રવેશ અને ભાષા સંબંધે સહેજસાજ માહીતી.

આ પ્રમાણે ઉત્તરોત્તર વાંચન શીખવાય તો શીખનારાઓને ઘણો લાભ થયા વિના રહે નહિં એમ સર્વ કોઇ માની શકશે.

## કવિતા.

### ધોરણ ૧લું.

બાળવર્ગમાં માત્ર શુદ્ધ ઉચ્ચાર, સારો અવાજ. અને વર્ગની સાથમાં ગાવાની ટેવ, એ ત્રણ બાબતો ઉપર ધ્યાન રાખવાનું હોય છે. પહેલાં ધોરણમાં તેથી જરા આગળ જવાનું છે. જે કવિતા કરવાની છે તેની (૧) અંદરની હકીકત વિષે સારી માહીતી મળવી જોઇએ, (૨) અંદરના અઘરા શબ્દોના બરાબર અર્થ જાણવા જોઇએ, (૩) આપેલો બોધ કે કહેલી વાર્તાનો સાર સમજવો જોઇએ, અને (૪) જૂદી જૂદી કડીમાં કહેલો વિચાર સમજવો જોઇએ. પરંતુ તેને કવિતાની સમજુતી એવું નામ આપી દરેકે દરેક લીટીનો અર્થ મોઢે કરાવવાની જરૂર નથી.

પહેલાં તો કવિતાની અંદરની હકીકતની માહિતી આપવી, તે વિષે વાતચિત કરવી; એટલે 'પરોઢીએ નિત્ય ઉઠીને' એ કવિતા શરૂ કરવી હોય, તો પહેલાં કોણ ક્યારે ઉઠે છે? પરોઢીએ કોઇ ઉઠે છે? પરોઢીઉં શું?

ઈશ્વરનું નામ કોઇ લો છો? કેવી રીતે લો છો? દાતણ કોણ નથી કરતું? વગેરે પહેલી એક કડીની વાત કરવી. સાથે સાથે પરોઢીએ ઊઠવાનો, ઇશ્વરનું નામ લેવાનો, વગેરે બોધ પણ આપતાં જવો, અને તેટલું થાય એટલે નિત્ય, તમામ, એવા નવા શબ્દોના અર્થ સમજાવવા. કડી તો બને તેટલી વાર બોલ્યાજ કરવી, કે જેથી છોકરાને યાદ રખાવવા મદદ થાય. શિક્ષકે આખી કડી બોલાવી, છોકરાઓ પાસે બોલાવવી, મોઢે કરાવવી, અને તે પ્રમાણે માહિતી, શબ્દના અર્થ, અને મુખપાઠ થયા પછી, પાછો બોધ શો મળ્યો એ પૂછવું, સમજાવવું. આ પ્રમાણે એકેક કડી લેવી, પણ તેમાં યાદ રાખવું કે, ૨૫ મા પાઠની માધવની વાર્તા જેવી કવિતા હોય, તેની તો આખી વાર્તા આગળથીજ કહેવી જોઇએ.

છોકરાંઓ પાસે શબ્દના અર્થ ગોખાવતી વખતે તેઓ સમજયાં છે કે નહિં એ ઘણીવાર જોવાનું રહી જાય છે. 'ચોડી ચિત્ત' 'જગતનાનાથ' 'તીરથ' 'કાવડ' વગેરે ઘણા ઘણા શબ્દો છોકરા ન સમજતા હોય, એમ ઘણી વાર જાણવામાં આવ્યું છે.

**સમજુતી મોઢે કરાવવી એ બહુજ ખરાબ છે. લીટી બોલે અને સમજુતી બોલે એમ ટેવ પડાવવી, એ**

પહેલા ધોરણ માટે તો ઠીક નથીજ. આખી કડી, કડીનાં છુટાં ચરણ અને છૂટક શબ્દો, એ બધાના બરાબર અર્થ ન સમજે ત્યાંસુધી કવિતા બરાબર શીખવાઈ એમ કહેવાયજ નહિં

કવિતા શીખવવામાં સારે રાગે, મધુરતાથી, બધાં સાથે ગાય એવી ટેવ પડાવવાનું ભૂલવું નહિં. પહેલેથીજ તાલ સહિત શીખવી શકાશે તો કામ બહુ સરળ થઈ જશે, પણ તે તો શિક્ષકની આવડત પર આધાર રાખે છે.

## ધોરણ ૨ જું

બીજા ધોરણમાં શરૂઆતની પધ્ધતિ તો પહેલા ધોરણમાં બતાવી છે, તેજ ઠીક છે. ફેર માત્ર એટલો કરી શકાય કે, પહેલેથીજ આખી કવિતાની વાત કરી જવી. વાર્તા હોય તેમાં તો કરવીજ જોઈએ; સવારનું વર્ણન પણ આગળથી કરવામાં આવ્યું હોય તો ખોટું નથી. તે વર્ણન કરવામાં શિક્ષકે બહુ રસિક ભાષા વાપરવાની જરૂર છે. શિક્ષકનું વર્ણનસામર્થ્ય સારૂં હશે, તો છોકરાંને કેમ જાણે તેઓ સવારની બધી સ્થિતિ અનુભવતાં હોય, તેવો ભાસ થશે. તે વર્ણનમાં ખાસ યાદ રાખવું, કે, છોકરાંનું ધ્યાન રહે, શિક્ષક છોકરાંને પોતાના તરફ આકર્ષી શકે ત્યાં સુધીજ વાત લંબાવવી, અને જેવું ધ્યાન ન રહે કે બંધ કરવું. પાઠના અનુકૂળ પડે તેટલા વિભાગ કરવામાં કશી અડચણ સમજવી નહિં.

બીજી વાત યાદ રાખવાની છે તે એ કે, વર્ણન કરતાં કરતાં, બનતાં સુધી કવિતામાંનાજ શબ્દો વાપરવા, અને વાપરવા સાથે તેનું જ્ઞાન છોકરાંને છે કે કેમ તે જોવું; ન હોય તો બરાબર સમજે તેમ આપવું. માત્ર પર્યાય આપી દેવાની રીત, પ્રાથમિક શાળામાંથી તો નાબૂદજ કરવી જોઈએ—પહેલા ત્રણ ધોરણમાંથી તો ખાસ.

શિક્ષકો ઘણી વાર આખી કડીની સમજુતી પાટીઆં પર લખે છે, ને મોઢે કરાવે છે. આ રીત તદ્દનજ ખોટી છે. દરેક કડીમાંનો વિચાર છોકરાં સમજે, અને સમજ્યા પછી પોતાથી બને તેવી રીતે પોતાના શબ્દોમાંજ જણાવે, એજ કવિતા શીખવવાનો હેતુ છે. શરૂઆતમાં ભાષાજ્ઞાન વધારવાના કે ખીલવવાના હેતુથી, સમજુતી મોઢે કરાવનાર શિક્ષક મોટી ભૂલજ કરે છે. હા, છોકરૂં મુંઝાય, પોતાનો વિચાર પ્રદર્શિત કરવામાં તેને જરા મદદની જરૂર પડે, તો તેવે વખતે મદદ કરવી. પણ સમજુતી શબ્દે શબ્દજ મોઢે કરાવવી, એના જેવી ખોટી પદ્ધતિ બીજી એકે નથી.

આખી કડીની સમજુતી પર ધ્યાન આપતાં ઘણી વાર શબ્દસમુદાયનું જ્ઞાન છોકરાને અપાયેલું હોતું નથી એમ માલુમ પડે છે. 'પામે લાભ અનંત' માંથી 'લાભ પામે' કે 'અનન્ત લાભ' નો અર્થ પૂછવાથી ઘણી વાર કશો જવાબ મળતો નથી. કુહાડીની કવિતામાં ઘણા છોકરા હેતુજ સમજતા નથી. 'મારી કુહાડી સારી છે, માટે જોઇએ છીએ' એવોજ જવાબ મળ્યા કરે. મહેર કરે, કે સંપત,

કે જગનાથના અર્થ તો ઘણાં છોકરાં કહી શકતાં નથી. 'બળવંતા પરમેશ્વર બાપ, અમને સંપ સદા તું આપ.' માં શું માગ્યું એમ પૂછીએ, તો જવાબ કાંઇજ ન મળે. સંપ શું એ પણ ઘણા થોડા જાણતા હોય એમ માલમ પડે છે.

એટલે, પહેલાં દરેક **શબ્દની** સારી પાકી સમજ, પછી દરેક લીટીનો સંબંધ, દરેક ચરણ અને કડીમાંનો ભાવ, અને એટલેથીજ નહિં અટકતાં, આખી કવિતાની વાત, કવિતાની દરેક કડીમાં આવેલી હકીકત, અને તે સમજે તે માત્ર મોઢેથી બોલી જાય તેવી રીતે નહિં, પણ તે સમજ સાચી થઈ છે કે કેમ, જ્ઞાનનો સાક્ષાત્કાર થયો છે કે કેમ એ ભાનઃ આટલું થયું કે કેમ એટલી કાળજી દરેક શિક્ષકે રાખવાની જરૂર છે.

## ધોરણ ૩જું

દરેક શબ્દનું જ્ઞાન, તથા દરેક લીટીની સમજ પર શરૂઆતમાં ભાર મુકવામાં આવે છે, તેનું પરિણામ ઘણી વાર એવું આવે છે કે, ત્રીજા, ચોથા ધોરણમાં પણ છોકરાંઓ માત્ર લીટી લીટીનાજ અર્થ કરે, પણ આખી કડીમાં શું આવ્યું એ કહી ન શકે. એટલે આખી કવિતામાંથી શી સમજ પડી, તેનો જવાબ કયાંથીજ આપી શકે ? ત્રીજા ધોરણમાં અન્વય વિષે કાંઈ ભાન અપાય તો સારૂં. 'અન્વય વિષે ભાન આપવું' એટલે એમ નહિં સમજવાનું કે, સંચા માફક અન્વય કરાવી સંતોષ માનવો. આપણે બોલીએ છીએ, એ પ્રમાણે પાઠમાં લખાય છે, પણ કવિતામાં તેમ લખાતું

નથી. 'પિતાની કુહાડી લઈ બાળ નાનો'માં બાળ નાનો એમ આપણે ન બોલીએ, પણ નાનો બાળ એમ સાધારણ રીતે બોલીએ. થએલી કવિતામાંથી આવા ફેરફાર બતાવવા, અને સમજાવવું કે કવિતામાં શબ્દો આડા અવળા કરવા પડે છે. શા માટે અને કેમ થાય એ સારો શિક્ષક કદાચ સમજાવી શકશે. પણ તે ન સમજાવાય તો હરકત નથી. માત્ર આવી સ્થિતિ છે, તે પર ધ્યાન ખેંચી, ત્રીજા ધોરણમાં કવિતામાંના શબ્દો ગદ્ય પેઠે મૂકવાનો મહાવરો પડાવવાની શરૂઆત કરવામાં આવે તો સારૂં.

પરંતુ આ ધોરણમાં ખાસ ધ્યાનમાં રાખવાનું તે એ કે દરેક લીટી લીટીની સમજુતી શરૂઆતમાં કરવી પડે તો કરવી, પણ પછી તો કવિતામાં એક કડી એજ ઘણું કરી એક જૂદા સ્વતંત્ર વિચારનો સંપૂર્ણ વિભાગ ગણાય છે, એ સમજાવવું અને બને તો આખી કડીનોજ અર્થ એક સાથેજ લેવો. અલબત્ત, પ્રથમ સમજુતી માટે, નબળાં છોકરાં માટે, વધારે પાકું જ્ઞાન થવા માટે, અને એવાં કારણને માટે લીટી લીટી જૂદી સમજાવવી પડશે; પરંતુ છોકરાંઓને એટલી તો સમજ આપવીજ જોઈએ કે, એક કડી એજ કવિતા સમજવામાં એક સંપૂર્ણ ભાગ ગણાય.

આખી કવિતામાં કહેલી વાત, અગર તો આપેલી શિખામણ અને તે સમજવા માટે આપેલાં ઉદાહરણો વગેરે છોકરાંની સમજમાં ન આવે તો પણ કવિતા બરાબર સમજાઈ એમ ન કહેવાય. અમુક એક કવિતા વિષે સવાલ પૂછીએ

કે, તે આખી કવિતા શાને વિષે છે અને તેમાંથી શી સમજ ગ્રહણ કરી? તો તેનો જવાબ ભાગ્યેજ કોઇ આપી શકે છે—સંતોષકારક તો કોઇકજ આપી શકતું નથી. તેવું પરિણામ એમજ બતાવે છે કે, કવિતામાં માત્ર યાંત્રિક કામજ થયું છે, સમજ કશી પણ કેળવાઇ નથી.

કહેવાની જરૂર નથી કે, કવિતાની અંદરના દરેક શબ્દનું, દરેક વિચારનું, અને દરેક હકીકતનું પાકું જ્ઞાન અને પૂરી સમજ ન થાય ત્યાંસુધી કવિતા થઇ ન કહેવાય. પૂરી સમજ આવ્યા પછી સારો શિક્ષક ઘણી અચ્છી રીતે ભાષાજ્ઞાનની શરૂઆત આ ધોરણમાં કરી શકશે. સ્તુતિ અને પ્રાર્થનાનો ભેદ સમજાવી, પહેલાં સ્તુતિ કરવામાં આવી છે, અને પાછળની કડીમાં પ્રાર્થના કરી છે, એમ બતાવી શકશે. પશુમાં પડી એક તકરારમાં 'તકરાર' શબ્દનો યોગ્ય પ્રયોગ થયો નથી એ કહી શકશે, અને એથી ઘણી ઘણી બાબતોમાં ત્રીજા ધોરણના છોકરાને રસ ઉત્પન્ન કરાવી, તેમનો ભાષા-શોખ પેદા કરી શકશે.

## ધોરણ ૪થું

ચોથા ધોરણમાં કવિતાનો ઉપયોગ સમજાવી, કવિતાથી અપાતી શીખામણ, કહેવાની વાર્તા, કરાતાં વર્ણનો, વગેરે વધારે સફળ થાય છે, એ બતાવી શકાશે. ત્રીજા ધોરણમાં એક કડી આખી લેવાની અને શીખવવાની જેમ જરૂર બતાવી, તેમ ચોથા ધોરણમાં એક કવિતાજ આખો વિચાર પ્રદર્શિત કરે છે, તેને આખી લઇનેજ, આખી સમજાવીનેજ

એક કવિતા તે એક સ્વતંત્ર સંપૂર્ણ લેખ છે, એ ભાન આપવાની જરૂર છે. એક વિચારને બરાબર ઠસાવવા, સમજાવવા, જૂદી જૂદી કડીઓમાં પ્રયાસ કરવામાં આવે છે, પણ તે બધાં લખાણનો એકજ હેતુ છે. જો આ બાબત ધ્યાન પર ઠસાવવામાં આવે તો કવિતાનું વાંચન બહુ રસભર્યું અને ફળદાયી થાય એ નિર્વિવાદ છે.

આજ અને કાલની કવિતા એક ઉત્તમ બોધ બહુ અચ્છી રીતે આપે છે, પણ માત્ર કડી કડીનાજ વિચારથી શીખવનાર શિક્ષક ઉત્તમ બોધ આપી શકતો નથી. એટલુંજ નહિ પણ જો કવિતાની અંદરની દરેક કડી, દરેક લીટી, અને દરેક શબ્દની સારી પિછાન આપી ન હોય તો કવિતાનો મૂળ હેતુ પણ સરી શકશેજ નહિં એ કહેવાની જરૂર નથી. દરેક શબ્દ, દરેક લીટી, અને દરેક કડી બરાબરજ કરવાં જોઇએ, પણ તેટલું કરીને અટકવાનું નથી. આજ ને કાલની કવિતામાં ગુલાબનાં પુલ તે શું, એ નહિ સમજાવનાર શિક્ષક આવી કવિતા કેમજ શીખવી, સમજાવી શકે ? ભલી ભારતભૂમીની કવિતામાં સુજી, વજ, કે સ્વદેશાભિમાન એટલે શું એ ન સમજે તે કવિતા શું સમજી શકે ? પ્રારંભનાં ધોરણમાં શીખવવા માટે સૂચના આપી છે, તે પ્રમાણે દરેક શબ્દ, દરેક લીટી અને દરેક કડી તો બરાબર શીખવવાની જરૂરજ છે; પણ તેટલું થયા પછી પણ આખી કડી, અને આખી કવિતાનો સમગ્ર અર્થ સમજાવવો આવશ્યક છે, એ પણ સમજવું જોઇએ.

ચોથા ધોરણમાં કવિતાનો ભાવ સમજાવવો જોઈએ, ગદ્યપાઠ અને કવિતા-પાઠમાં તફાવત છે એ બતાવવું જોઇએ, અને કવિતાનું લખાણ વધારે રસભર્યું, ટુંકામાં વધારે અર્થ સમજાવનાર અને કાયમની અસર કરનાર છે, એ ભાન આપવું જોઈએ. જો કવિતાનો શોખ આ ધોરણમાં ઉત્પન્ન ન થાય, તો કવિતાનું શિક્ષણ બરાબર થયું ન કહેવાય.

## ૪

## લેખન

પ્રાથમિક ધોરણમાં વાંચન કવિતાની સાથેજ સંબંધ ધરાવતો લેખનનો વિષય છે. જે જે પાઠ વાંચન તરીકે શીખવવામાં આવે, તે તે પાઠની અંદરના શબ્દો અને વાક્યો સારી રીતે, શુદ્ધિથી લખતાં આવડવાં એ શ્રુતલેખનનો વિષય ગણાય છે. અક્ષરના મરોડ સુધારવા માટે અનુલેખન,-જોઇ જોઈને લખવાની ચોપડીઓ-રાખવામાં આવે છે. અને હવે તો લગભગ બધીજ નિશાળોમાં 'ગૃહલેખન' જેને અંગ્રેજીમાં 'એકસરસાઇઝ' કહે છે, તે પણ દાખલ થયેલ છે.

આ આખો વિષય એક સાથેજ લઇ લેવાનું યોગ્ય ધાર્યું છે, અને ધોરણવાર સૂચના આપતા પહેલાં એટલું તો ખાસ ભાર મૂકીને શિક્ષકોને સમજાવવાની જરૂર છે, કે લેખન ક્રમ માત્ર વેઠ જેવું કરવા દેવામાં આવે છે એ ઘણુંજ ખોટું છે. બાળવર્ગમાં અક્ષરના મરોડ, પ્રમાણ, સ્વચ્છતા, સફાઇ, સૌંદર્ય પર બરાબરજ ધ્યાન આપવાની

જરૂર છે, એ તો કહ્યું છે. કમભાગ્યે ઘણા શિક્ષકો એમજ માને છે, કે એ બધી બાબતો તો લખવા માટે ઠીક છે, પણ અમલમાં મૂકી શકાય તેવી નથી. શિક્ષકોનું આવું માનવું પોતે પ્રયત્ન કરવાને નાખુશ હોવાથી થયું છે, એમ લાગતું નથી, પરંતુ અમુક પડેલી ધાટીમાં ફેરફાર સૂચવનારા અધિકારીઓ જાતે ખરી સ્થિતિથી અજાણ્યાજ છે એમ માની લેવામાં આવે છે. એવી ભૂલ ભરેલી માન્યતાને લીધે, અને જૂના ચીલામાં ચાલ્યા કરવાના માનુષી મોહને લીધેજ આવો તેમનો દૃઢ ગ્રહ બંધાઈ ગયેલો જણાય છે. પરંતુ ખાસ મેળવેલા અનુભવથી થયેલી ખાતરીને પરિણામેજ આ સૂચનાઓ કરવામાં આવી છે, અને તે પ્રમાણે સોમાંથી નેવું ટકામાંતો અમલ કરી શકાશે એમ ખાતરીથી કહી શકાશે. માત્ર શિક્ષકની અડગ શ્રદ્ધા, અખુટ ઉત્સાહ, અનવરત શ્રમ, અને પૂરેપૂરી કાળજીનીજ જરૂર છે. લેખનના વિષયમાં, બીજા બધા વિષયોની પેઠેજ નીચેની સૂચનાનો ખાસ અમલ કરવામાં આવશે, તો પરિણામ સુધરતાં વખત લાગશે નહિં.

૧. પહેલેથીજ સ્વચ્છ, પ્રમાણસર, ચોકખા, સુંદર અક્ષરનો આગ્રહ રાખો. જ્યારે જ્યારે કાંઇ પણ લખવાનું હોય, ત્યારે ત્યારે જેવું તેવું કે ગડબડીયું કામ થવા નજ દો—સ્વીકારશોજ નહિં.

૨. જ્યારે લખાણ કામ ચાલતું હોય ત્યારે દરેકે દરેક છોકરાં પર લક્ષ રાખો, થતી ભૂલો બતાવો, ફરીથી

કરાવો, નમુનો તેમની નજર આગળ રાખો. ખરાબ કામ જરાપણ ચાલશેજ નહિં એવો આગ્રહ રાખો.

૩. એક સાથે ઘણું કામ કરી દેવાનો મોહ છોડી દો. થોડું, અતિ થોડું, ભલે થાય; પણ જેટલું થાય તેટલું સારૂંજ કરાવશો, તો ભવિષ્યમાં બહુ સંગીન પરિણામ જોશો.

શ્રુતલેખનમાં, અનુલેખનમાં, શ્રમલેખનમાં ઉપરની સૂચનાઓ ધ્યાનમાં રાખો અને પરિણામે જોશો કે, શાળામાં એક વાર અમુક સંસ્કાર પડી ગયા એટલે પછી બધું કામ સરળ અને સહેલું લાગશે.

શ્રુતલેખનમાં શિક્ષકો એક એવી ભુલ કરે છે કે, માત્ર પુસ્તકના પાઠમાંના શબ્દોનેજ વળગી રહે છે. અત્યારે તો સ્થિતિ એવી છે કે, તે શબ્દો પણ પૂરાપાધરા તૈયાર કરાવવાની કાળજી પ્રમાણમાં થોડામાં માલમ પડે છે, અને સોમાંથી ભાગ્યેજ પાંચ પચીશ કે બહુ તો પચાસ છોકરા બધા શબ્દો ખરી રીતે લખી શકે છે. પરંતુ પુસ્તકમાંના શબ્દો પૂરા અને ખરા આવડયા એટલે શ્રુતલેખન બરાબર થઈ ગયું, એમ સારા શિક્ષકોએ તો માનવું જોઇએ નહિં. લેખન ગુજરાતી ભાષામાં તો બહુજ સરળ અને સીધું છે. માત્ર થોડાજ જોડાક્ષરો-જેમાં દ, શ, ચ, કે ર હોય છે તેવાજ જોડાક્ષરો-કાંઇક મુશ્કેલી ઉભી કરે છે. તે સિવાયના તો, બધા એવા સરળ અને સીધા છે કે ઉચ્ચાર બરાબર સમજાય, તો તે પ્રમાણે લખવામાં જરાપણ અગવડ રહે નહિં. લખાણમાં પહેલું કામ શ્રવણ શુદ્ધિનું છે. ઉચ્ચાર

બરાબર સંભળાવા જોઇએ, અને તે ઉચ્ચાર બરાબર કરતાં આવડવા જોઇએ. આ બે આવડે એટલે લેખન-શુદ્ધિ આપોઆપજ આવી જશે. શિક્ષકે સમજવાની જરૂર છે કે, જ્યાંસુધી ઉચ્ચાર પ્રમાણે લખાણ બરાબર કરી ન શકાય ત્યાંસુધી ચોપડીના શબ્દો બધાજ ખરેખરા લખી લાવનાર પણ લેખન વિષયમાં તૈયાર થયેલો કહેવાય નહિં.

પહેલા ધોરણમાં જોડાક્ષરની શરૂઆત છે, અને સારો શિક્ષક એક સાદી યુક્તિથી છોકરાને બહુ સરસ રીતે સમજ આપી શકશે. મૂળાક્ષરો તો બધાજ આવડતાજ હોય. બધા પાટીયા પર લખી, જે જે મૂળાક્ષરોને લીટી (જમણી બાજુ કાનાને મળતી) છે તે તે અક્ષર પર ધ્યાન ખેંચી, લીટી-વાળા અક્ષરની સાથે બીજો અક્ષર જોડવો હોય, તો લીટી નહિં કાઢતાં તેની પાસેજ બીજો અક્ષર લખી દેવો એ સામાન્ય નિયમ ધ્યાન પર મૂકવામાં આવે, અને તેના દાખલા આપવામાં આવે, તો એક કલાકમાં છોકરાંને ઘણુંજ શીખવી દેવાય. દાખલા તરીકે ખ, ગ, ઘ ના જેવા અક્ષરો લઇ, ખ્યાલ, ભાગ્યો, ના જેવા શબ્દોના બરાબર ઉચ્ચાર કરાવી, કયા કયા અક્ષરો સાથે બોલાય છે, તે સમજ આપી, શબ્દો લખી, બરાબર સમજાવ્યું હોય તો, એક અઠવાડીઆમાં તો તે જાતના લગભગ બધાજ જોડાક્ષરો છોકરાંઓ જરા પણ મુશ્કેલી વગર શીખી શકશે. તેવા કામ માટે શિક્ષકે આગળથી તૈયારી કરવી જોઇએ. ચોપડીમાંના અને બીજા શબ્દોની નોંધ હાજર રાખવી જોઇએ; તેવી બાબત ઉપર બરાબર કાળજી રખાશે, ત્યારેજ કામ પૂરી રીતે સફળ થઇ શકશે,

નહિં તો ઉલમાંથી ચુલમાં જેવું થશે. આ પ્રમાણે શીખવતાં પહેલાં કયા અક્ષરો અને શબ્દો લેવા એ તો શિક્ષકે પોતેજ વિચારી લેવાનું છે. માત્ર પોતે જે કરે તેની નોંધ કરી લેવાનું ચૂકવું નહિં, કે જેથી બીજી વખત કરવા જતાં ક્રમસર અને ગોટાળો થયા વિના કામ કરી શકાય.

પહેલા ધોરણમાં લેખન માટે કાંઈ પણ ખાસ પ્રયત્ન કર્યા પહેલાં ક્ષ અને જ્ઞ બરાબર લખે છે કે કેમ એ જોવાની, અને થતી ભૂલો નાબુદ કરવાની બહુ જરૂર છે. ક્ષ અને જ્ઞની સાથે ત્ર લેવાય તોપણ ઠીક છે. ક્ષ બોલી, બરાબર લખાવી, જેમાં ક્ષ આવતો હોય તેવા ઘણા શબ્દો શિક્ષકે બોલવા, લખવા, વંચાવવા, અને પછી હળવે હળવે લખાવવા. અક્ષર, પરીક્ષા, શિક્ષક, શિક્ષા, સમક્ષ, પક્ષી, ક્ષાર, ક્ષેમ, ક્ષીણ, રક્ષા, રક્ષણ, રક્ષક વગેરે શબ્દો માત્ર લખાણ માટેજ ઉપયોગમાં લેવામાં આવશે તો ક્ષ અને તેના ઉપયોગનો સારો મહાવરો પડશે. આ પ્રમાણેજ જ્ઞ અને ત્ર માટે કરવું જોઈએ. અને તેટલું થયા પછી જેની પાસે લીટી હોય તેવા થોડા થોડા અક્ષર લઇ હળવે હળવે બીજા જોડાક્ષરો શીખવવા.

જે અક્ષર પાસે લીટી નથી, તેવા તો પાસે પાસે લખવાથીજ જોડાય છે, એટલુંજ સમજાવવું પડશે. તેમાં ળ ના જેવો અર્ધો લખાતો અક્ષર તો અપવાદ તરીકે સમજાવાશે. બાકી ક, છ, જ, ટ, ઠ, ડ વગેરેના જેવા તો પાસે પાસેજ લખાય છે, એ બતાવ્યું, અને તેનો મહાવરો પડાવ્યો એટલે બધું સરળ થઇ જશે.

મુશ્કેલી માત્ર દ, ચ, ર, શ ને જોડવાના હોય છે ત્યારે થાય છે. તેને માટે પણ જરાક પદ્ધતિસર કામ કરનાર શિક્ષક એકેક અક્ષર લઇ, તેના જોડાક્ષરો લઇ, કયાં કેવી રીતે લખાય છે, અને શામાટે તેમ લખાય છે, એ સમજાવી શકશે તો પહેલી ચોપડી પૂરી થતાં થતાં તો, ગમે તે શબ્દ શુદ્ધ રીતે બોલાય તો છોકરાઓ વિના ભૂલે લખી શકે તેટલી તાકાત તેઓને આપી શકશે.

શબ્દલેખનમાં ઉચ્ચાર પહેલાં કરાવવો, અને તે ખરો કરી શકે ત્યાં સુધી સુધારવો. દ, ચ, ર, શ, વગેરે જોડાક્ષરમાં તો ઉચ્ચાર પર સવિશેષ લક્ષ આપવું. તેમાં પણ ર નો ઉચ્ચાર કયાં થાય છે, તે બરાબર સમજે એમ કરવું. કર્મમાં ક પછી અને મ પહેલાં, અને નમ્રમાં ન પછી તો ખરોજ, અને મની પણ પછી ર બોલાય છે એ બરાબર સમજાવવું.

આ પ્રમાણે નહિં, અને ચોપડીના પાઠ પ્રમાણે શબ્દો લેવામાં આવશે, તોપણ હરકત નથી. તેમાં પણ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે, પાઠમાં આવતા જોડાક્ષરવાળા બધા શબ્દો, અને બીજા પણ શીખવવા જેવા શબ્દો, બરાબર પાકા થવા જોઇએ. વાંચનપાઠ એક કે બે દિવસે પૂરો થાય, માટે લખાણ પણ તેટલાજ વખતમાં આટોપી લેવાની ભૂલ ઘણા શિક્ષકો કરે છે. પરિણામ એ આવે છે કે, છોકરાં જરાપણ પાકાં થતાં નથી. લેખનમાં ખાસ નિયમજ રાખવો કે, એક પાઠના બધા શબ્દો બરાબર પાકા ન થાય

ત્યાંસુધી બીજા પાઠનું લખાણ શરૂ કરવુંજ નહિં. આમ કરવાથી ક્રમ પૂરો ન થાય એ ધાસ્તી રાખવી ખોટી છે. તે પ્રમાણે પાંચ સાત પાઠ બરાબર પાકા થશે તો પાછળના પાઠોમાં જરા પણ મુશ્કેલી નડશે નહિં. ઉલટું વધારે ઝડપથી અને વધારે ચોકકસ કામ થાય છે, એમ ખાતરી થશે.

શ્રુતલેખનમાં શિક્ષકે બીજી વાત ધ્યાનમાં રાખવાની છે–તે એ છે કે લખાણની વખતે શિક્ષકો એકને એક શબ્દ મોટા ઘાંટા પાડી પાંચ સાત વાર બોલે છે. શિક્ષક બોલ્યા કરે અને છોકરાં લખ્યે જાય. આ ટેવ ઘણીજ ખોટી કહેવાય. શિક્ષક બોલે ત્યારે છોકરાંએ લખવું જોઇએ નહિં. શિક્ષક બોલે ત્યારે બધાં છોકરાં બરાબર સાંભળે, અને સાંભળી રહે કે લખવા માંડે. શિક્ષકે શબ્દ એક વારજ બોલવાની ટેવ રાખવી, જો કોઇ છોકરૂં સાંભળી ન શકયું હોય, તો તે ઉચો હાથ કરે, કે તેવી કાંઈ નિશાની કરે તેવું શિક્ષકે કહી રાખવું, અને તેવું થાય ત્યારેજ અછૂટકે બીજી વાર શબ્દ બોલવો. સાધારણ નિયમ તરીકે તો એકજ વાર સ્પષ્ટ રીતે શબ્દ બોલવો જોઈએ.

શિક્ષકો સાધારણ રીતે વીસ ત્રીસ શબ્દો એક સાથે લખાવી દે છે, અને પછી ખરા ખોટા જુએ છે. જેના જે જે ખોટા હોય, તે છોકરા ચોપડીમાં જોઈ સુધારી લખી લાવે, પાંચ પાંચ કે દશ દશ વાર લખી લાવે; અને તેટલું થયું એટલે શિક્ષકે જાણે કામ કરી લીધું એવો પોતે સંતોષ માને છે. પરંતુ એ રીત બરાબર નથી. ભૂલો જો ચોપડીમાંથી

નકલ કરવાથીજ સુધરતી હોય, તો શિક્ષકને કરવાનું કામ કાંઇ રહેજ નહિં. કયા છોકરાએ કઇ ભૂલ કયા કારણથી કરી, અને તે કેમ સુધારવી એ બતાવવામાં ન આવે તો શિક્ષકે પોતાનું કામ કર્યું એમ કેમ કહેવાય ?

શબ્દલેખન શીખવવાની ખરી રીત નીચે પ્રમાણે છે. છોકરાંઓ બરાબર સાંભળે તેવી રીતે શબ્દો લખાવ્યા પછી, શિક્ષકે તે તપાસી લેવા. તપાસતાં સામાન્ય રીતે માલુમ પડતી શી શી ભૂલો છે, તે લક્ષમાં રાખી લેવી. બધાના જોઈ રહ્યા પછી, જે જે શબ્દ બધાનાજ ખરા હોય તે શબ્દ પર વખત ગાળવાની કશી જરૂર ન જ ગણાય. જે શબ્દમાં ઘણાની ભૂલ હોય તે શબ્દ પહેલાં લેવો; તે જેનો ખોટો હોય તેને બોલવાનું કહેવું, બરાબર ઉચ્ચાર ન કરે તો જેનો જેનો ખોટો હોય તે બધાને બોલાવી જવો. જો ખોટો ઉચ્ચાર થાય તો, બીજા છોકરા પાસે અગર તો કોઇ વખત શિક્ષકે જાતે શુદ્ધ ઉચ્ચાર કરી સંભળાવવો. અક્ષર કયા પછી કયો આવે છે, એ સમજ પાડી, તે શબ્દની મોઢેથી જોડણી કરાવવી. ઉચ્ચાર શુદ્ધ થાય, જોડણી મોઢેથી ખરી કરી શકે એટલે લખાવવો. કાળા પાટીયા પર લખાવવો એ વધારે સારૂં છે. આમ શીખવતાં શીખવતાં પણ પોતે વર્ગ શિક્ષક છે એ વાત વિસરાવી જોઇએ નહિં. એકજ છોકરા પર લક્ષ રોકી રાખી, વર્ગને ભૂલી જવો જોઇએ નહિં. બધાંને વારા ફરતી પૂછવું, ખરાં હોય તેવાંની મદદ લેવી, ખોટાં હોય તેવાંને સમજાવતા જવું. લખાણમાં જોડાક્ષર હોય તો તે બરાબર લખતાં આવડે તેટલી સમજુત આપવી. તે

પ્રમાણે શબ્દ બરાબર થાય એવી ખાતરી થાય, તો તેનો તે શબ્દ, આખા વર્ગને લખાવવો. કોઇ છોકરૂં ભૂલ કરે તો વ્યક્તિગત કે સમસ્ત, જરૂર પડે તે પ્રમાણે, પાછું શીખવવું. એમ એક શબ્દ બરાબર પાકો થાય, ત્યારપછીજ બીજો શબ્દ લેવો.

આ પ્રમાણે શીખવતાં તો પારજ ન આવે, એવું ઘણા શિક્ષકો માને છે. પણ એ માન્યતા સાચી નથી. ખરા ઉચ્ચાર અને ઉચ્ચાર પ્રમાણેજ અક્ષરના ક્રમનું ભાન પાકું થઈ ગયા પછી શીખવવાનું બહુ થોડું રહેશે.

આ પ્રમાણે કામ કરનાર શિક્ષક વીસ પચીસ શબ્દો લખાવે તો તો વખત રહેજ નહિં એ ખરૂં. તેવી રીતે શીખવનારે શરૂઆતમાં પાંચ અને પછી આઠ કે દશ શબ્દથી વધારે શબ્દો લખાવવાજ નહિં. શરૂઆત કરતી વખતે તો બે કે ત્રણ શબ્દ લખાવાશે તોજ બરાબર પાકું થઇ શકશે.

બરાબર પાકું થયા પછી, મહાવરા માટે, પરીક્ષા તરીકે, ઘણા શબ્દો લખાવવા હોય તો બાધ ન ગણાય, પણ શીખવતી વખતે તો આઠ દશેક શબ્દથી વધારે નજ લખાવવા એ ડહાપણ ભરેલું છે.

શિક્ષક શીખવનાર છે એ સૂત્ર દરેક વિષયમાં, દર ક્ષણે દરેક શિક્ષકે અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ.

પહેલા ધોરણમાં અનુલેખન-નમુનો જોઇ લખવાની-ચોપડીઓ રાખવામાં આવતી નથી. ઘણી નિશાળોમાં બહીના

અક્ષરની રીત છે તે ઠીક છે. કિત્તાથી ખડીના અગર તો પત્થરપેનથી પાટીમાં મોટા સારા અક્ષરો લખાવવાનો મહાવરો આપવાની જરૂર છે. સરસ રીત તો એ છે કે, શિક્ષકે કાળા પાટીયા પર મોટા સરસ અક્ષરો લખવા. હળવે હળવે શબ્દો પણ લખવાની શરૂઆત કરવી. શિક્ષકે લખેલા અક્ષર જોઈ જોઈ, દરેક બાળક પોતપોતાની પાટીમાં તેવાજ મોટા ચોકખા અક્ષર લખે, બાળકો લખતા હોય ત્યારે, શિક્ષકે ફરતા રહી, છોકરાઓને મરોડ, પ્રમાણ, સફાઈ વગેરે બતાવતા રહેવું. પહેલા ધોરણમાં આથી આગળ વધવું હોય તો પેનસીલથી કાગળ પર મોટા હરફ લખાવવાનો મહાવરો પણ પાડી શકાશે. કોઇ કોઈ શિક્ષક સાહીથી અનુલેખન પોથીમાં લખાવે છે, તે પણ કાંઈ ખોટું તો કહેવાય નહિં. માત્ર તેટલો મહાવરો પડાવવા માટે સારી કાળજીની જરૂર છે, અને સારો શિક્ષક જો ખંત રાખે, તો ઘણીજ સારી રીતે તેટલું કામ કરાવી શકે છે. પરંતુ સાધારણ નિયમ તરીકે, સાહીનું કામ બીજા ધોરણ સુધી મુલતવી રાખવામાં આવે તો વધારે સારૂં.

## બીજા ધોરણમાં

શ્રુતલેખનમાં લીટીઓ લખાવવાનું ધોરણ છે. પરંતુ લીટી લખવાની શરૂઆત કરતા પહેલાં જોડાક્ષરવાળા શબ્દો બરાબર આવડવા જોઇએ એ ધ્યાનમાં રાખવું, અને પાઠની અંદરના શબ્દો બરાબર આવડી ગયા છે, એ ખાતરી કર્યા પછીજ લીટીઓ લખાવવાનું શરૂ કરવું. લીટી

લખાવવામાં પણ વારંવાર બોલ્યાબોલ ન કરવાનું ધ્યાનમાં રાખવું. બે કે ત્રણ શબ્દો સાથે બોલવા, બોલાય ત્યાં સુધી છોકરાં સાંભળે, બોલાયા પછી લખે, લખી રહે ત્યાંસુધી શિક્ષકે ધ્યાનપૂર્વક દેખરેખ રાખવી. દરેક છોકરૂં લખી રહે એટલે પાટી પરથી, પોતાનો હાથ જરા આગળ ધરી રહે. બનતાં સુધી માત્ર એક વાર બોલીને, જેટલું લખાવવું હોય તેટલું લખાવાય, ત્યારેજ શિક્ષકે પદ્ધતિસર કામ કર્યું કહેવાય. લીટી લખવાની શરૂઆત થાય ત્યારથી શબ્દો છૂટા છૂટા લખવાની સમજ આપવી. શબ્દ કોને કહે એ વ્યાખ્યા આપવાની જરૂર નથી, પણ ચોપડીમાં છૂટા છૂટા છાપેલા શબ્દો બતાવવા, ઓળખાવવાનો મહાવરો પડાવવો અને લખવામાં તે પ્રમાણે કરે એમ શીખવવું.

સુધારવા માટે પહેલા ધોરણમાં બતાવ્યું છે તેમ પહેલાં તો કોની કઇ કેવી જાતની અને શા માટે ભૂલ પડી છે, તે શિક્ષકે બરાબર જાણી લઈ યાદ રાખી લેવું જોઇએ. પછી સામાન્ય ભૂલો સમજાવવી, સુધારવી. છેવટ પ્રત્યેક છોકરાને પોતપોતાની ભૂલનું ભાન થાય એવી રીતે બતાવવું જોઇએ. પહેલાં ઉચ્ચાર અને પછી લેખન બરાબર શુદ્ધ થાય એમ કરવું જોઇએ.

લીટીબંધ લખાવવાની શરૂઆત કરતા પહેલા શબ્દસમુદાય લખાવવા, એ વધારે સારૂં છે. શબ્દ સમુદાયો અને પછી નાનાં નાનાં વાકયો, એક વખતજ બોલવાથી યાદ રાખી લેવાની, અને શુદ્ધ રીતે લખવાની ટેવ પડે, ત્યારેજ લીટીબંધ લખાવવાનો આરંભ કરવો.

પણ લીટીબંધ લખાવતાં કેટલા શબ્દો સાથે બોલી શકાશે એ શિક્ષકે પહેલાં જોઈ લેવું, અને સંબંધ સચવાય તેવી રીતે શબ્દસમુદાય પાડી, એક વારજ બોલી, છોકરાને લખવાની ટેવ પડાવવી.

હળવે હળવે ઝડપથી લખાવવાનો મહાવરો પડાવવો અને સારા ચોકખા અક્ષરે અને ઘણી સારી ઝડપથી લખે ત્યારેજ કામ બરાબર થયું એમ જાણવું.

બીજા ધોરણમાં બહુ ઝડપના કરતાં સાંભળવાની ટેવ, સાંભળેલું યાદ રાખી લખવાનો મહાવરો, સારા ચોકખા મરોડદાર અક્ષર, છૂટા છૂટા શબ્દો, સાફ લખાણ, એ સઘળા ઉપર વધારે ધ્યાન આપવું.

અનુલેખનની શરૂઆત આ ધોરણમાં કરાવાય છે, પણ શિક્ષક માત્ર એમજ માને છે કે, લેખન પોથીમાં છોકરાંઓ અક્ષર અને શબ્દો જોઇ જોઈને લખવા મંડી જાય એટલે એની મેળે ટેવ પડશે. પણ આ સમજ ભૂલ ભરેલી છે. કિત્તા પકડવાની ટેવ, કિત્તા વાપરવાની આવડત, લેખનપોથી રાખવાનું ધ્યાન, સાહીથી લખવા માટે કાળજી, તથા ડાઘાડુઘી ન પાડે અને પોથી કે આંગળાં ન બગાડે તેવી સંભાળ રાખતાં ન આવડે ત્યાં સુધી, સાહીથી શરૂઆત કરવી એ યોગ્ય નથી.

ઉપર બતાવેલી ટેવો પાડાવવા માટે પહેલું પગથીયું તો લેખનપોથીમાં જે પાનું લખવાનું હોય, તેમાં જે અક્ષરો હોય, તે તેવડા પ્રમાણમાં પહેલાં તો પત્થરપેનથી

પાટી પર લખાવવા એ છે. બરાબર તેવડા, તેમાં બતાવેલા પ્રમાણના, યોગ્ય મરોડના તે તે અક્ષર કે શબ્દ બરાબર પાટીમાં લખતાં આવડે, એટલે પછી કાગળ પર પેન્સીલથી બરાબર લખાયા પછી, કિ-તો આપી, તે કેમ પકડવો, હાથને કેમ વાળવો, વગેરે બતાવતા જઇ, અમથા કાગળ પર, કે પછી તેને માટે બાંધેલી ખાસ કોરા કાગળની નોટમાં સાહીથી લખાવવાની શરૂઆત કરવી. બે ત્રણ ચાર પાનાં તેવી રીતે લખ્યા પછી, ખાતરી થાય કે અક્ષર બરાબર થયા, ત્યારેજ લેખન-પોથીમાંનું તે પાનું લખાવવું. આ પ્રમાણે દરેક પાના માટે સમજવું. આ પ્રમાણે કરવાથી લેખનપોથી એકજ થશે, તોપણ બસ થશે. પરંતુ તે પોથી બગડશે. નહિં, સારાં લખાણની ટેવ પડશે, સુધારવા માટે અવકાશ પૂરતો રહેશે અને લેખનપોથીઓની સંખ્યા ઓછી થવાથી ખર્ચમાં પણ લાભ થશે. સૌથી મોટો લાભ તો એ છે કે, તેથી અક્ષરના મરોડ પાકા થયા પછીજ પોથીમાં લખવાની શરૂઆત થશે, અને તેથી કામમાં ઘણો સુધારો થયેલો આપોઆપજ જણાશે.

શ્રમલેખન માટે એકસરસાઇઝમાં બીજા ધોરણમાં પેનસીલથી અઘરા શબ્દોનું લખાણ બસ થશે. લીટીબંધ શ્રુતલેખન શરૂ થયા પછી, પાઠની બબ્બે લીટી લખાશે તો પણ ચાલશે, અને વચમાં વચમાં હિસાબ પણ પદ્ધતિસર કેમ લખવા એ બતાવવા માટે કોઇ કોઇવાર હિસાબ પણ લખાવાશે, તો લાભ થશે. ધ્યાનમાં એટલુંજ રાખવું કે, જે લખાવવું એ શિક્ષકે કાળજીપૂર્વક તપાસવું, વેઠ જેવું

કે ઢરડા જેવું કામ સ્વીકારવું નહિં, સફાઈ અને સારી ટેવો માટે આગ્રહ રાખવો. થોડું કરવું, પણ જે કરવું તે સરસજ કરવું એ નિયમને ચીકટપણે વળગી રહેવું.

---

## ત્રીજા ધોરણમાં.

શ્રુતલેખન વિષે ખાસ વધારે સૂચનાઓ આપવાની રહેતી નથી. વિરામ ચિન્હો બોલ્યા વગર, વાંચવાની ઢબ પરથીજ લખી શકે, તેવો મહાવરો પડાવવાની કાળજી, તથા લખવામાં હળવે હળવે ઝડપ વધતી જાય તેટલી સંભાળ, એ બે પર ભાર મૂકવાનો છે. ત્રીજા ધોરણમાં પાંચ છ શબ્દોના સમુદાય કે વાકય સાંભળી, યાદ રાખે, અને પછી લખે, અને **ચોથા ધોરણમાં** તો આઠ દશ શબ્દોનાં વાકય પણ યાદ રાખી લખી શકે એવી ટેવ પડાવવી; અક્ષરમાં ગડબડીઆપણું કે ઉતાવળ, મરોડની બેકાળજી, કે પ્રમાણ સાચવવામાં બેદરકારી એવી એવી કુટેવો ટકવા ન દેવી, એ શિક્ષકની ખાસ ફરજ છે, એમ સમજવું. વળી, થતી ભૂલો વ્યકિત વ્યકિતને તો બતાવવી, પણ આખા વર્ગને તે પરથી સમજ આપવી, અને તેવી ભૂલો વર્ગમાંથી નાબુદ થાય, એવી રીતે શીખવવું. લખાણની ભૂલો બહુ ખંતથી અને હુશીયારીથી સુધરાવવી. પચાસ વખત લખાવ્યા કરવાથી જે લાભ ન થાય, તે લાભ બે ચાર પાંચવાર સારી રીતે સુધારવાથી થઇ શકે છે. શિક્ષકની આવડત અને કળા સુધારવામાં અને શીખવવામાંજ દેખાય છે. માટે, લખાવ્યાથીજ કામ પૂરૂં થયું એમ કદી માની બેસવું

નહિં, પરંતુ ભુલો સુધારી, સમજાવવામાં પૂરતો વખત ગાળવો એ બહુજ જરૂરનું-અનિવાર્ય-છે એમ સમજવું.

અનુલેખનમાં પણ ખાસ વિશેષ સૂચનાઓ આપવાની રહેતી નથી. ત્રીજા ધોરણમાં પત્થરપેનથી કે પેનસીલથી લખાવવાની જરૂર નહિં રહે. સાહીથી લખતાં તો આવડી ગયેલુંજ હશે. છતાં પણ અનુલેખન પોથીમાંનાં પાનાંમાં આપેલા શબ્દો કે વાકયો, પહેલાં કોરા કાગળની નોટમાં બરાબર લખાવવાની તો જરૂર કદાચ પડશે. તેમાં જોડણી, મરોડ, પ્રમાણ વગેરેમાં બરાબર પાકું થયા પછીજ અનુલેખનપોથીમાં લખવાની શરૂઆત કરવી. ત્રીજા ધોરણ સુધી બરાબર તૈયાર થયેલા વિદ્યાર્થીઓ ચોથા ધોરણમાં તો અનુલેખનપોથીમાંજ લખી શકશે. પરંતુ ઘણી વાર નવા આવેલા, ગેરહાજર રહેલા, કુદરતી તાકાતમાં કાંઇક ખામીવાળા, કે પાછળ રહી ગયેલા નબળા વિદ્યાર્થીઓ માલુમ પડે છે. તેવાને માટે સાહીથી કોરા કાગળની નોટમાં કે પેનસીલથી પણ લખાવવાની જરૂર જણાય તો તેમ કરવામાં ચોથા ધોરણમાં પણ બાધ સમજવાનો નથી. હેતુ દરેક વિદ્યાર્થીને તૈયાર કરવાનો છે, તેને માટે જે કાંઇ કામ ફરી કરવું પડે તે કરવામાં વાંધો માની શકાયજ નહિં. માત્ર ખરા કારણસરજ તેવું શૈથિલ્ય અને તેવી મંદગતિ સ્વીકારી શકાય છે, એટલુંજ ધ્યાનમાં રાખવું.

શ્રમલેખનમાં ત્રીજા ધોરણમાં વાંચનપાઠ તથા ગણિત અને ભૂગોળની કાંઈ સાધારણ હકીકત, અને ચોથા ધોરણમાં દરેકે દરેક વિષયમાંથી કાંઇ કાંઇ લખવાની ટેવ પડાવવાની

જરૂર છે. સફાઈ, શુદ્ધિ, અને સારાં કામ માટે આગ્રહ રાખવો, ભૂલો સુધારવી, ભૂલો ઓછી કરે તેવા પ્રયત્ન કરવા, અને લખાણ કામ સારૂં કરવા માટેજ એ બધી કાળજી રાખવામાં આવે છે, એમ સમજી યથાયોગ્ય શ્રમ લેવો એ શિક્ષકની ફરજ છે, એટલીજ સૂચના ફરીથી આપવાની રહે છે.

આપણી પ્રાથમિક નિશાળોમાં કાળજી નથીજ રખાતી તેવો લેખનનો પેટા વિષય સ્વતંત્ર લેખનનો છે. સ્વતંત્ર લેખન એટલે, પોતાની મેળે, છોકરાઓ પોતાની બુદ્ધિથી, સમજનો ઉપયોગ કરી, જે જાણતા હોય તે સારી રીતે ભૂલ વગરનું લખે તે.

આવાં લખાણ માટે મહાવરો ત્રીજા ધોરણથી પડાવાય તો ખોટું નથી; પણ હાલની સ્થિતિ જોતાં, આગ્રહ રાખવો એ જરાક ઉતાવળ જેવું લાગે છે, એટલે ચોથા ધોરણમાંજ તેવી શરૂઆત કરવી એમ સૂચવવામાં આવે છે. પહેલું પગથીયું: નાની વાર્તા, જે છોકરાં બાળવર્ગ કે પહેલા ધોરણમાં શીખી ગયાં હોય, તે છોકરાંમાંથી કોઈને કહેતાં આવડે છે કે કેમ એવો પ્રશ્ન કરી, કહેવરાવવી. બે ચાર પાંચ છોકરા પોતપોતાના શબ્દોમાં કહે, જરૂર પડે તો શિક્ષક ફરીથી, ટુંકાં નાનાં શુદ્ધ વાકયોમાં બોલી જાય, અને પછી છોકરાંઓને 'એ વાત કોણ લખી શકશે'? એવો પ્રશ્ન પૂછી તત્પર બનાવવાં, અને પછી પાટીમાં લખી લાવવા જણાવવું. તે લખાણ બધાનું વાંચી, ભૂલો બતાવી,

સારી રીતે કેમ લખાય, તે કાગળ પાટીયા લખીને, કે બીજી યોગ્ય રીતે સમજાવવું. પણ યાદ રાખવું કે, છોકરાંઓને મોઢે કરાવવાની કે ગોખી નાખવાની કુટેવ પડે નહિં.

એ પ્રમાણે જાણીતી નાની વાતો થયા પછી, છોકરાં ન જાણતાં હોય તેવી વાત કહેવી. નાની, ટુંકી, અને સહેલીજ વાત કહેવી. તે છોકરાં યાદ રાખી શકે તેટલી વાર શરૂઆતમાં કહેવી, પણ હળવે હળવે એકવાર કહેવાથીજ યાદ રાખી લે, તેવો મહાવરો પડાવવો. તેટલું થયા પછી, ત્રીજી ચોથીના પાઠની હકીકત ટુંકામાં લખી શકે, તેવો મહાવરો પડાવવો. પરંતુ આ મહાવરો પડાવતાં ધ્યાનમાં રાખવું કે, છોકરાં પાઠ મોઢે કરી, ગોખણપટ્ટીથી લખી ન જાય.

તેવી ટેવ પડાવવામાં, આખો પાઠ નહિં, પણ પાઠની અંદરની હકીકત લખાવવાની ટેવ રખાશે તો ગોખવાનો લોભ રહેશે નહિં.

પાઠની, કવિતાની, અને તેવી સામાન્ય હકીકત થયા પછી, કોઇ સ્થળ કે પ્રસંગ જોયેલ હોય તેની વાત ટુંકામાં લખાવવાનો મહાવરો પડાવી શકાય. પણ યાદ રાખવું, કે ચોથા ધોરણનાં છોકરાં કાંઇ બહુ સારૂં કે નિબંધ જેવું લખી શકેજ નહિં, માત્ર તેવા લખાણ માટે તૈયારીજ થઈ શકે.

આટલું થયા પછી સ્વતંત્ર રીતે પોતાનાં નાનાં કામની ચીઠ્ઠી લખતાં શીખવવું, એ જરૂરનું છે. પોતે ગેરહાજર રહેવાનો છે, એવી શિક્ષક પર ચીઠ્ઠી, પોતાના ભાઈબંધને ત્યાંથી ચોપડી કે તેવું કાંઈ મંગાવવાની ચીઠ્ઠી, રમત માટે કે બીજા તેવા કામ માટે બોલાવવાની ચીઠ્ઠી, પોતાના બાપ,

મા, ભાઈ, બેન બહાર ગામ હોય, તો પોતાની તબીયતની અને અભ્યાસની ટુંક હકીકત જણાવી શકે, તેવી ચીઠ્ઠી: આવું આવું લખવાની ટેવ પડાવી શકાય તો ઘણું સારૂં થાય.

આ વિષય સાધારણ રીતે પાંચમા ધોરણનો ગણાય છે. પરંતુ પ્રાથમિક શિક્ષણ ચોથા ધોરણમાં પૂરૂં થાય છે, અને તેટલું શિક્ષણ મેળવનાર, દુનિયામાં જીવન ગાળવા જરા તરા પગ પર ઉભો રહી શકે, તેવું જ્ઞાન મેળવી લે એ જરૂરનું ગણાય છે, તેથીજ આટલી સૂચના અહિં કરવામાં આવી છે. અને આશા છે કે, રીતસર, કાળજીથી અને લાગણીપૂર્વક કામ કરનાર શિક્ષકથી આટલું કામ કરી શકાશે.

## વ્યાકરણ

વ્યાકરણ જુદા વિષય તરીકે તો **ત્રીજા ધોરણમાંજ** શરૂ કરવામાં આવે છે. સારો શિક્ષક તે શરૂ કરતા પહેલાં સમજાવી શકે છે કે **અક્ષર** તો છોકરાઓ જાણે છે અને **શબ્દો** શું એ પણ સમજે છે. બીજા ધોરણમાં શ્રુતલેખનમાં શબ્દો છૂટા છૂટા લખવાનું શીખવતાં શબ્દનું સાધારણ ભાન તો અપાઈ જાય છે. તેજ પ્રમાણે સામાન્ય જ્ઞાન તરીકે જ્યાં જ્યાં પૂર્ણ વિરામ આવે છે ત્યાં ત્યાં **વાક્ય** પૂરૂં થાય છે એમ સમજાવી વાક્ય કોને કહેવાય એ પ્રત્યક્ષ પ્રદર્શનથીજ કહેવું. ચોપડીના પાઠનાં જૂદાં જૂદાં વાક્ય વાંચતાં જઈ, “આ વાક્ય થયું” એમ સ્પષ્ટપણે ભાન આપવું.

આટલું ભાન આપતાં આપતાં શબ્દ અને અક્ષર વિષે સહેજ સહેજ વધારે સમજ અપાતી જવાય તો સારૂં. ક એ અક્ષર થયો, પણ કે એ શબ્દ થયો; તેમજ ઘ એ અક્ષર, પણ ઘી ઘા ઘો, એ શબ્દો: ભ એ અક્ષર પણ ભો એ શબ્દ; તેમજ નડકલ એ માત્ર અક્ષરસમુદાય થયો, પણ નડતર એ શબ્દ કહેવાય. વ્યાખ્યાથી નહિં, પણ પ્રત્યક્ષ પિછાનથી શબ્દ અને અક્ષર કોને કહેવા એ બરાબર દસાવવું. પછી વાકય લેવું અને મોટાંને નાનું નાનું રૂપ આપતા જઇ, 'હું ગયો,' 'તે પડયો' 'છોકરો દોડે છે' વગેરે નાનામાં નાનાં વાકય લઈ, તેમાં બે શબ્દો હોય છે એ કહી, 'કૂતરો ભસે છે' એ વાકય થયું; પણ 'કૂતરો ઉડે છે' એ વાકય ન થયું એ સમજાવી, નામ અને ક્રિયાપદ કે ઉદ્દેશ્ય અને વિધેય એમાંથી ઠીક પડે તે નામ આપી સમજાવવું.

આંહિં વ્યાકરણ શીખવવામાં એક મોટીજ ગડબડનો ઉલ્લેખ કરવાની જરૂર છે. પહેલાં વ્યાકરણમાં મુખ્ય માન હોપના પુસ્તકને મળતું, અને તેનીજ પદ્ધતિ ચાલુ હતી. હળવે હળવે નવી પદ્ધતિ અને નવા વિચાર સ્વીકારાવા લાગ્યા. પણ તે સંબંધે હજી એટલો ગોટાળો છે કે કઈ પદ્ધતિએ કામ ચાલે છે એ જાણવું મુશ્કેલ છે: માટે દરેક મુખ્ય શિક્ષકે પોતાની શાળામાં કયા ધોરણે કામ કરવું એ દરેક મદદનીશને સમજાવી તેજ ધોરણની તંત્રપોથી ચલાવવાનો આગ્રહ રાખવો એ બહુ જરૂરનું છે. એકજ શાળામાં એક શિક્ષક પૃથકકરણની પદ્ધતિએ, બીજો બીજી

પદ્ધતિએ એમ ઢંગ ધડા વિના શીખવે તો કામ ઉંચું આવે નહિં, અને છોકરાંઓ મુંઝાયા–ધુંચવાયા કરે.હવે આવી મુશ્કેલી રહી નથી, કારણ રા. બ. કમળાશંકરનાં વ્યાકરણમાં એકજ પદ્ધતિ સ્વીકારાઈ છે, અને તે પુસ્તકો મંજુરી પણ મેળવી શકયાં છે. પદ્ધતિ ગમે તે રખાય, તોપણ ત્રીજા ધોરણમાં અક્ષર, શબ્દ, વાકયની સાધારણ સમજ, જૂદા જૂદા શબ્દોથી વાકય બનાવવાની આવડત, અને નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય એ પાંચ પ્રકારઃ એટલું તો શીખવવું જ જોઇએ, એટલું તો બધા શિક્ષકો સ્વીકારશેજ.

વ્યાકરણમાં– બધા વિષયોમાં કરે છે તેમ શિક્ષકો વ્યાખ્યા ગોખાવવાની ખોટી શરૂઆતથીજ કામનો પ્રરંભ કરે છે. પહેલાં સમજ, સામાન્ય વિગતવાળું જ્ઞાન, અને પછી બધી જગાએ લાગુ પડતા સામાન્ય સિદ્ધાંત પરથી વ્યાખ્યા એ ધોરણ હોવું જોઇએ. તેને બદલે પહેલાં વ્યાખ્યા ગોખાવવામાં આવે તો પદ્ધતિ ઉલટાવાઇ ગઈ કહેવાય.

પાંચ પ્રકારમાંથી સૌથી સહેલાં ક્રિયાપદ પહેલાં લેવાશે તો કામ બહુ સરળ થઈ જશે. પાઠમાંનાં ક્રિયાપદોજ ઓળખાવવાં અને બહુ મહાવરો પડી જાય, ત્યારપછી નામ લેવાં. નામમાં ભાવવાચક કે તેવાં નામ માટે શરૂઆતમાં મુશ્કેલી પડશે, પણ જેને જોઇ શકાય, જેને અડકી શકાય, જેનો વિચાર કરી શકાય, એમ વધારતાં વધારતાં હળવે હળવે મહાવરો પડાતો જવાશે તો છોકરાઓ ભૂલ ઓછી કરશે અને બહુ થોડી મુદતમાં અવશ્ય પાકું અને સાચું જ્ઞાન મેળવી

શકાશે. નામ અને ક્રિયાપદ પછી સર્વનામ અને વિશેષણ તો બહુ સહેલાં થઇ પડશે, માત્ર સંબંધક કે દર્શક વિશેષણમાં ગુંચવાડો જણાશે, પણ ઠીક મહાવરો આપ્યાથી તે પણ સર્નજાઈ જશે.

અવ્યયમાં જરા ગડબડ રહે તેવું છે. તેમાં પણ વ્યાખ્યાથી શરૂઆત કરી હશે તો ગોટાળો વધશે. માત્ર નામ, સર્વનામ, વિશેષણ કે ક્રિયાપદ ચારમાંથી એકે ન હોય તે અવ્યય એવું શીખવાય તો શરૂઆતમાં ગુંચવાડો વધશે નહિં.

ત્રીજા ધોરણમાં પાંચ પ્રકારનું જ્ઞાન પાકું થયું હશે તો **ચોથા ધોરણમાં** કામ બહુ સરળ થઇ જશે. ચોથા ધોરણમાં સૌથી સહેલું વચન થઇ પડશે. નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ એ ચારે પરથી એકવચન કે બહુવચન પારખી શકાશે અને સારો શિક્ષક તેટલું જ્ઞાન બહુ થોડા વખતમાં પાકું કરાવી શકશે.

તેવીજ રીતનું જ્ઞાન જાતિનું કહી શકાય. ગુજરાતી ભાષામાં જાતિ માટે કાંઈ ખાસ ધોરણ નથી એ ખરૂં છે, તોપણ જેની માતૃભાષાજ ગુજરાતી છે તેને જાતિ જાણતાં બહુ અગવડ થવાનો સંભવ નથી. જાતિ પણ ચારે પ્રકારના શબ્દો પરથીજ ઓળખતાં, કહેતાં શીખવવું.

ક્રિયાપદનો કર્તા શીખવવામાં શિક્ષક સારો કર્તા એટલે કરનાર એ અર્થનો ઉપયોગ કરી, અનેક દાખલાઓ આપી બહુજ સફળ કામ કરી શકશે. તેજ પ્રમાણે કર્મ પણ થશે; પણ કર્તા વિષે પૂરેપૂરી માહિતી મળ્યા સિવાય કર્મની વાત ન ઉપાડવી એજ સારૂં છે.

તેટલું થયા પછી અકર્મક શીખવી શકાશે અને આટલું થયા પછી કે ગમે તો તેની પહેલાં કાળનું-મુખ્ય ત્રણ-ભૂત, વર્તમાન, ભવિષ્યનું-ભાન આપી શકાશે. ભૂતકાળમાં કર્તામાં કાંઇ ફેર પડી જાય છે એ પ્રત્યક્ષ દાખલાથી સમજાવવું અને એક કાળનાં ક્રિયાપદને બીજા કાળમાં મૂકી વાક્યને ફેરવી નાખવાનો મહાવરો બને તેટલો વધારે પડાવવો.

બધું બરાબર પાકું થયા સુધી ધાતુ અને ભેદ મુલતવી રખાશે તો કાંઇ હરકત જેવું નથી. જો પ્રારંભનું જ્ઞાન પાકું થશે તો તે બાળતો સમજવા માટે યોગ્ય કેળવણી તો મળી ગઇ હશે. શિક્ષકોમાંથી બહુ થોડા જેનું મહત્ત્વ સમજે છે અને જેને રીતસર શીખવવાની દરકાર તો તેથી પણ થોડા કરે છે એ વિષય વિભકિતનો છે. વિભકિત એટલે ઘણા શિક્ષકો પ્રત્યય સમજે છે, પરંતુ પ્રત્યય તો માત્ર વિભકિતદર્શક ચિન્હો છે. વિભકિત તો માત્ર 'સંબંધ' છે. વાક્યની અંદર શબ્દ શબ્દની વચ્ચે જે સંબંધ છે-જે સંબંધને લીધે વાક્યનો અર્થ થઈ શકે છે-જેને લીધે એક શબ્દ બીજા સાથે સંકળાઇ રહે છે-તે સંબંધનેજ વિભકિત કહેવાય. વિભકિતના પ્રત્યય છે, પણ વિભકિત એ કાંઈ પ્રત્યય, કે પ્રત્યય એ કાંઇ વિભકિત નથી. તે સંબંધ કઇ કઇ તરેહના હોય એ પુષ્કળ દાખલાથી સમજાવવું એ શિક્ષકનું કામ છે. કારક અને ઉપપદના જેવા શાસ્ત્રીય વિભાગમાં ઉતરી પડવાની પ્રાથમિક ધોરણમાં કાંઈ અગત્ય કહેવાય નહિં. પણ દરેક વિભકિત કેવો સંબંધ બતાવે છે એ તો અવશ્ય શીખવવું જોઇએ. ગુજરાતીમાં બે કે કોઇવાર

ત્રણ સંબંધ સાથે દર્શાવાય છે અને ત્યારે તે તે વિભક્તિઓ જોડાયેલી કહેવાય છે. પણ તેવા ખાસ કિસ્સાઓ શરૂઆતમાં ન લેતાં સ્વતંત્ર અને શુદ્ધ સંબંધ બતાવનારા દાખલાઓ લઈ વિભક્તિ કેવા કેવા સબંધ બતાવનાર છે તે હળવે હળવે, પુષ્કળ ઉદાહરણોથી, બરાબર સમજાય તેવા વિસ્તાર અને વિગતથી સમજાવવું, અને તેમ સમજાવાશે તો વિભક્તિ સમજવાની મુશ્કેલી બહુ ઓછી થઈ પડશે.

આટલું જ્ઞાન થાય એટલે ચોથા ધોરણ માટે વ્યાકરણ જ્ઞાન પૂરૂં થયું કહેવાશે. આટલા જ્ઞાનથી સામાન્ય સહેલા પદચ્છેદની કુંચી અને કળા હાથ લાગશે અને વિશેષમાં તો માત્ર લીપી, ભાષા અને ઉચ્ચારશુદ્ધિ તથા લેખનશુદ્ધિની બાકી સમજ આપવાનીજ રહેશે.

આવી રીતનું વ્યાકરણ જ્ઞાન ચોથા ધોરણ સુધીમાં સહેલાઈથી આપી શકાશે અને તેટલુંજ તેટલા ધોરણ માટે પૂરતું ગણાશે.

## ગણિત

બાળવર્ગમાં આંક, આંકનો ઉપયોગ, દશકનું તથા શતકનું સાધારણ જ્ઞાન, અને પાંચ ઉમેરવા બાદ કરવાના સહેલા સરવાળા તથા બાદબાકી આટલું થયું છે. તેટલા જ્ઞાનનો પાયો રચી પહેલા ધોરણમાં ગણિત તથા મોઢના હિસાબ એ બંનેમાં આગળ શીખવવાનું છે. પહેલા ધોરણમાં મોઢના હિસાબ કે લેખાં એવો જૂદો વિષય નથી. પણ આંક અને આંકનો ઉપયોગ એમ રાખવામાં આવેલ છે

લેખાં કે મોઢેના હિસાબ એ જૂદો વિષય ગણેલો હોવાથી શિક્ષકોની એક ગેરસમજ થાય છે તે દૂર કરવાની જરૂર છે. શિક્ષકો એમ સમજે છે કે ગણિત એ કાંઈ જૂદો વિષય છે અને મુખગણિત એમાં તો અમુક ધાતો અને અમુક કુંચીઓજ માત્ર શીખવવાનાં છે. આવી સમજથી મોટો અનર્થ તો એ થાય છે કે તેમાં માત્ર સંચાકામજ કરાવાય છે. તે ગેરસમજ દૂર કરવા ખાસ ભાર મૂકી જણાવવું જોઇએ કે મુખગણિત, મોઢેના હિસાબ, કે લેખાં એ કાંઇ જૂદો વિષય નથી, પણ માત્ર ગણિતનીજ પદ્ધતિ અને ગણિતનાજ સિદ્ધાન્ત શરૂ કરતી વખતે, પાટી કાગળની જરૂર ન પડે તેવી રીતના સહેલા હિસાબો અને સરળતાથી સમજાય તેવા દૃષ્ટાન્તોથી પ્રારંભ કરવાની આવશ્યક રીતિ છે. ગણિતમાં સઘળી રીતોના અને સઘળા સિદ્ધાન્તો શીખવનારા હિસાબો કરતા પહેલાં સહેલા, સરળ, તુર્ત કરી શકાય તેવા દાખલા શરૂ કરવાના છે અને તેની શરૂઆતથી પાયો પાકો ન થાય ત્યાંસુધી પાટી કાગળ પર ઓદાચોડા હિસાબો કરતાં શીખવવા એ તદન ખોટું છે.

આંક ખરી રીતે ગુણાકાર ભાગાકારની સરળ પદ્ધતિ છે, અને ગુણાકાર એ સરવાળાનુંજ એક સ્વરૂપ છે, એ સમજનાર જાણી શકશે કે આંક પણ ગણિતના ચાર સહેલા સિદ્ધાન્તો—સરવાળા ગુણાકાર બાદબાકી ભાગાકાર એ ચાર સિદ્ધાન્તો—યાદદાસ્તની મદદથી મગજમાં ઠસાવવાનો સરળ અને સહેલો રસ્તો—યુક્તિ—છે. આંક શીખવતી વખતે છોકરાંઓને સમજ આપવી જોઇએ કે તેની તે સંખ્યા હમેશ્વાની જે સહેલી રીત તે આંકના પાઠ છે.

હરેક આંકનો પાડો—અલબત્ત, છોકરાંની સ્મૃતિશક્તિનો લાભ લઈ પહેલાં ગોખણપદ્ધતિથી મોઢે કરાવી લેવો એ તો જરૂરનું છે. પણ તેટલું કર્યા પછી હરેક આંકનો પાડો ઉમેરવાની કે ગુણવાની પદ્ધતિનુંજ ટુંકું સ્વરૂપ છે, એ તો શિક્ષકે સમજવુંજ જોઈએ. પલાકા એ યાદદાસ્તને કેળવનાર અને યાદદાસ્તનો લાભ આપનાર પ્રશ્નપરંપરા છે અને તેમાં બહુજ ત્વરિત અને ઘણુંજ સંગીન કામ થાય એ ઈચ્છવા જેવું છે. પરંતુ ખાસ યાદ રાખવું કે તેમાં સ્મૃતિશક્તિની કેળવણીથી કે સદુપયોગથીજ અટકવાનું નથી—પણ બરાબર તૈયાર થયા પછી તેની સમજ આપવી અને માત્ર પલાકાથી —બાર પંચાં, સત્તરે આઠ એમ પૂછતાંજ જવાબ આપે તેટલુંજ કરવાનું નથી, પણ બાર વસ્તુના પાંચ ઢગલા હોય તો વસ્તુ કેટલી થાય, એકને બાર પૈસા આપીએ તો પાંચને આપવા કેટલા જોઇએ, એક ડઝન એટલે બાર નંગ તો પાંચ ડઝન એટલે કેટલાં, એવો ઉપયોગ તે આંકના પાડાનો કરી શકે એવું થવુંજ જોઇએ. તેવી સમજ ન હોય કે તેવો ઉપયોગ ન કરી શકે તો આંક મોઢે રાખવા તે વૃથા ભાર ઉપાડયા બરાબર છે, યાદદાસ્તને બગાડયા બરાબર છે, છોકરાંની શક્તિને હીણી કર્યા બરાબર છે.

**પહેલા ધોરણમાં** ત્યારે આંકમાં પહેલાં પાડા મોઢે કરાવવો. શિક્ષકની સગવડ પડે તો ખુશીથી થોડા ઘણા પાડા મોઢે કરાવી જાય. પણ પછી અકેક પાડો લઈ તે [illegible] ઓળખે, તેમાંથી પલાકાના ખરા જવાબ આપે, તેનો ઉપયોગ સમજે અને સરવાળા, બાદબાકી, ગુણાકાર અને

ભાગાકારની સમજ–તે તે સિદ્ધાન્તોનાં નામ આવ્યા વિના, પણ ખરી સમજ–દાખવી શકે તેવી રીતે થવું જોઇએ.

આ પ્રમાણે પાડા તૈયાર થાય તો, આંકનો ઉપયોગ બરાબર કરી શકશે અને તેથી પહેલા ધોરણનો તે વિષય બરાબર થયો એમ ગણાશે.

માત્ર તે ઉપરાંત ચલણી નાણાંની અને બને તો વજનની કાંઇક આછી આછી સમજ થાય તો બહુ સારૂં થયું કહેવાય.

લિખિત ગણિતમાં પહેલા ધોરણમાં માત્ર સંખ્યા લેખનજ પૂરતું મનાય છે. દશક, શતકના જ્ઞાન ઉપરાંત હજારનું જ્ઞાન અપાય તો ઘણું સારૂં, અને બે આંકડાની સંખ્યામાં તેટલા આંકડા ઉમેરવાનો મહાવરો, દશકના પાકા જ્ઞાનની સમજ સાથે કરાવવામાં આવે તો બની શકે તેવું છે. તેનું જ્ઞાન આપતાં એકમનો સરવાળો કરતાં વદી આવે છે તે શું છે તે બરાબર સમજાવવું જોઇએ. ૫૬+૭૮ એમ સરવાળો કરતાં ૬ અને ૮ ભેગા કરતાં ૧૪ એકમ થયા. પણ છોકરા સમજી શકશે કે ૧૪ માં ૧ તે દશક છે ને ૪ એ એકમ છે માટે ૪ એકમ માંડયા અને ૧ દશકને દશકની સાથે લઇ લીધો; દશકનો સરવાળો ૫+૭=૧૨ થયો, તેમાં એક દશક ઉમેર્યો એટલે ૧૩ દશક થયા; દશ દશકનો એક સો થાય છે એ બરાબર સમજ્યા હશે તો છોકરા કહી શકશે કે દશકના ૩ માંડયા અને ૧ શતક–સો–તરીકે વદી આવી આ પ્રમાણે વદીની સમજ પાકી થવી એ આ ધોરણમાં ખાસ જરૂરનું સમજાવું.

પહેલા ધોરણમાં ખાસ જરૂરની એક વાત છે, છતાં બધાજ શિક્ષકો તે માટે ગફલતમાં રહે છે. તે સહેલા સરવાળા બાદબાકીની વાત છે.

ગુણાકાર ભાગાકાર માટે જેમ આંકના પાડા છે તેવા પાડા સરવાળા બાદબાકી માટે કેમ પ્રચલિત નથી થયા એ એક રીતે તો સમજી શકાય તેવું છે. સરવાળા બાદબાકીનું કામ ઘણું સહેલું હોવાથી, તેના પાડાની જરૂર ધારી નથી, પણ આ લખનારને યાદ છે કે તેને તેના શિક્ષકે તેવી કાંઇ ટેવ રાખવાનું શીખવ્યું હતું ખરૂં. સરવાળા બાદબાકી જો તુર્તજ કરી શકાય છે તો બીજા ત્રીજા ધોરણમાં ઘણો વખત બચે છે એ હકીકત શિક્ષકના સમજવામાં નથી આવતી એ એક તાજુબીનીજ વાત છે. તેનાં કારણો નહિં શોધીએ, માત્ર આગ્રહપૂર્વક કહીશું કે આંગળીના વેઢાની મદદ વિના મોઢે મોઢે સપાટામાં બાદ કરતાં તથા ઉમેરતાં આવડે એ બહુજ જરૂરનું અને બહુજ લાભકારક છે. તે મહાવરો પહેલા ધોરણમાં પડાવવાની ખાસ જરૂર છે. એકને એક બે, બે ને એક ત્રણ એમ સો સુધી, એક ને બે ત્રણ, બે ને બે ચાર એમ સો સુધી, અને એમ એક બેથી નવ સુધી ઉમેરતાં તથા બાદ કરતાં પાડા જેવું તૈયાર કરાય તો ઘણું સારૂં. દરેક શિક્ષકે તેવો મહાવરો તો પડાવવોજ. ગમે તે રકમમાં નવ સુધી ઉમેરતાં ને બાદ કરતાં, આંગળીના વેઢાની મદદ વિના, કે ગણવાની જરૂર પડયા વિના સપાટામાં કહી શકે તેટલી તૈયારી કરાવવી એ પહેલા

## બીજા ધોરણમાં

સંખ્યાલેખનમાં અને સંખ્યાવાંચનમાં આગળ વધવાનું છે, પણ તે માટે સંખ્યાનાં ખાનાં પાડી શીખવવાની રીત બહુ યાંત્રિક છે. છોકરા કદાચ શીખી જશે ખરાં, પણ સંખ્યાલેખનના સિધ્ધાન્ત તેથી બરાબર સમજવામાં આવતા નથી. બીજા ધોરણનાં છોકરાં તે સિધ્ધાન્ત ન સમજે એમ કહેવું યથાર્થ નથી. સિધ્ધાન્ત શાસ્ત્રીય રીતે સમજાવવા કે શું સમજ્યા તે બોલાવી જવા કે વ્યાખ્યારૂપે કહેવાની જરૂર નથી, પણ દશ એકમે દશક, દશ દશકે સો, દશ સોએ હજાર, દશ હજારે દશ હજાર એવી પાકી સમજ થવી એ જરૂરનું છે અને તેવું તો છોકરાં બરાબરજ સમજી શકશે એવી ખાતરી છે. સંખ્યાલેખન સાથે સંખ્યાવાંચન પણ બરાબર પાકું થવું જોઈએ અને તે બંને શીખવતાં શૂન્યની હાજરી મુંઝવે નહિં એ પર ખાસ લક્ષ રાખવું. દશહજારની સંખ્યા શીખવતાં બહુ સ્પષ્ટ થવાની જરૂર છે અને ૫૭ હજારમાં પાંચ દશ હજારનો આંકડો છે એ જુદી જુદી રીતે સમજાવી મગજમાં ઠસે તેમ કરવાનું ધ્યાનમાં રાખવું. સંખ્યાની વચમાં શૂન્ય આવે તો મુંઝવણ ન પડે તે ધ્યાન રાખવું અને તેમ થવા માટે સરસ કુંચી તો એ છે કે એકમ દશક સો એમ બોલાવવાની ટેવ સાથે દશલાખ, લાખ, દશહજાર, સો, દશક, એકમ એમ બોલાવવું, પાકું કરાવવું, અને સંખ્યા લખતાં તે બરાબર યાદ રહે તેવો મહાવરો પડાવવો.

સંખ્યાલેખન વાંચન પછી બીજી વાત ચાર સહેલા સિદ્ધાન્તોની છે. સરવાળા બાદબાકી ગુણાકાર ભાગાકારની પાકી સમજ પહેલાં ઘણા સહેલા, નાના નાના હિસાબોથી ટેવ પડાવવી અને તેનુંજ નામ મુખગણિત કે મોઢેના હિસાબની શરૂઆત. પહેલાં સરવાળા લેવાના; પહેલા ધોરણમાં નવ સુધીના બરાબર પાકા થયા હશે તો કામ બહુ સરળ થઇ જશે. પહેલાં સો કે હજારની સંખ્યામાં નવ સુધી ઉમેરતાં મોઢેથીજ શીખવવું અને તેની બરાબર સમજ પછી દશક સુધીનું લેવું. સારો શિક્ષક તેમાં પણ થોડું ઘણું કામ મોઢે કરાવી શકશે, અને જરા મોટી રકમ આવતાં છોકરાઓ મુંઝાય તેવું લાગે ત્યારે કાગળ પાટીયા અને પાટીનો ઉપયોગ કરવાની શરૂઆત કરો લિખિત ગણિતમાં પ્રવેશ કરાવાશે. તેમ કરતાં છોકરાંને સમજાવવુંજ જોઇએ કે સિધ્ધાન્તો તો મગજમાં સમજવાના છે. પણ મોટી રકમો યાદ ન રહે તો પાટી કાગળનો ઉપયોગ કરવો કે જેથી ભૂલ થવાનો સંભવ રહે નહિં. આમ સીધી રીતે ઉમેરવાનું આવડી ગયા પછી આટલામાં આટલા નાખ્યા-ઉમેર્યા-ભેળવ્યા વગેરે જુદા જુદા શબ્દોથી, પછી આટલા હતા તેમાં આટલા આવ્યા વગેરે જુદી જુદી રીતના પ્રયોગથી, સરવાળાનો અર્થ બરાબર પકો કરાવવો અને કયાં સરવાળો કરવો, શામાટે સરવાળો કરવો એ બરાબર સમજ આપવી. પાંચ સાત મોટી રકમના સરવાળા કરનાર છોકરા સમજનો સહેલો સરવાળો કરી ન શકે, તો સરવાળા થયા એમ ન કહેવાય, માત્ર અમુક યાંત્રિક કામ કરાવ્યું એમજ કહેવાય. મોટી

મોટી રકમના સરવાળા ભૂલ વગર કરે, અને તેની સાથેજ ગમે તેવી રીતે મુકેલા હિસાબમાં આંહી સરવાળો કરવાનો છે એમ સમજે ત્યારેજ સરવાળાનો સિધ્ધાન્ત સમજાયો એમ કહેવાય અને ત્યારેજ ધોરણ પ્રમાણે કામ કર્યાનો સંતોષ રાખી શકાય.

સરવાળા પછી બાદબાકી લેવાનો નિયમ બહુ સામાન્ય છે, કહો કે સર્વત્ર પ્રચલિત છે. પણ સરવાળાની સાથે સંબંધ ધરાવનારી રીત ગુણાકાર છે. એકજ રકમને અમુક વાર લઈ સરવાળો કરવો હોય તો તેમ કરવાની સહેલી રીત ગુણાકાર છે. વળી ગુણાકારમાં માત્ર સરવાળોજ કરવાનો હોય છે, તેથી સરવાળા પછી તુર્તજ ગુણાકાર શીખવવામાં આવે તો વધારે સહેલું થઈ પડે તેવું લાગે છે. ગુણાકારમાં આંકડા કપાવવાની રીત છે તે પણ સમજાવ્યા વગર માત્ર યાંત્રિક પધ્ધતિથીજ શીખવાય છે. એકમને એકમથી ગુણતાં એકમ આવે તેનું પહેલું સ્થાન, પછી એકમને દશકે ગુણતાં દશક આવે માટે તેનું બીજું સ્થળ છે—તેમજ દશકથી એકમને ગુણતાં દશક આવે, માટે દશકની નીચેજ તેનું સ્થાન જોઈએ એમ સમજાવી, જો શીખવવામાં આવશે તો આંકડો કાપવો એટલે શું, અને તેમ શા માટે કરવું એ સમજવામાં આવશે. વળી શૂન્ય આવશે તો મુંઝાવાનું કારણ પછી રહેશે નહિ. રકમને છેડે કે ગુણકમાં તો વચમાં પણ શૂન્ય આવે તો ગુણાકારથી આવતો આંકડો ક્યાં માંડવો એ બરાબર જાણવામાં આવશે.

ગુણાકારમાં પણ પહેલાં સહેલા મોઢના, પછી સાદા

માત્ર ગણવાના, અને પછી સમજનો અને બુદ્ધિનો ઉપયોગ કરવો પડે તેવા હિસાબ લેવા; ક્યાં શા માટે ગુણાકાર કરવો, ગુણાકાર એટલે શું, અને તે રીત અને સરવાળાની રીતનો પરસ્પર શો સંબંધ કહેવાય, એ બરાબર ન સમજે ત્યાં સુધી તે પાકો થયો ન કહેવાય એ ધ્યાનમાં રાખવું.

આ બે રીત માટે જે પદ્ધતિ બતાવી, તેજ પદ્ધતિથી પહેલાં સહેલા નાના મોઢેના, પછી જરા સમજવાળા પણ નાના મોઢેના, પછી મોટી મોટી રકમના, પછી મોટી રકમ સાથે બુદ્ધિ ને સમજનો ઉપયોગ થાય તેવા, પછી શૂન્ય આવે તેવી રકમના એમ હળવે હળવે ચડતા ક્રમના, પદ્ધતિ સમજાવી સમજાવીને, બુદ્ધિ ખીલે, સમજશક્તિ વધે, અને છોકરાં માત્ર સંચા માફક કરી ન જાય, પણ સિદ્ધાન્ત સમજીનેજ હિસાબ કરતાં શીખે તેવી રીતે બાદબાકી તથા ભાગાકાર શીખવાય એટલે બીજા ધોરણનો ક્રમ ઠીક થયો એમ કહેવાય.

લિખિત ગણિતમાં આંકડા ચોકખા મોટા સાફ માંડે, એકમ દશકનાં સ્થાન પ્રમાણેજ આંકડા બરાબર લખે, બાકીનું બધું કામ સારા ધ્યાનથી કરે, અને ગડબડીયું કે ચેરભુંસવાળું કામ નજ હોય એ કાળજી રાખવી. જેટલો આગ્રહ શિક્ષક રાખશે તેના પ્રમાણમાંજ કામ સુધરશે. સમજુ શિક્ષકે આગ્રહ અને કાળજીમાં જરા પણ ઓછાપ ન રાખવી. એમ કરવામાં પોતાની ફરજ સમજનાર શિક્ષક પોતાને, વિદ્યાર્થીને, અને શાળાને લાભ આપનાર થશે એ નિઃસંશય છે.

મોઢેના હિસાબમાં પહેલાં તો આ ચાર સિદ્ધાન્તની સમજવાળાજ હિસાબ કરવા જોઈએ અને આંકના ઉપયોગથી હેલા સરવાળા બાદબાકી ગુણાકાર ભાગાકાર સમજી, તેને યોગ કરી શકે તેવા વ્યવહારોપયોગી દાખલા કરાવવા જોઈએ. મ કરવા માટે ચલણી નાણાંનાં તથા ચાલુ વજનના તથા ાપનાં કોષ્ટક કરાવવાં. પણ તેમાં ધ્યાનમાં રાખવું કે ાકરાં બધું પ્રત્યક્ષ દર્શનથી સમજી સમજાવી શકે. માપ થા વજનની ધાત બોલી જનાર છોકરૂં તે તે માપ કે લ બતાવવામાં આવે તો કાંઈજ સમજતું માલુમ ન પડે, ; તે શું હશે એ સંબંધે કાંઈજ ખ્યાલ આપી ન શકે ા પછી જે શિક્ષણ આપવામાં આવેલું હોય તે વૃથા ારરૂપજ સમજવાનું રહે છે. આ વાત વારંવાર કહ્યા રવાની જરૂર એટલા માટે છે કે શિક્ષકો માત્ર યાંત્રિક ામથી સંતોષ માની બેસી રહેનારા છે. તેમની સમજમાં- ર આવતું નથી કે કોષ્ટકો, હિસાબો, કુંચીઓ એ એકલી ાદકાસ્ત માટે નથી, પણ વ્યવહારમાં ઉપયોગ માટે અને ારી સમજ માટે છે. તે સમજ શિક્ષકોમાં આવશે ત્યારેજ શિક્ષણની ખરી પદ્ધતિ અમલમાં મૂકાશે અને ત્યારેજ ાળકો ખરાં ભણેલાં બાળકો બનશે.

ત્રીજા ધોરણમાં ચડતી ઉતરતી આંજણી એ તો ાત્ર કોષ્ટકનાં જ્ઞાન સાથે ગુણાકાર ભાગાકારજ છે એટલી ણ સમજ શિક્ષકોમાં હોતી નથી, પછી બાળકોમાં તો ાંથીજ હોય ? ત્રીજા ધોરણમાં લિખિત ગણિતમાં બીજા ારણમાં શીખેલા સિદ્ધાન્તોજ વાપરવાના છે. માત્ર તેનો

વધારે વિસ્તારવાળા પ્રદેશમાં ઉપયોગ કરવાનો છે. જ્યાં અપૂર્ણાંકની શરૂઆત નથી થતી ત્યાં તો ત્રીજા ધોરણના ગણિતમાં કાંઈજ શીખવાનું નથી; માત્ર શીખેલા સિદ્ધાન્તોનો જૂદી જૂદી સમજથી ઉપયોગજ કરવાનો છે. નવાં કોષ્ટકો કરાવવાં એજ આ ધોરણમાં કરવાનું છે. તેમાં એકદમ કોષ્ટકો મોઢે કરાવી નાખવાની ભૂલ ઘણા શિક્ષકો કરે છે. એક કોષ્ટક લઈ, તે બરાબર પાકું થાય એટલે તેની ભાંજણી, તેના સરવાળા બાદબાકી, ગુણાકાર ભાગાકાર એમ સંપૂર્ણ સમજ આપી દેવામાં આવે–પાકું જ્ઞાન કરાવવામાં આવે તો પછી બીજાં કોષ્ટકોમાં બાળકોને માત્ર સમજ વાપરી કામ કરવાનુંજ રહેશે.

દેશી રીતના–આણુપાણુના–સરવાળા બાદબાકીમાંજ કાંઈક નવું કરવા જેવું છે, પણ તેની પણ સમજ બરાબર અપાશે તો તેમાં માત્ર લખવાની રીતજ જૂદી છે, નવો સિદ્ધાન્ત કાંઈજ કરવાનો નથી એ સમજી શકાશે.

ભાંજણીના અને વિવિધ સરવાળા વિગેરેના હિસાબમાં દરેક પગલે યોગ્ય નામ માંડવાં, આંકડા ચોકખા, સોટા, અને પૂરતી વિગત સમજાય તેવા ચિન્હો સહિત માંડવા, એકમ દશકનાં સ્થાન સાચવીને રકમો લખવી અને હિસાબ સીધા, સાફ, અને પાટીમાં સરસ લાગે તેવી રીતે ગણવા વગેરે જે જે કાળજી રાખવાની વાત એકવાર કરવામાં આવી છે તે વિષે બેદરકારી નહિં રાખવી એ જરૂરનું સમજવું.

મોઢેના હિસાબમાં આ ધોરણમાં કુંચીઓનો બહુ ઉપયોગ કરવામાં આવે છે. કુંચીથી ઘણાજ અપરા કપરા

હિસાબ ગણી કાઢનાર છોકરૂં સાદી સમજનો હિસાબ નથી કરી શકતું એ ઘણીવાર શિક્ષકોની તાજુબી સાથે બતાવવમાં આવ્યું છે. ૨૫ા રૂપીએ એક મણ તો બે મણ સાડાસાત શેરનું શું એ હિસાબ ખરો કરી આવનારા વર્ગમાંથી ૨૦ રૂપીએ એક મણ તો એક શેરનું શું એ હિસાબ ખરો કરી લાવનાર એક પણ વિદ્યાર્થી નીકળતો નથી. કારણ માત્ર એજ કે મણ શેર, રૂપીયા આના વગેરેની સમજવાળી રીતની દરકાર કર્યા વિના, માત્ર કુંચી ગોખાવી, સંચા માફક કામ કરતાં શીખવેલું હોય છે. તેથી અવડાચવડા હિસાબ ગણનાર વ્યવહારમાં કે સાધારણ સમજમાં તદનજ મૂઢ અને ગમાર જેવા માલમ પડે છે. મોઢેના હિસાબ યાંત્રિક કામમાં પ્રવીણતા મેળ-વવા માટે નહિં, પણ સામાન્ય સમજ કેળવવા માટે, વ્યવ-હારમાં નિપુણતાથી અને ત્વરાથી કામ કરી શકે માટે, અને મૂઢતા અને ગમારપણું દૂર રાખી શકે માટે શીખવવામાં આવે છે. અલબત, યાંત્રિક શકિત ખીલવવી એ જરૂરનું છે અને દરેક વખતે એકડે એકથી શરૂ કરવા બેસનાર મોટા હિસાબોમાં કલાકના કલાક ગાળે એ ઇચ્છવા જેવું નથી. પરિણામ તો અવડાચવડા હિસાબ સપાટામાં અને ખરા કરે એવુંજ લાવવાનું છે, પણ તેટલુંજ કરી શકે અને તેપણ માત્ર યાંત્રિકબુદ્ધિથી, અને સહેલું અને સરળ કામ ન સમજી મૂઢ અને ગમાર જેવા રહે એ ખોટું છે. તેવું થાય તો શિક્ષણનો અર્થ જરાપણ સર્યો નહિં એમજ કહેવું પડે એ ધ્યાનમાં રાખવાનું છે.

કોઠકોના ભાગવિભાગની સંપૂર્ણ સમજ, વ્યવહાર
તેનો ઉપયોગ, ભાવતાલનું ભાન, અને વ્યવહારી સ
તેમજ આડાથોડા અને ગુંચવણભરેલા મોટા—એમ બ
રીતના સંપૂર્ણ સમજ સાથે હિસાબો તૈયાર થાય એ શિ
જોવાનું છે. સંપૂર્ણ રીતે તેવું કરનાર શિક્ષકજ કા
શિક્ષક તરીકે ગણી શકાય છે એ બરાબર સમજવા
જરૂર છે.

મોઢેના હિસાબમાં ગુણોત્તરની પદ્ધતિથી કામ કરવા
સૂચના સરકારી ધોરણોમાં કરવામાં આવી છે. ઉપર
પદ્ધતિ કહી છે તે પદ્ધતિથી કામ કરનારને ગુણોત્તર પદ્ધતિ
કામ કરવાનું જરા પણ મુશ્કેલ નહિં પડે એવી આશા છે

**ચોથા ધોરણમાં** જે કામ વધારે કરવાનું છે
કામમાં વધુ તો માત્ર અપૂર્ણાંકનું તથા ત્રિરાશિની સમજ
છે. પાયાં, અરધાં, પોણાં, સવાયાં, દોઢાં અને અઢીય
આંક શરૂ કરતી વખતેજ પૂર્ણ અંક અને અપૂર્ણ અં
સાધારણ સમજ તો આપેલી હોવીજ જોઈએ. આંકને
કહ્યું છે તે પદ્ધતિથી આંક શીખવાય એટલે
અરધો, પોણો અને એ વિભાગો શીખવ્યાથી તેવા
અપૂર્ણાંક પાકા થાય; તે તે અપૂર્ણાંક બીજી રીતે
મંડાય એ બતાવી અપૂર્ણાંકનાં શિક્ષણની શરૂઆત કરવ
આવશે તોપણ ચાલશે. અંશ, છેદ, અને અપૂર્ણાંકની સં
સમજ હળવે હળવે, ક્રમસર આપવામાં નહિં આવે
વિદ્યાર્થીઓ માત્ર સંચાકામ કરનારાજ બની રહેશે. હા
વિદ્યાર્થીઓમાંથી ઘણી મોટી સંખ્યા કાંઈપણ સમજ વિના

માલમ પડે છે એ સર્વે લાગતા વળગતાનો દીલગીરી ભરેલો અનુભવ છે.

ત્રિરાશિની શરૂઆત તો પહેલાં ઘણાજ સહેલા મોઢેના હિસાબથી કરી શકાશે. ચાર સિદ્ધાન્તો બરાબર સમજ્યા હશે તો તો વિદ્યાર્થીઓ ઘણીજ સફળતાથી ઘણા હિસાબો સમજી કરી શકશે. પરંતુ તેટલો મહાવરો કરાવ્યા પછી પણ રીતસરના શિક્ષણની શરૂઆત પ્રમાણ એ શું છે એ શીખવ્યા વિના કરી શકાશે નહિં. પદ માંડવાં એટલે શું, શા માટે તેમ મંડાય છે, અને વ્યસ્તપ્રમાણ આવે ત્યાં આગળ પાછળ પદ શા માટે ફેરવાય છે એ બધું કેમ શીખવવું એ બતાવવા માટે સ્વતંત્ર પુસ્તકજ જોઇએ, અને તેવું પુસ્તક પણ ઘણા વર્ષ થયાં એક જાણીતા શિક્ષાગુરૂ* તરફથી બહાર પાડવામાં આવ્યું છે, એટલે અહિં તો માત્ર તેનો નિર્દેશ કરીનેજ સંતોષ માનવાનો રહે છે.

મોઢેના હિસાબમાં પણ ત્રીજા ધોરણમાં જે માર્ગદર્શક સૂચન આપવામાં આવ્યું છે તેને ધ્યાનમાં રાખી, આગળ વધવાનું છે. દરેક પગલે, સહેલાથી શરૂ કરી, બાળકોની સમજ અને બુદ્ધિ ગ્રહણ કરી શકે છે કે કેમ એ જોતા રહી, પાકું સંગીન અને લાભકારક કામ થાય એ ખ્યાલમાં રાખવાનું ચૂકવું નહિં. એટલું કહી આ ખંડ સમાપ્ત કરવામાં આવે છે.

## ભૂગોળ.

ભૂગોળ શા માટે શીખવવી એ આગળ જણાવાયું છે. માત્ર નામાવલિ મોઢે કરાવ્યાથી ભૂગોળ શીખવવાનો સંતોષ

---

*જીવલભાઇ હોરાબજી ભરડા જુઓ તેમનાં ગણિત ખાતાનાં પુસ્તકો.

માનવાનો નથી, પણ દિશા અને અંતરનું ભાન, દેશની વર્તમાન સ્થિતિ, દુનિયાના દેશોમાં તેનું સ્થાન, તથા દેશની જરૂરીઆતો માટે કયાં કયાં નજર રાખવી પડે છે અને પ્રભુની કૃતિનાં દર્શન કયાં કયાં કરવાનાં છે વગેરે હકીકત બાળકોની શક્તિ પ્રમાણે શીખવાય તોજ ભૂગોળનું જ્ઞાન અપાયું એમ સમજવાનું છે. આવી રીતના જ્ઞાન માટે ભૂગોળના વિષયની શરૂઆત તો બાળવર્ગમાંથીજ થવી જોઈએ અને ડાબું જમણું, આગળ પાછળ, દૂર નજીક, વગેરે ભાન તે વર્ગમાં આપવું જોઈએ. સામાન્ય જ્ઞાનથી ભૂગોળના જ્ઞાનની શરૂઆત થાય છે એમ સમજવું. પહેલા ધોરણમાં સવારસાંજ, દિવસરાત, વગેરે સાથે, વારનું જ્ઞાન, વર્ષાદનું જ્ઞાન, ઊંચુંનીચું, નિશાળ વગેરે ભાન આપવામાં ભૂગોળનીજ હકીકત આડકતરી રીતે શીખવાય છે. હાલના ધોરણ પ્રમાણે ખરી રીતે ભૂગોળ બીજા ધોરણથી શરૂ થાય છે અને બીજી ચોપડીમાં દિશા, નિશાળનો નકશો, ગામનો નકશો એ પાઠો ભૂગોળનાજ છે, પરંતુ કોઈકજ શિક્ષક તે પાઠોને યોગ્ય રીતે ઘટાવી, શીખવવાની કાળજી કે આવડત ધરાવતા હશે. નિશાળનો પાઠ માત્ર વાંચન માટે નથી રાખ્યો, પણ તે નમુનારૂપ પાઠ છે એમ સમજવું જોઈએ. પોતાની નિશાળ જેવી હોય તેવું વર્ણન લખી, નાનો સરખો પાઠ દરેક મુખ્ય શિક્ષકે તૈયાર કરવો જોઈએ એટલું પણ આપણા શિક્ષકો કે મુખ્ય શિક્ષકો જોઈ શકતા નથી, અને કાં તો અધિકારીઓ સૂચના આપતા નથી, અને આપે છે તો તે પળાતી નથી.

બીજા ધોરણમાં પહેલું ભાન દિશાનું આપવાનું છે, પણ તેમાં જોઇએ તેટલી કાળજી નહિં રાખવાથી છોકરા બરાબર સમજી શકતા નથી. દિશાનાં નામ તો સાંકેતિકજ છે. માત્ર મહાવરાથી તે પાકાં કરાવવાં. 'પશ્ચિમ' એ ઉચ્ચાર વિષે ધ્યાન રાખવું. પક્ષિમ, પષ્ટિમ એવા અશુદ્ધ ઉચ્ચાર ટકવા દેવા નહિં. જૂદી જૂદી વસ્તુની પરસ્પર સ્થિતિ સમજાવી, દિશાની સમજ પાકી કરાવવી જોઇએ અને સૂર્ય ઉગવા પરથી દિશા સમજાય છે, તેમજ ઉત્તરધ્રુવનો તારો બતાવી સમજાવવામાં આવે તો છોકરાંને બહુ આનંદ આવશે. વધારે ગમત તો ધ્રુવકાંટાથી પડશે. આમ જૂદી જૂદી રીતે વારંવારના મહાવરાથી દિશાઓનું પાકું જ્ઞાન એ ભૂગોળ માટે પહેલું પગથિયું સમજવાનું છે.

તેટલુંજ ઉપયોગી બીજું પગથિયું અંતરના જ્ઞાનનું છે. અંતરનાં માપ માટે શો સંકેત રાખ્યો છે તે, અને બધા એકજ ધોરણ વાપરે તો શો લાભ થાય, તે સમજાવી, લંબાઈ પહોળાઇ ઊંચાઇ વગેરેના સાચા જ્ઞાન માટે, સાચી અટકળ માટે, જેમ બને તેમ વધારે મહાવરો પડાવવો એ બહુ જરૂરનું છે.

બીજા ધોરણમાં ત્રીજી ધ્યાનમાં રાખવાની વાત નકશો એ શું એ સમજ છે. નકશો એ ચિત્ર નથી, અને નમુનો નથી; પણ તે બંનેથી નિરાળી, પણ આકાર, કદ અને સ્થાન બતાવનાર કાંઈ જુદીજ આકૃતિ છે એ સમજાવવાની બહુ જરૂર છે. ચિત્રમાં બાહ્યરેખાથી તાદૃશ ભાન થાય છે, નમુનો વસ્તુનું તાદૃશ સ્વરૂપ-માત્ર નાના મોટા પ્રમાણમાં,

અને તે બનેલી હોય તેથી જૂદા પદાર્થોની બનાવટથી—પણ તાદૃશ સ્વરૂપ છે; પણ નકશો નથી તે વસ્તુની તાદૃશ રૂપરેખા, કે નથી તેનું સ્વરૂપ—નકશો તો માત્ર અમુક વસ્તુ કે સ્થાન. કયાં છે, તેનું બાહ્ય સ્વરૂપ કેવું છે, કેવડું છે એજ બતાવે છે. ચિત્ર જેમ મૂળ કરતાં નાનાં મોટાં હોય છે નમુના જેમ અસલ કરતાં નાના મોટા હોય છે, તેમજ નકશા પણ નાના મોટા હોય છે; અને તે સમજાવવાની શરૂઆત કરતાં 'પ્રમાણ'નું ભાન આપવાની જરૂર છે.

બીજા ધોરણમાં તેટલું શીખવાયા પછી નિશાળનો નકશો અને ગામની સામાન્ય ભૂગોળ તથા ગામનો નકશો એટલું શીખવવાનું છે. નકશો કાઢતાં આવડે તેટલુંજ નહિં, પણ નકશો વાંચતાં પણ આવડવો જોઇએ. તેમ કરવા માટે શિક્ષકે જૂદાં જૂદાં પ્રમાણ રાખી, જૂદા જૂદા નકશા કાળા પાટીઆપર દોરવા. તે પરથી કેટલી સમજ છોકરા ગ્રહણ કરી શકયા તે જાણવું, અને તેવો પુષ્કળ મહાવરો અપાવવો. તે ઉપરાંત ગામની સામાન્ય ભૂગોળ એટલે ગામની જમીન કેવી છે, ગામમાં નદી તળાવ ટેકરી વગેરે કાંઇ છે? ગામમાં પેદાશ શાની છે? હુન્નર કારીગરી કાંઈ છે? લોકોની ભાષા, ધર્મ, રીતભાત કેવાં છે? ગામનો વહીવટ કેમ ચલાવાય છે? ઉપરી કોણ છે? રાજા કોણ છે? પડખેનાં બીજાં ગામ કરતાં આ ગામ સુખી, સારૂં, પૈસાદાર છે કે કેમ, એક બીજા ગામ સાથે વ્યવહારના માર્ગ શા છે? શા માટે વ્યવહાર રાખવો પડે? બધા સાથે વર્તન, લેવડદેવડ, વેપાર વગેરે કેવાં રાખવાં? એ બધી હકીકત સંપૂર્ણપણે, હળવે હળવે શીખવતા જઈ, પોતાના

ગામની સંપૂર્ણ માહેતી અપાય ત્યારે ગામની સામાન્ય ભુગોળ શીખવાઇ એમ કહેવાય. ખાસ ધ્યાનમાં રાખવું કે તે તે બાબતો મોઢે કરાવવાની નથી; ચોપડીમાંથી વાંચીને કે છોકરાંને મોઢે કરાવી જઈ, સંતોષ માનવાનો નથી; દરેક બાબત વિષે છોકરાં સાથે વાતચીત કરવી જોઇએ—વાત-ચીત કરીને છોકરાં બરાબર ગ્રહણ કરે તેવી સમજથી છોકરાંની શકિતના પ્રમાણમાં ઉપરનું જ્ઞાન આપતા જવું જોઇએ.

ધારો કે છોકરાંને ગામની વસ્તી વિષે વાત કરવી છે. તો પહેલાં તો છોકરાંને પોતાના વર્ગની સંખ્યા તથા હાજરી વિષે કહેવું. બનતાં સુધી દરેક છોકરૂં પોતાની મેળેજ સંખ્યા તથા હાજરીની માહેતી મેળવી તૈયાર થાય એમ કરવું. છોકરાની નિશાળ હોય તો પહેલાં પોતાની નિશાળ, ને પછી કન્યાશાળા, અને કન્યાશાળા હોય તો પહેલાં પોતાની શાળા અને પછી છોકરાંની નિશાળની સંખ્યા હાજરી તૈયાર કરાવવાં. તે નિશાળની વસ્તી છોકરાંની વસ્તી થઇ. શિક્ષક, બીજા નોકર વગેરે ઉમેરીએ એટલે આખી નિશાળની વસ્તી થઇ. બીજું પગથિયું દરેક છોકરાંની પોત-પોતાનાં ઘરની વસ્તી તૈયાર કરાવવાનું. ત્રીજું, પોતપોતાની શેરીની વસ્તી; અને છેવટે ગામની વસ્તીનું ભાન આપવાનું કામ કરવું. એ પ્રમાણે કાંઇક પ્રત્યક્ષ ગણતરીથી અને પછી કાંઇક અટકળથી વસ્તી વિષે જ્ઞાન આપવું. તેમાં સ્ત્રી, પુરૂષ, છોકરાં તેમજ બીજી જે વિગત ધ્યાન ખેંચે તેવી હોય તે વિગત હળવે હળવે ઉમેરવી. કારીગરી, વેપારી, ખેડુ, ભિખારી વગેરેનું ભાન આપવું હોય, હિન્દુ મુસલમાન જૈન

વગેરેનું ભાન આપવું હોય, કે ગામની ખાસ ધ્યાન ખેંચનારી વસ્તી વિષેની જે જે વિગતનું ભાન કરાવવું હોય તે ક્રમસર રફતે રફતે છોકરાં પ્રત્યક્ષ જ્ઞાન મેળવી શકે તે પ્રમાણે કરાવવું.

આ પદ્ધતિથી ગામની સામાન્ય ભૂગોળની બધીજ બાબતો લેવી અને પોતાના ગામની માહેતી એવી આપવી કે બીજા ગામની માહેતી અટકળથી અને વાંચનથી બરાબર સમજી શકે.

બીજા ધોરણમાં જો ખંતથી, ઉત્સાહથી, અને ખરી પદ્ધતિથી કામ થયું હશે, તો **ત્રીજા ધોરણમાં** બહુ સરળતા થશે. નકશો વાંચતાં આવડતો હશે, તો ત્રીજા ધોરણમાં તો ગામ જે તાલુકામાં હોય, જીલ્લામાં હોય તે તાલુકાનો અને જીલ્લાનો નકશો બતાવી, તે દ્વારાજ્ઞાન આપવાનું સહેલું થઇ જશે. ભૂગોળમાં વપરાતા સંકેતો, તથા તેમાંની વ્યાખ્યાઓ, પહેલાં પ્રત્યક્ષ સમજથી અને દર્શનથી, અને અને પછી પૂરેપૂરી રીતે બોલી લખી શકે તેવી રીતે શીખવવાની શરૂઆત આ ધોરણમાં કરવી. પણ તેમાં મોઢે કરાવી, ગોખાવવાની ટેવને જરાપણ ઉત્તેજન આપવું નહિં. બરાબર સમજે, પોતાની મેળે બોલતાં શીખે, વારંવાર બોલ્યાથી આપોઆપ મોઢે ચડી જાય એમજ કરવું.

નકશો વાંચતાં આવડયો એટલે છોકરાં પોતાની મેળેજ ઘણું જ્ઞાન મેળવી શકશે. શિક્ષકે તો માત્ર માર્ગદર્શકજ થવાનું રહેશે. નકશાથી જ્ઞાન થાય તેમાં ઉમેરો કરવો એ કામ શિક્ષકે કરવાનું છે. જીલ્લાની વસ્તી, તેની સ્થિતિ, જીલ્લામાં જાણવા લાયક સ્થળો, ખાસ જોવા લાયક સૃષ્ટિ

સૌંદર્યનાં કે મનુષ્યકૃતિનાં સ્થાનો, ભાષા, ધર્મ, રીતભાત વગેરે વિષે, તેમજ વ્યવહારમાર્ગ, રાજ્યપદ્ધતિ અમલદારો વગેરે વિષે હળવે હળવે એકેક બાબત લઇ શિક્ષણ આપવુ અને પ્રદર્શનથી તથા પર્યટણથીજ બધું ચોક્કસ જ્ઞાન આપવું એ ધ્યાનમાં રાખવું. એ બધું જ્ઞાન આપતાં શિક્ષકે ખાસ યાદ રાખવાનું છે કે ભૂગોળનું જ્ઞાન ચોપડીમાંથી મોઢે કરાવ્યાથી કે નકશામાં આંગળી ટપોટપ મૂકીને બતાવ્યાથી મળી ગયું એવી ભૂલ કદીજ કરવી નહિં. દરેક બાબત વિષે પુષ્કળ વાત કર્યાથી, સંપૂર્ણ માહેતી આપ્યાથી, સ્થળ કે વસ્તુઓ પ્રત્યક્ષ બતાવ્યાથી, અને વાતચીત કરીને, છોકરાંને જે કહેવામાં આવે તે પૂરી સમજથી કહેવામાં આવે તોજ કામનું છે. તે બધું કહેવામાં પોતાનું ગામ, પોતાનો જીલ્લો, પોતાનો વિભાગ, પોતાનો દેશ, અને એમ આગળ જતાં સમસ્ત દુનિયા વિષે માહેતી મેળવવા માટે છોકરાંઓ ઉત્કંઠિત થતાં જાય, અને દેશભક્તિ રાજ્ય-ભકિત તથા પ્રભુભકિતને યોગ્ય પોષણ મળતું જાય એ ખ્યાલ કદીપણ નજર આગળથી દૂર કરવો નહિં જોઇએ.

બીજા અને ત્રીજા ધોરણમાં આ પ્રમાણે કામ કર્યું હશે તો **ચોથા ધોરણમાં** તો પછી ખાસ સૂચના જેવું કાંઇજ રહેશે નહિં. જે કાંઇ નવું કરવું હોય, તેની યોગ્ય રીતે આગળથી વાત કરવી. પ્રત્યક્ષના દર્શનથી કલ્પના જાગ્રત કરી પરોક્ષ વસ્તુ વિષે સમજગ્રહણ કરતાં શીખવવું. જે દેશ કે લોક વિષે વાત કરવી હોય તેનું ક્રમે ક્રમે, રસિક વર્ણનથી અને છોકરાં સમજે તેવી રીતે જ્ઞાન આપવું. જે દેશની

વાત કરવી હોય તે દેશના રસભર્યાં વિવેચન માટે દેશની વસ્તી, ક્ષેત્રફળ, ભાષા, ધર્મ વગેરેની કાળા પાટિયા પર આગળથી નોંધ રાખવી; તે દેશની ઉપજનું, કારીગરીનું પ્રદર્શન તૈયાર રાખવું; જોવા લાયક સ્થળોનાં ચિત્રો મળે તો તે હાજર રાખવાં; તે દેશનાં વર્ણન જેમાં લખ્યાં હોય તેવી ચોપડીઓનાં નામ કહેવાં અને બને તો એકાદ તેવી ચોપડી હાજર રાખવી; એવી એવી રીતે પ્રત્યક્ષ અને સીધું જ્ઞાન થાય તે માટે જેટલી વધારે કાળજી રખાય તેટલી તેટલી રાખવામાં આવશે, તો ભૂગોળનો વિષય બહુ આનંદ આપનારો થઈ પડશે અને તે દ્વારા મળેલું જ્ઞાન જીંદગીમાં બહુ ઉપયોગી થઈ પડશે.

મ્યુનિસિપાલિટિ, સભા કે રાજકારભાર વિષે ખરી માહેતી આપવાની ગમત આપનારી રીત, છોકારાઓ પાસે તે તે કામ કરાવવાની છે.

'સ્કૂલ કોરપોરેશન' 'સ્કૂલ પાર્લામેન્ટ' કરવામાં આવે, તો છોકરાંઓ આનંદથી તે કામમાં ભાગ લેશે, પ્રત્યક્ષ જ્ઞાન મેળવશે અને મોટાં થતાં તે તે કામ વધારે યોગ્યતાથી અને સમજથી કરી શકશે.

શિક્ષકોએ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે હાલની જાગૃતતમાં દરેક પ્રકારની વિદ્યા બહુ ઉપયોગી અને આવશ્યક છે. ઇતિહાસ ભૂગોળ અને વિજ્ઞાનના વિષયો ગણિત ભાષા અને લેખન કળાની બરાબરી કરે તેવા, અને કેટલીક બાબતમાં તો તેથી પણ વધારે ઉપયોગી ગણાય તેવા છે. ભૂગોળથી

વર્તમાન દશાનું ભાન, જગતમાં આપણું સ્થાન, આપણી લાયકાત કેવી છે અને તે કેમ વધારવી તે સમજ અને તે બધા માટે બીજાના પ્રત્યક્ષ દૃષ્ટાંત જોવાથી મળતો ઉત્સાહઃ એ બધું મળે છે. તે મળવાની ખરી ઉમર દશથી અઢાર વર્ષ સુધીની છે; અને તે ઉમરમાં ભૂગોળના શિક્ષણદ્વારા જે શિક્ષક આ ઉત્તમ કાર્ય કરતો નથી તે ખરેખર પોતાનું કામ કરી શકતો નથી એમજ કહેવાય.*

## સામાન્ય જ્ઞાન.

ગણિત, લેખન અને વાંચન એ ત્રણ મુખ્ય વિષયો ગણાય છે અને શિક્ષણના અભ્યાસક્રમમાં સામાન્ય જ્ઞાન જો કે કદી વિસરાયેલું તો માલમ પડતુંજ નથી, તોપણ ઘણી વાર સામાન્ય જ્ઞાન માટે એટલો અનાદર અને બેકાળજી જણાયાં છે કે ભણેલા પુસ્તક પંડિતો કશાજ કામના નથી એવો અભિપ્રાય સર્વવ્યાપી જેવો થઇ ગયેલો હતો. વ્યવહારમાં જોઇતું સામાન્ય જ્ઞાન નહિં ધરાવનાર બુદ્ધિની કસોટીમાં ગમે તેવો ઊંચો હોય તોપણ દુનિયાના માણસ તરીકે નકામો

* ભૂગોળનાં શિક્ષણની શરૂઆત કેમ કરવી એ આ ખંડમાં માત્ર ઉપર ઉપરથીજ કહેવામાં આવ્યું છે. બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધી ક્રમવાર પાઠ કેમ આપવા એ બતાવી, ઉપલાં ધોરણ માટે કાંઇ કાંઇ માર્ગદર્શક સૂચનાઓ આપી 'ભૂગોળના પદાર્થપાઠ' નામનું એક નાનું પુસ્તક આ લખનારેજ લખેલું છે. આશા છે કે થોડા સમયમાં તે પ્રકટ થશે.

છે. લાંબાં કોષ્ટકો યાદ રાખી, બુદ્ધિની સારી શક્તિ બતાવી મોટા મોટા હિસાબ કરનાર છોકરો રૂપીયાભાર એલચી એટલે કેટલી એ સમજી ન શકે, કે ખુરશીમાં હાથો નેતર અને ખીલા એમાંથી ધાતુ શાને કહેવાય એ ન જાણે એ દુનિયામાં હાંસી પાત્ર થાય એ દેખીતુંજ છે. તેવી સ્થિતિ ન આવે માટે જૂની વાંચનમાળામાં સામાન્યજ્ઞાનના, ઇતિહાસના, ભૂગોળના, પાઠો હતા. પરંતુ તે પર જોઈએ તેવું લક્ષ નહિં અપાતું હોવાથી નવાં ધોરણોમાં સામાન્યજ્ઞાનનો જૂદોજ વિભાગ કરવામાં આવ્યો. તે વિભાગમાં ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન તથા પદાર્થ વિષે પાઠો દાખલ કરવામાં આવ્યા છે. ભૂગોળ કેમ શીખવવી એ તો આગલા ખંડમાં કહેવામાં આવ્યું છે. સામાન્ય સમજની કેળવણી અને પ્રત્યક્ષ દર્શનથી જ્ઞાનનો ખરો સાક્ષાત્કાર એ બે વિષે તો વારંવાર કહેવામાં આવ્યું છે અને સામાન્યજ્ઞાન આપતાં તે બે બાબત પર ખાસ સવિશેષ ભાર મૂકવાનો છે એ ધ્યાનમાં રાખવું.

**પહેલા ધોરણમાં** સામાન્યજ્ઞાન માટે જે જે પાઠો રાખવામાં આવ્યા છે તે બધા છોકરાંઓના હંમેશના પરિચયમાં આવતા પદાર્થોના છે, અને તેથી તે વિષે શિક્ષણ આપતાં ઘણી તૈયારી કરવી પડે એમ નથી. અલબત, મોટા શહેરમાં ગાય ભેંસ કે પંખીના જેવા અને નાના ગામડામાં રંગના જેવા, પાઠ આપવાના હોય ત્યારે થોડી ખાસ તૈયારી કરવી પડે છે. પરંતુ સામાન્યજ્ઞાનના પાઠ આપનાર શિક્ષકે પહેલું તો એજ યાદ રાખવાનું છે કે **તે પાઠો કાંઇ હકીકતના પાઠો નથી.** છોકરાંને નવું કહેવા શીખવવા માટે

તે પાઠોની યોજના થઈ નથી, પણ ખાસ તો છોકરાં તે તે પદાર્થને પોતાની ઇન્દ્રિયોદ્વારા જુએ, તપાસે, અને પોતાથીજ મળી શકે તેવી માહિતી મેળવે, અને તે કાર્યમાં શિક્ષક તો માત્ર માર્ગદર્શક, મદદરૂપ અને અજ્ઞાનનિવારક તરીકેજ પાસે હાજર રહે એમ થવું જોઇએ. તે પાઠોમાં અમુક ક્રમ રાખવો એ આવશ્યક નથી. વરસાદનો પાઠ શરૂઆતમાં હોય છતાં શિઆળા ઉનાળા કરતાં ચોમાસામાં તે પાઠ શરૂ કરવાનું વધારે યોગ્ય લાગે તો શિક્ષક તેમ કરવા સ્વતંત્ર છે.

પાઠ શીખવવાની શરૂઆત કરવામાં શિક્ષકોએ છોકરાંની વૃત્તિને આકર્ષી, તેઓ તરફથીજ અમુક જ્ઞાનની માગણી થાય તેવું કરવું જોઇએ; અને તેમ થવામાં મુખ્ય નેમ વિદ્યાર્થીઓની ઇન્દ્રિયોને સતેજ કરી, શિક્ષણગ્રાહી બનાવવી છે એ ધ્યાનમાં રાખવું.

માટી, ઢેફાં, પત્થરનો પાઠ હોય, ત્યારે ત્રણેના નમુના રાખી હકીકત કહી જવાથી, કે પાઠમાં કહેલો પ્રયોગ કરી જવાથી પાઠ બરાબર થયો એમ માની શકાયજ નહિં. શિક્ષક પોતાની આવડત અને અનુકૂળતા પ્રમાણે તે પાઠ જૂદી જૂદી રીતે આપી શકે. પરંતુ એટલું તો બધા શિક્ષકોએ ધ્યાનમાં રાખવાનું છે કે (૧) છોકરાંને તે ત્રણનું કાંઈ જ્ઞાન છે કે કેમ એ પહેલાં જાણવું (૨) જેને ન હોય તેને બીજાં છોકરાંની મદદથી, પ્રત્યક્ષ દર્શનથી, વાતચીત કરીને આપવું. સામાન્યજ્ઞાનના શિક્ષણમાં બાળકની દરેકે દરેક ઇન્દ્રિય અને શક્તિ વૃત્તિના લાભ ન લેનાર શિક્ષક સામાન્યજ્ઞાનનો પાઠ આપવા માટે નાલાયકજ છે. વાંચનમાળાના પાઠમાં જે હકી-

કત આપી છે તેટલી હકીકત પાઠ પૂરો થાય ત્યારે છોકરાં-
માંના દરેકને આવડી જવી જોઈએ એ વાત ખરી છે, પણ
તેટલા માટે પાઠ વાંચી જવો કે તેમાં લખ્યું છે તે હમેજ
શિક્ષક આપવું એ કાંઈ જરૂરનું નથી. કોઇ શિક્ષક નદીએ
જઈ તે પાઠની શરૂઆત રેતી બતાવીને કરે, કોઈ ખેતરે
જઈ માટી બતાવીને કરે, કોઈ શાળામાં બેઠાં બેઠાંજ પત્થર
બતાવીને કરે, કોઈ શાળા પાસેની ખુલ્લી જગાએ જઈ કરે;
પાઠ ગમે તેમ શરૂ કરે, ગમે તેવી રીતે આપે, પણ ધ્યાનમાં
રાખવાનું એટલુંજ કે દરેક વિદ્યાર્થીની ઇન્દ્રિયને કેળવણી
મળી છે કે કેમ, તે કેળવણી છોકરો પોતાના ઉત્સાહથી લે
છે કે કેમ, કુદરતી જીજ્ઞાસા પરિતૃપ્ત કરી તેને વધારે ને
વધારે ઉત્તેજીત કરવાનું બની શક્યું છે કે કેમ, જે નવું
જ્ઞાન છોકરાંને મળ્યું તે તેમણે પોતાની સંપૂર્ણ સમજથી
ગ્રહણ કરી લીધું છે કે કેમ. આવી આવી બાબતોનો તો
ખાસ વિચાર દરેક શિક્ષકે સામાન્યજ્ઞાનના પાઠ આપતાં
કરવાનો છે. છોકરાંને બોલાવીને, છોકરાંને કામમાં ભાગ આપીને,
છોકરાં પોતેજ શિક્ષણ મેળવે એમ કરવું. શિક્ષક તો માત્ર
જરૂર પડે ત્યારે મદદ કરનારો છે અને તેમનાં જ્ઞાનની ઊણપ પૂરી
કરનારો છે એમજ શિક્ષકે સમજવાનું છે. પરંતુ આટલા
બધા આગ્રહથી શિક્ષકને શાંત અને અક્રિય રહેવા કહેવામાં
આવ્યું તેનો અર્થ ન સમજી કોઈ શિક્ષકે મુંગા કે નિષ્ક્રિય,
બેઠા રહેવાની ભૂલ ન કરવી. શિક્ષક તો ઉત્સાહની, આશાની
અને જીજ્ઞાસાની જાણે મૂર્તિ હોય તેવોજ જોઈએ,—સામાન્ય
જ્ઞાન આપનાર તો દરેક શિક્ષક તેવોજ હોવો જોઈએ. [illegible]

મોઢેના હિસાબમાં પહેલાં તો આ ચાર સિદ્ધાન્તની સમજવાળાજ હિસાબ કરવા જોઈએ અને આંકના ઉપયોગથી સહેલા સરવાળા બાદબાકી ગુણાકાર ભાગાકાર સમજી, તેનો પ્રયોગ કરી શકે તેવા વ્યવહારોપયોગી દાખલા કરાવવા જોઈએ. તેમ કરવા માટે ચલણી નાણાંનાં તથા ચાલુ વજનના તથા માપનાં કોષ્ટક કરાવવાં. પણ તેમાં ધ્યાનમાં રાખવું કે છોકરાં બધું પ્રત્યક્ષ દર્શનથી સમજી સમજાવી શકે. માપ તથા વજનની ધાત બોલી જનાર છોકરું તે તે માપ કે તોલ બતાવવામાં આવે તો કાંઈજ સમજતું માલુમ ન પડે, કે તે શું હશે એ સંબંધે કાંઈજ ખ્યાલ આપી ન શકે તો પછી જે શિક્ષણ આપવામાં આવેલું હોય તે વૃથા ભારરૂપજ સમજવાનું રહે છે. આ વાત વારંવાર કહ્યા કરવાની જરૂર એટલા માટે છે કે શિક્ષકો માત્ર યાંત્રિક કામથી સંતોષ માની બેસી રહેનારા છે. તેમની સમજમાં-જ આવતું નથી કે કોષ્ટકો, હિસાબો, કુંચીઓ એ એકલી મોઢહાસ્ત માટે નથી, પણ વ્યવહારમાં ઉપયોગ માટે અને ખરી સમજ માટે છે. તે સમજ શિક્ષકોમાં આવશે ત્યારેજ શિક્ષણની ખરી પદ્ધતિ અમલમાં મૂકાશે અને ત્યારેજ બાળકો ખરાં ભણેલાં બાળકો બનશે.

ત્રીજા ધોરણમાં ચડતી ઉતરતી ભાંજણી એ તો માત્ર કોષ્ટકનાં જ્ઞાન સાથે ગુણાકાર ભાગાકારજ છે એટલી પણ સમજ શિક્ષકોમાં હોતી નથી, પછી બાળકોમાં તો ક્યાંથીજ હોય ? ત્રીજા ધોરણમાં લિખિત ગણિતમાં બીજા ધોરણમાં શીખેલા સિદ્ધાન્તોજ વાપરવાના છે. માત્ર તેમો

વધારે વિસ્તારવાળા પ્રદેશમાં ઉપયોગ કરવાનો છે. જ્યાં અપૂર્ણાંકની શરૂઆત નથી થતી ત્યાં તો ત્રીજા ધોરણના ગણિતમાં કાંઈજ શીખવાનું નથી; માત્ર શીખેલા સિધ્ધાન્તોનો જૂદી જૂદી સમજથી ઉપયોગજ કરવાનો છે. નવાં કોષ્ટકો કરાવવાં એજ આ ધોરણમાં કરવાનું છે. તેમાં એકદમ કોષ્ટકો મોઢે કરાવી નાખવાની ભૂલ ઘણા શિક્ષકો કરે છે. એક કોષ્ટક લઈ, તે બરાબર પાકું થાય એટલે તેની ભાંજણી, તેના સરવાળા બાદબાકી, ગુણાકાર ભાગાકાર એમ સંપૂર્ણ સમજ આપી દેવામાં આવે–પાકું જ્ઞાન કરાવવામાં આવે તો પછી બીજાં કોષ્ટકોમાં બાળકોને માત્ર સમજ વાપરી કામ કરવાનુંજ રહેશે.

દેશી રીતના–આણુપાણુના–સરવાળા બાદબાકીમાંજ કાંઈક નવું કરવા જેવું છે, પણ તેની પણ સમજ બરાબર અપાશે તો તેમાં માત્ર લખવાની રીતજ જૂદી છે, નવો સિધ્ધાન્ત કાંઈજ કરવાનો નથી એ સમજી શકાશે.

ભાંજણીના અને વિવિધ સરવાળા વિગેરેના હિસાબમાં દરેક પગલે યોગ્ય નામ માંડવાં, આંકડા ચોકખા, મોટા, અને પૂરતી વિગત સમજાય તેવા ચિન્હો સહિત માંડવા, એકમ દશકનાં સ્થાન સાચવીને રકમો લખવી અને હિસાબ સીધા, સાફ, અને પાટીમાં સરસ લાગે તેવી રીતે ગણવા વગેરે જે જે કાળજી રાખવાની વાત એકવાર કરવામાં આવી છે તે વિષે બેદરકારી નહિં રાખવી એ જરૂરનું સમજવું.

મોઢેના હિસાબમાં આ ધોરણમાં કુંચીઓનો બહુ ઉપયોગ કરવામાં આવે છે. કુંચીથી ઘણાજ અપરા કમરા

હિસાબ ગણી કાઢનાર છોકરૂં સાદી સમજનો હિસાબ નથી કરી શકતું એ ઘણીવાર શિક્ષકોની તાજુબી સાથે બતાવવમાં આવ્યું છે. ૨પાા રૂપીએ એક મણ તો બે મણ સાડાસાત શેરનું શું એ હિસાબ ખરો કરી આવનારા વર્ગમાંથી ૨૦ રૂપીએ એક મણ તો એક શેરનું શું એ હિસાબ ખરો કરી લાવનાર એક પણ વિદ્યાર્થી નીકળતો નથી. કારણ માત્ર એજ કે મણ શેર, રૂપીયા આના વગેરેની સમજવાળી રીતની દરકાર કર્યા વિના, માત્ર કુંચી ગોખાવી, સંચા માફક કામ કરતાં શીખવેલું હોય છે. તેથી અવડાચવડા હિસાબ ગણનાર વ્યવહારમાં કે સાધારણ સમજમાં તદનજ મૂઢ અને ગમાર જેવા માલમ પડે છે. મોઢેના હિસાબ યાંત્રિક કામમાં પ્રવીણતા મેળ-વવા માટે નહિં, પણ સામાન્ય સમજ કેળવવા માટે, વ્યવ-હારમાં નિપુણતાથી અને ત્વરાથી કામ કરી શકે માટે, અને મૂઢતા અને ગમારપણું દૂર રાખી શકે માટે શીખવવામાં આવે છે. અલબત, યાંત્રિક શકિત ખીલવવી એ જરૂરનું છે અને દરેક વખતે એકડે એકથી શરૂ કરવા બેસનાર મોટા હિસાબોમાં કલાકના કલાક ગાળે એ ઇચ્છવા જેવું નથી. પરિણામ તો અવડાચવડા હિસાબ સપાટામાં અને ખરા કરે એવુંજ લાવવાનું છે, પણ તેટલુંજ કરી શકે અને તેપણ માત્ર યાંત્રિકબુદ્ધિથી, અને સહેલું અને સરળ કામ ન સમજી મૂઢ અને ગમાર જેવા રહે એ ખોટું છે. તેવું થાય તો શિક્ષણનો અર્થ જરાપણ સર્યો નહિં એમજ કહેવું પડે એ ધ્યાનમાં રાખવાનું છે.

કોષ્ટકોના ભાગવિભાગની સંપૂર્ણ સમજ, વ્યવહારમાં તેનો ઉપયોગ, ભાવતાલનું ભાન, અને વ્યવહારી સહેલા તેમજ આડાઘોડા અને ગુંચવણભરેલા મોટા—એમ બધી રીતના સંપૂર્ણ સમજ સાથે હિસાબો તૈયાર થાય એ શિક્ષકે જોવાનું છે. સંપૂર્ણ રીતે તેવું કરનાર શિક્ષકજ કાબેલ શિક્ષક તરીકે ગણી શકાય છે એ બરાબર સમજવાની જરૂર છે.

મોઢેના હિસાબમાં ગુણોત્તરની પદ્ધતિથી કામ કરવાની સૂચના સરકારી ધોરણોમાં કરવામાં આવી છે. ઉપર જે પદ્ધતિ કહી છે તે પદ્ધતિથી કામ કરનારને ગુણોત્તર પદ્ધતિથી કામ કરવાનું જરા પણ મુશ્કેલ નહિં પડે એવી આશા છે.

**ચોથા ધોરણમાં** જે કામ વધારે કરવાનું છે તે કામમાં વધુ તો માત્ર અપૂર્ણાંકનું તથા ત્રિરાશિની સમજનું છે. પાયાં, અરધાં, પોણું, સવાયાં, દોઢાં અને અઢીયાંના આંક શરૂ કરતી વખતેજ પૂર્ણ અંક અને અપૂર્ણ અંકની સાધારણ સમજ તો આપેલી હોવીજ જોઈએ. આંકને માટે કહ્યું છે તે પદ્ધતિથી આંક શીખવાય એટલે પા, અરધો, પોણો અને એ વિભાગો શીખવ્યાથી તેવા બધા અપૂર્ણાંક પાકા થાય; તે તે અપૂર્ણાંક બીજી રીતે કેમ મંડાય એ બતાવી અપૂર્ણાંકનાં શિક્ષણની શરૂઆત કરવામાં આવશે તોપણ ચાલશે. અંશ, છેદ, અને અપૂર્ણાંકની સંપૂર્ણ સમજ હળવે હળવે, ક્રમસર આપવામાં નહિં આવે તો વિદ્યાર્થીઓ માત્ર સંચાકામ કરનારાજ બની રહેશે. હાલના વિદ્યાર્થીઓમાંથી ઘણી મોટી સંખ્યા કાંઈપણ સમજ વિનાનીજ

માલમ પડે છે એ સર્વે લાગતા વળગતાનો દીલગીરી ભરેલો અનુભવ છે.

ત્રિરાશિની શરૂઆત તો પહેલાં ઘણાજ સહેલા મોઢેના હિસાબથી કરી શકાશે. ચાર સિદ્ધાન્તો બરાબર સમજ્યા હશે તો તો વિદ્યાર્થીઓ ઘણીજ સફળતાથી ઘણા હિસાબો સમજી કરી શકશે. પરંતુ તેટલો મહાવરો કરાવ્યા પછી પણ રીતસરના શિક્ષણની શરૂઆત પ્રમાણ એ શું છે એ શીખવ્યા વિના કરી શકાશે નહિં. પદ માંડવાં એટલે શું, શા માટે તેમ મંડાય છે, અને વ્યસ્તપ્રમાણ આવે ત્યાં આગળ પાછળ પદ શા માટે ફેરવાય છે એ બધું કેમ શીખવવું એ બતાવવા માટે સ્વતંત્ર પુસ્તકજ જોઇએ, અને તેવું પુસ્તક પણ ઘણા વર્ષ થયાં એક જાણીતા શિક્ષાગુરૂ* તરફથી બહાર પાડવામાં આવ્યું છે, એટલે અહિં તો માત્ર તેનો નિર્દેશ કરીનેજ સંતોષ માનવાનો રહે છે.

મોઢેના હિસાબમાં પણ ત્રીજા ધોરણમાં જે માર્ગદર્શક સૂચન આપવામાં આવ્યું છે તેને ધ્યાનમાં રાખી, આગળ વધવાનું છે. દરેક પગલે, સહેલાથી શરૂ કરી, બાળકોની સમજ અને બુદ્ધિ ગ્રહણ કરી શકે છે કે કેમ એ જોતા રહી, પાકું સંગીન અને લાભકારક કામ થાય એ ખ્યાલમાં રાખવાનું ચૂકવું નહિં. એટલું કહી આ ખંડ સમાપ્ત કરવામાં આવે છે.

## ભૂગોળ.

ભૂગોળ શા માટે શીખવવી એ આગળ જણાવાચું છે. માત્ર નામાવલિ મોઢે કરાવ્યાથી ભૂગોળ શીખવવાનો સંતોષ

---

*જીલભાઇ દોરાબજી ભરડા જુઓ તેમનાં ગણિત ખાતાનાં પુસ્તકો.

માનવાનો નથી, પણ દિશા અને અંતરનું ભાન, દેશની વર્તમાન સ્થિતિ, દુનિયાના દેશોમાં તેનું સ્થાન, તથા દેશની જરૂરીઆતો માટે કયાં કયાં નજર રાખવી પડે છે અને પ્રભુની કૃતિનાં દર્શન કયાં કયાં કરવાનાં છે વગેરે હકીકત બાળકોની શક્તિ પ્રમાણે શીખવાય તોજ ભૂગોળનું જ્ઞાન અપાયું એમ સમજવાનું છે. આવી રીતના જ્ઞાન માટે ભૂગોળના વિષયની શરૂઆત તો બાળવર્ગમાંથીજ થવી જોઈએ અને ડાબું જમણું, આગળ પાછળ, દૂર નજીક, વગેરે ભાન તે વર્ગમાં આપવું જોઈએ. સામાન્ય જ્ઞાનથી ભૂગોળના જ્ઞાનની શરૂઆત થાય છે એમ સમજવું. પહેલા ધોરણમાં સવારસાંજ, દિવસરાત, વગેરે સાથે, વારનું જ્ઞાન, વર્ષાદનું જ્ઞાન, ઊંચુંનીચું, નિશાળ વગેરે ભાન આપવામાં ભૂગોળનીજ હકીકત આડકતરી રીતે શીખવાય છે. હાલના ધોરણ પ્રમાણે ખરી રીતે ભૂગોળ બીજા ધોરણથી શરૂ થાય છે અને બીજી ચોપડીમાં દિશા, નિશાળનો નકશો, ગામનો નકશો એ પાઠો ભૂગોળનાજ છે, પરંતુ કોઈકજ શિક્ષક તે પાઠોને યોગ્ય રીતે ઘટાવી, શીખવવાની કાળજી કે આવડત ધરાવતા હશે. નિશાળનો પાઠ માત્ર વાંચન માટે નથી રાખ્યો, પણ તે નમુનારૂપ પાઠ છે એમ સમજવું જોઈએ. પોતાની નિશાળ જેવી હોય તેવું વર્ણન લખી, નાનો સરખો પાઠ દરેક મુખ્ય શિક્ષકે તૈયાર કરવો જોઇએ એટલું પણ આપણા શિક્ષકો કે મુખ્ય શિક્ષકો જોઈ શકતા નથી, અને કાં તો અધિકારીઓ સૂચના આપતા નથી, અને આપે છે તો તે પળાતી નથી.

**બીજા ધોરણમાં** પહેલું ભાન દિશાનું આપવાનું છે, પણ તેમાં જોઇએ તેટલી કાળજી નહિં રાખવાથી છોકરા બરાબર સમજી શકતા નથી. દિશાનાં નામ તો સાંકેતિકજ છે. માત્ર મહાવરાથી તે પાકાં કરાવવાં. 'પશ્ચિમ' એ ઉચ્ચાર વિષે ધ્યાન રાખવું. પક્ષિમ, પષ્ટિમ એવા અશુદ્ધ ઉચ્ચાર ટકવા દેવા નહિં. જૂદી જૂદી વસ્તુની પરસ્પર સ્થિતિ સમજાવી, દિશાની સમજ પાકી કરાવવી જોઇએ અને સૂર્ય ઉગવા પરથી દિશા સમજાય છે, તેમજ ઉત્તરધ્રુવનો તારો બતાવી સમજાવવામાં આવે તો છોકરાંને બહુ આનંદ આવશે. વધારે ગમત તો ધ્રુવકાંટાથી પડશે. આમ જૂદી જૂદી રીતે વારંવારના મહાવરાથી દિશાઓનું પાકું જ્ઞાન એ ભૂગોળ માટે પહેલું પગથિયું સમજવાનું છે.

તેટલુંજ ઉપયોગી બીજું પગથિયું અંતરના જ્ઞાનનું છે. અંતરનાં માપ માટે શો સંકેત રાખ્યો છે તે, અને બધા એકજ ધોરણ વાપરે તો શો લાભ થાય, તે સમજાવી, લંબાઈ પહોળાઇ ઊંચાઇ વગેરેના સાચા જ્ઞાન માટે, સાચી અટકળ માટે, જેમ બને તેમ વધારે મહાવરો પડાવવો એ બહુ જરૂરનું છે.

બીજાં ધોરણમાં ત્રીજી ધ્યાનમાં રાખવાની વાત નકશો એ શું એ સમજ છે. નકશો એ ચિત્ર નથી, અને નમુનો નથી; પણ તે બંનેથી નિરાળી, પણ આકાર, કદ અને સ્થાન બતાવનાર કાંઈ જુદીજ આકૃતિ છે એ સમજાવવાની બહુ જરૂર છે. ચિત્રમાં બાહ્યરેખાથી તાદૃશ ભાન થાય છે, નમુનો વસ્તુનું તાદૃશ સ્વરૂપ–માત્ર નાના મોટા પ્રમાણમાં,

અને તે બનેલી હોય તેથી જૂદા પદાર્થોની બનાવટથી–પણ તાદૃશ સ્વરૂપ છે; પણ નકશો નથી તે વસ્તુની તાદૃશ રૂપરેખા, કે નથી તેનું સ્વરૂપ–નકશો તો માત્ર અમુક વસ્તુ કે સ્થાન. ક્યાં છે, તેનું બાહ્ય સ્વરૂપ કેવું છે, કેવડું છે એજ બતાવે છે. ચિત્ર જેમ મૂળ કરતાં નાનાં મોટાં હોય છે નમુના જેમ અસલ કરતાં નાના મોટા હોય છે, તેમજ નકશા પણ નાના મોટા હોય છે; અને તે સમજાવવાની શરૂઆત કરતાં 'પ્રમાણ'નું ભાન આપવાની જરૂર છે.

બીજા ધોરણમાં તેટલું શીખવાયા પછી નિશાળનો નકશો અને ગામની સામાન્ય ભૂગોળ તથા ગામનો નકશો એટલું શીખવવાનું છે. નકશો **કાઢતાં** આવડે તેટલુંજ નહિં, પણ નકશો **વાંચતાં** પણ આવડવો જોઇએ. તેમ કરવા માટે શિક્ષકે જૂદાં જૂદાં પ્રમાણ રાખી, જૂદા જૂદા નકશા કાળા પાટીઆપર દોરવા. તે પરથી કેટલી સમજ છોકરા ગ્રહણ કરી શકયા તે જાણવું, અને તેવો પુષ્કળ મહાવરો અપાવવો. તે ઉપરાંત ગામની સામાન્ય ભૂગોળ એટલે ગામની જમીન કેવી છે, ગામમાં નદી તળાવ ટેકરી વગેરે કાંઇ છે? ગામમાં પેદાશ શાની છે? હુન્નર કારીગરી કાંઈ છે? લોકોની ભાષા, ધર્મ, રીતભાત કેવાં છે? ગામનો વહીવટ કેમ ચલાવાય છે? ઉપરી કોણ છે? રાજા કોણ છે? પડખેનાં બીજાં ગામ કરતાં આ ગામ સુખી, સારૂં, પૈસાદાર છે કે કેમ, એક બીજા ગામ સાથે વ્યવહારના માર્ગ શા છે? શા માટે વ્યવહાર રાખવો પડે? બધા સાથે વર્તન, લેવડદેવડ, વેપાર વગેરે કેવાં રાખવાં? એ બધી હકીકત સંપૂર્ણપણે, હળવે હળવે શીખવતા જઈ, પોતાના

ગામની સંપૂર્ણ માહિતી અપાય ત્યારે ગામની સામાન્ય ભૂગોળ શીખવાઇ એમ કહેવાય. ખાસ ધ્યાનમાં રાખવું કે તે તે બાબતો મોઢે કરાવવાની નથી; ચોપડીમાંથી વાંચીને કે છોકરાંને મોઢે કરાવી જઈ, સંતોષ માનવાનો નથી; દરેક બાબત વિષે છોકરાં સાથે વાતચીત કરવી જોઇએ—વાતચીત કરીને છોકરાં બરાબર ગ્રહણ કરે તેવી સમજથી છોકરાંની શક્તિના પ્રમાણમાં ઉપરનું જ્ઞાન આપતા જવું જોઇએ.

ધારો કે છોકરાંને ગામની વસ્તી વિષે વાત કરવી છે. તો પહેલાં તો છોકરાંને પોતાના વર્ગની સંખ્યા તથા હાજરી વિષે કહેવું. બનતાં સુધી દરેક છોકરૂં પોતાની મેળેજ સંખ્યા તથા હાજરીની માહિતી મેળવી તૈયાર થાય એમ કરવું. છોકરાની નિશાળ હોય તો પહેલાં પોતાની નિશાળ, ને પછી કન્યાશાળા, અને કન્યાશાળા હોય તો પહેલાં પોતાની શાળા અને પછી છોકરાંની નિશાળની સંખ્યા હાજરી તૈયાર કરાવવાં. તે નિશાળની વસ્તી છોકરાંની વસ્તી થઈ. શિક્ષક, બીજા નોકર વગેરે ઉમેરીએ એટલે આખી નિશાળની વસ્તી થઇ. બીજું પગથિયું દરેક છોકરાંની પોતપોતાનાં ઘરની વસ્તી તૈયાર કરાવવાનું. ત્રીજું, પોતપોતાની શેરીની વસ્તી; અને છેવટે ગામની વસ્તીનું ભાન આપવાનું કામ કરવું. એ પ્રમાણે કાંઇક પ્રત્યક્ષ ગણતરીથી અને પછી કાંઇક અટકળથી વસ્તી વિષે જ્ઞાન આપવું. તેમાં સ્ત્રી, પુરૂષ, છોકરાં તેમજ બીજી જે વિગત ધ્યાન ખેંચે તેવી હોય તે વિગત હળવે હળવે ઉમેરવી. કારીગરી, વેપારી, ખેડુ, ભિખારી વગેરેનું ભાન આપવું હોય, હિન્દુ મુસલમાન જૈન

વગેરેનું ભાન આપવું હોય, કે ગામની ખાસ ધ્યાન ખેંચનારી વસ્તી વિષેની જે જે વિગતનું ભાન કરાવવું હોય તે ક્રમસર રફતે રફતે છોકરાં પ્રત્યક્ષ જ્ઞાન મેળવી શકે તે પ્રમાણે કરાવવું.

આ પદ્ધતિથી ગામની સામાન્ય ભૂગોળની બધીજ બાબતો લેવી અને પોતાના ગામની માહિતી એવી આપવી કે બીજા ગામની માહિતી અટકળથી અને વાંચનથી બરાબર સમજી શકે.

બીજા ધોરણમાં જો ખંતથી, ઉત્સાહથી, અને ખરી પદ્ધતિથી કામ થયું હશે, તો **ત્રીજા ધોરણમાં** બહુ સરળતા થશે. નકશો વાંચતાં આવડતો હશે, તો ત્રીજા ધોરણમાં તો ગામ જે તાલુકામાં હોય, જીલ્લામાં હોય તે તાલુકાનો અને જીલ્લાનો નકશો બતાવી, તે દ્વારાજ્ઞાન આપવાનું સહેલું થઇ જશે. ભૂગોળમાં વપરાતા સંકેતો, તથા તેમાંની વ્યાખ્યાઓ, પહેલાં પ્રત્યક્ષ સમજથી અને દર્શનથી, અને અને પછી પૂરેપૂરી રીતે બોલી લખી શકે તેવી રીતે શીખવવાની શરૂઆત આ ધોરણમાં કરવી. પણ તેમાં મોઢે કરાવી, ગોખાવવાની ટેવને જરાપણ ઉત્તેજન આપવું નહિં. બરાબર સમજે, પોતાની મેળે બોલતાં શીખે, વારંવાર બોલ્યાથી આપોઆપ મોઢે ચડી જાય એમજ કરવું.

નકશો વાંચતાં આવડયો એટલે છોકરાં પોતાની મેળેજ ઘણું જ્ઞાન મેળવી શકશે. શિક્ષકે તો માત્ર માર્ગદર્શકજ થવાનું રહેશે. નકશાથી જ્ઞાન થાય તેમાં ઉમેરો કરવો એ કામ શિક્ષકે કરવાનું છે. જીલ્લાની વસ્તી, તેની સ્થિતિ, જીલ્લામાં જાણવા લાયક સ્થળો, ખાસ જોવા લાયક સૃષ્ટિ-

સૌંદર્યનાં કે મનુષ્યકૃતિનાં સ્થાનો, ભાષા, ધમ, રીતભાત વગેરે વિષે, તેમજ વ્યવહારમાર્ગ, રાજ્યપદ્ધતિ અમલદારો વગેરે વિષે હળવે હળવે એકેક બાબત લઇ શિક્ષણ આપવુ અને પ્રદર્શનથી તથા પર્યટણથીજ બધું ચોક્કસ જ્ઞાન આપવું એ ધ્યાનમાં રાખવું. એ બધું જ્ઞાન આપતાં શિક્ષકે ખાસ યાદ રાખવાનું છે કે ભૂગોળનું જ્ઞાન ચોપડીમાંથી મોઢે કરાવ્યાથી કે નકશામાં આંગળી ટપોટપ મૂકીને બતાવ્યાથી મળી ગયું એવી ભૂલ કદીજ કરવી નહિં. દરેક બાબત વિષે પુષ્કળ વાત કર્યાથી, સંપૂર્ણ માહેતી આપ્યાથી, સ્થળ કે વસ્તુઓ પ્રત્યક્ષ બતાવ્યાથી, અને વાતચીત કરીને, છોકરાંને જે કહેવામાં આવે તે પૂરી સમજથી કહેવામાં આવે તોજ કામનું છે. તે બધું કહેવામાં પોતાનું ગામ, પોતાનો જીલ્લો, પોતાનો વિભાગ, પોતાનો દેશ, અને એમ આગળ જતાં સમસ્ત દુનિયા વિષે માહેતી મેળવવા માટે છોકરાંઓ ઉત્કંઠિત થતાં જાય, અને દેશભક્તિ રાજ્ય-ભકિત તથા પ્રભુભકિતને યોગ્ય પોષણ મળતું જાય એ ખ્યાલ કદીપણ નજર આગળથી દૂર કરવો નહિં જોઇએ.

બીજા અને ત્રીજા ધોરણમાં આ પ્રમાણે કામ કર્યું હશે તો **ચોથા ધોરણમાં** તો પછી ખાસ સૂચના જેવું કાંઈજ રહેશે નહિં. જે કાંઇ નવું કરવું હોય, તેની યોગ્ય રીતે આગળથી વાત કરવી. પ્રત્યક્ષના દર્શનથી કલ્પના જાગ્રત કરી પરોક્ષ વસ્તુ વિષે સમજગ્રહણ કરતાં શીખવવું. જે દેશ કે લોક વિષે વાત કરવી હોય તેનું ક્રમે ક્રમે, રસિક વર્ણનથી અને છોકરાં સમજે તેવી રીતે જ્ઞાન આપવું. જે દેશની

વાત કરવી હોય તે દેશના રસભર્યા વિવેચન માટે દેશની વસ્તી, ક્ષેત્રફળ, ભાષા, ધર્મ વગેરેની કાળા પાટિયા પર આગળથી નોંધ રાખવી; તે દેશની ઉપજનું, કારીગરીનું પ્રદર્શન તૈયાર રાખવું; જોવા લાયક સ્થળોનાં ચિત્રો મળે તો તે હાજર રાખવાં; તે દેશનાં વર્ણન જેમાં લખ્યાં હોય તેવી ચોપડીઓનાં નામ કહેવાં અને બને તો એકાદ તેવી ચોપડી હાજર રાખવી; એવી એવી રીતે પ્રત્યક્ષ અને સીધું જ્ઞાન થાય તે માટે જેટલી વધારે કાળજી રખાય તેટલી તેટલી રાખવામાં આવશે, તો ભૂગોળનો વિષય બહુ આનંદ આપનારો થઈ પડશે અને તે દ્વારા મળેલું જ્ઞાન જીંદગીમાં બહુ ઉપયોગી થઈ પડશે.

મ્યુનિસિપાલિટિ, સભા કે રાજકારભાર વિષે ખરી માહિતી આપવાની ગમત આપનારી રીત, છોકરાઓ પાસે તે તે કામ કરાવવાની છે.

'સ્કૂલ કૉરપોરેશન' 'સ્કૂલ પાર્લામેન્ટ' કરવામાં આવે, તો છોકરાંઓ આનંદથી તે કામમાં ભાગ લેશે, પ્રત્યક્ષ જ્ઞાન મેળવશે અને મોટાં થતાં તે તે કામ વધારે યોગ્યતાથી અને સમજથી કરી શકશે.

શિક્ષકોએ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે હાલની જાગૃતમાં દરેક પ્રકારની વિદ્યા બહુ ઉપયોગી અને આવશ્યક છે. ઈતિહાસ ભૂગોળ અને વિજ્ઞાનના વિષયો ગણિત ભાષા અને લેખન કળાની બરાબરી કરે તેવા, અને કેટલીક બાબતમાં તો તેથી પણ વધારે ઉપયોગી ગણાય તેવા છે. ભૂગોળથી

વર્તમાન દશાનું ભાન, જગતમાં આપણું સ્થાન, આપણી લાયકાત કેવી છે અને તે કેમ વધારવી તે સમજ અને તે બધા માટે બીજાના પ્રત્યક્ષ દૃષ્ટાંત જોવાથી મળતો ઉત્સાહ: એ બધું મળે છે. તે મળવાની ખરી ઉમર દશથી અઢાર વર્ષ સુધીની છે; અને તે ઉમરમાં ભૂગોળના શિક્ષણદ્વારા જે શિક્ષક આ ઉત્તમ કાર્ય કરતો નથી તે ખરેખર પોતાનું કામ કરી શકતો નથી એમજ કહેવાય.*

## સામાન્ય જ્ઞાન.

ગણિત, લેખન અને વાંચન એ ત્રણ મુખ્ય વિષયો ગણાય છે અને શિક્ષણના અભ્યાસક્રમમાં સામાન્ય જ્ઞાન જો કે કદી વિસરાયેલું તો માલુમ પડતુંજ નથી, તોપણ ઘણી વાર સામાન્ય જ્ઞાન માટે એટલો અનાદર અને બેદરકારી જણાયાં છે કે ભણેલા પુસ્તક પંડિતો કશાજ કામના નથી એવો અભિપ્રાય સર્વવ્યાપી જેવો થઇ ગયેલો હતો. વ્યવહારમાં જોઇતું સામાન્ય જ્ઞાન નહિં ધરાવનાર બુદ્ધિની કસોટીમાં ગમે તેવો ઊંચો હોય તોપણ દુનિયાના માણસ તરીકે નકામો

---

* ભૂગોળનાં શિક્ષણની શરૂઆત કેમ કરવી એ આ ખંડમાં માત્ર ઉપર ઉપરથીજ કહેવામાં આવ્યું છે. બાળવર્ગથી ત્રીજા ધોરણ સુધી ક્રમવાર પાઠ કેમ આપવા એ બતાવી, ઉપલાં ધોરણ માટે કાંઇ કાંઇ માર્ગદર્શક સૂચનાઓ આપી 'ભૂગોળના પદાર્થપાઠ' નામનું એક નાનું પુસ્તક આ લખનારેજ લખેલું છે. આશા છે કે થોડા સમયમાં તે પ્રકટ થશે.

છે. લાંબાં કોષ્ટકો યાદ રાખી, બુદ્ધિની સારી શક્તિ બતાવી મોટા મોટા હિસાબ કરનાર છોકરો રૂપીયાભાર એલચી એટલે કેટલી એ સમજી ન શકે, કે ખુરશીમાં હાથો નેતર અને ખીલા એમાંથી ધાતુ શાને કહેવાય એ ન જાણે એ દુનિયામાં હાંસી પાત્ર થાય એ દેખીતુંજ છે. તેવી સ્થિતિ ન આવે માટે જૂની વાંચનમાળામાં સામાન્યજ્ઞાનના, ઇતિહાસના, ભૂગોળના, પાઠો હતા. પરંતુ તે પર જોઈએ તેવું લક્ષ નહિં અપાતું હોવાથી નવાં ધોરણોમાં સામાન્યજ્ઞાનનો જૂદોજ વિભાગ કરવામાં આવ્યો. તે વિભાગમાં ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન તથા પદાર્થ વિષે પાઠો દાખલ કરવામાં આવ્યા છે. ભૂગોળ કેમ શીખવવી એ તો આગલા ખંડમાં કહેવામાં આવ્યું છે. સામાન્ય સમજની કેળવણી અને પ્રત્યક્ષ દર્શનથી જ્ઞાનનો ખરો સાક્ષાત્કાર એ બે વિષે તો વારંવાર કહેવામાં આવ્યું છે અને સામાન્યજ્ઞાન આપતાં તે બે બાબત પર ખાસ સવિશેષ ભાર મૂકવાનો છે એ ધ્યાનમાં રાખવું.

**પહેલા ધોરણમાં** સામાન્યજ્ઞાન માટે જે જે પાઠો રાખવામાં આવ્યા છે તે બધા છોકરાંઓના હંમેશના પરિચયમાં આવતા પદાર્થોના છે, અને તેથી તે વિષે શિક્ષણ આપતાં ઘણી તૈયારી કરવી પડે એમ નથી. અલબત, મોટા શહેરમાં ગાય ભેંસ કે પંખીના જેવા અને નાના ગામડામાં રંગના જેવા, પાઠ આપવાના હોય ત્યારે થોડી ખાસ તૈયારી કરવી પડે છે. પરંતુ સામાન્યજ્ઞાનના પાઠ આપનાર શિક્ષકે પહેલું તો એજ યાદ રાખવાનું છે કે **તે પાઠો કાંઇ હકીકતના પાઠો નથી.** છોકરાંને નવું કહેવા શીખવવા માટે

તે પાઠોની યોજના થઈ નથી, પણ ખાસ તો છોકરાં તે તે પદાર્થને પોતાની ઈન્દ્રિયોદ્વારા જુએ, તપાસે, અને પોતાથીજ મળી શકે તેવી માહિતી મેળવે, અને તે કાર્યમાં શિક્ષક તો માત્ર માર્ગદર્શક, મદદરૂપ અને અજ્ઞાનનિવારક તરીકેજ પાસે હાજર રહે એમ થવું જોઇએ. તે પાઠોમાં અમુક ક્રમ રાખવો એ આવશ્યક નથી. વરસાદનો પાઠ શરૂઆતમાં હોય છતાં શિઆળા ઉનાળા કરતાં ચોમાસામાં તે પાઠ શરૂ કરવાનું વધારે યોગ્ય લાગે તો શિક્ષક તેમ કરવા સ્વતંત્ર છે.

પાઠ શીખવવાની શરૂઆત કરવામાં શિક્ષકોએ છોકરાંની વૃત્તિને આકર્ષી, તેઓ તરફથીજ અમુક જ્ઞાનની માગણી થાય તેવું કરવું જોઇએ; અને તેમ થવામાં મુખ્ય નેમ વિદ્યાર્થીઓની ઈન્દ્રિયોને સતેજ કરી, શિક્ષણગ્રાહી બનાવવી છે એ ધ્યાનમાં રાખવું.

માટી, ઢેફાં, પત્થરનો પાઠ હોય, ત્યારે ત્રણેના નમુના રાખી હકીકત કહી જવાથી, કે પાઠમાં કહેલો પ્રયોગ કરી જવાથી પાઠ બરાબર થયો એમ માની શકાયજ નહિં. શિક્ષક પોતાની આવડત અને અનુકૂળતા પ્રમાણે તે પાઠ જૂદી જૂદી રીતે આપી શકે. પરંતુ એટલું તો બધા શિક્ષકોએ ધ્યાનમાં રાખવાનું છે કે (૧) છોકરાંને તે ત્રણનું કાંઈ જ્ઞાન છે કે કેમ એ પહેલાં જાણવું (૨) જેને ન હોય તેને બીજાં છોકરાંની મદદથી, પ્રત્યક્ષ દર્શનથી, વાતચીત કરીને આપવું. સામાન્યજ્ઞાનના શિક્ષણમાં બાળકની દરેકે દરેક ઈન્દ્રિય અને શક્તિ વૃત્તિના લાભ ન લેનાર શિક્ષક સામાન્યજ્ઞાનનો પાઠ આપવા માટે નાલાયકજ છે. વાંચનમાળાના પાઠમાં જે હકી-

કત આપી છે તેટલી હકીકત પાઠ પૂરો થાય ત્યારે છોકરાં-
માંના દરેકને આવડી જવી જોઈએ એ વાત ખરી છે, પણ
તેટલા માટે પાઠ વાંચી જવો કે તેમાં લખ્યું છે તે ક્રમેજ
શિક્ષણ આપવું એ કાંઈ જરૂરનું નથી. કોઈ શિક્ષક નદીએ
જઈ તે પાઠની શરૂઆત રેતી બતાવીને કરે, કોઈ ખેતરે
જઈ માટી બતાવીને કરે, કોઈ શાળામાં બેઠાં બેઠાંજ પત્થર
બતાવીને કરે, કોઈ શાળા પાસેની ખુલ્લી જગાએ જઈ કરે;
પાઠ ગમે તેમ શરૂ કરે, ગમે તેવી રીતે આપે, પણ ધ્યાનમાં
રાખવાનું એટલુંજ કે દરેક વિદ્યાર્થીની ઇન્દ્રિયને કેળવણી
મળી છે કે કેમ, તે કેળવણી છોકરો પોતાના ઉત્સાહથી લે
છે કે કેમ, કુદરતી જીજ્ઞાસા પરિતૃપ્ત કરી તેને વધારે ને
વધારે ઉત્તેજીત કરવાનું બની શક્યું છે કે કેમ, જે નવું
જ્ઞાન છોકરાંને મળ્યું તે તેમણે પોતાની સંપૂર્ણ સમજથી
ગ્રહણ કરી લીધું છે કે કેમ. આવી આવી બાબતોનો તો
ખાસ વિચાર દરેક શિક્ષકે સામાન્યજ્ઞાનના પાઠ આપતાં
કરવાનો છે. છોકરાંને બોલાવીને, છોકરાંને કામમાં ભાગ આપીને,
છોકરાં પોતેજ શિક્ષણ મેળવે એમ કરવું. શિક્ષક તો માત્ર
જરૂર પડે ત્યારે મદદ કરનારો છે અને તેમનાં જ્ઞાનની ઊણપ પૂરી
કરનારો છે એમજ શિક્ષકે સમજવાનું છે. પરંતુ આટલા
બધા આગ્રહથી શિક્ષકને શાંત અને અક્રિય રહેવા કહેવામાં
આવ્યું તેનો અર્થ ન સમજી કોઈ શિક્ષકે મુંગા કે નિષ્ક્રિય,
બેઠા રહેવાની ભૂલ ન કરવી. શિક્ષક તો ઉત્સાહની, ચાલાકીની
અને જીજ્ઞાસાની જાણે મૂર્તિ હોય તેવોજ જોઈએ,—સામાન્ય
જ્ઞાન આપનાર તો દરેક શિક્ષક તેવોજ હોવો જોઈએ. પહેલા

ધોરણમાં જે જે પાઠો છે તે બધા છોકરાંને જ્ઞાન માટે ઉત્કંઠિત બનાવીને, પદાર્થો છોકરાં પાસે રજુ કરીને, છોકરાંની વૃત્તિ ઉશ્કેરાય તેવા પ્રશ્નો પૂછીને, તે તે વસ્તુમાંથી નાનાં છોકરાં ગ્રહણ કરી શકે અને તેમને જરૂરનું જણાય તેટલું જ્ઞાન અર્પીને, આપવાના છે. પદાર્થને ઓળખે, તેને વિષે બહુ સામાન્ય પણ જરૂરની માહિતી મેળવે, અને તે માહિતી પોતાની મેળે મેળવવા પ્રયાસ કરે તેવું પહેલા ધોરણ માટે તો ખાસ ધ્યાનમાં રાખવું.

**બીજા ધોરણમાં** ઉપર કહી છે તેજ પદ્ધતિ ગ્રહણ કરવાની છે, પરંતુ શિક્ષક જોઇ શકશે કે તેમાં કેટલાક પાઠો એવા છે કે જે પ્રત્યક્ષ દર્શનથી પૂરેપૂરા શીખવી શકાશે નહિં, પણ કાંઇક હકીકત એવી છે કે માત્ર કહીનેજ શીખવવી, સમજાવવી પડશે. ચાકના પાઠમાં, મધમાખીના પાઠમાં અને એવા પાઠોમાં પહેલા ધોરણમાં જે પદ્ધતિ રાખી હતી તે પૂરેપૂરી રીતે જાળવી રાખી શકાશે નહિં—પકડી રાખવીજ નહિં; પ્રત્યક્ષ દર્શન તો જરૂરનું છેજ, પણ ચાક બનાવનારાં જીવડાં કે મધમાખી ફૂલમાંથી મધ બનાવે છે તે કૃતિ, કાંઈ હમેશાં બતાવી શકાય નહિં. તેવી હકીકતની વાત એવી સહેલી રીતે, એવા વર્ણનથી, એવાં ચિત્રો બતાવીને, એવા ઉત્સાહથી કરવી જોઇએ, અને તે એટલી બધી વાર ફરી ફરીને કરવી જોઇએ કે છોકરાંઓની કલ્પનામાં તે વાત બરાબર આવે, અને તેમની સમજમાં તે વાત બરાબર ઠસે. બીજા ધોરણમાં આ પ્રમાણે કલ્પના અને અટકળ કેળવવાનુ ખાસ ધ્યાનમાં રાખવું; પણ તે કલ્પના અને અટકળની કેળ-

વણીમાં શિક્ષકે બહુજ મદદ કરવી; અને તેટલાં સાધનો તૈયાર રાખવાં, અને શિક્ષકે પોતે વર્ણન અને પુનરાવર્તન એવી સારી રીતે અને એટલી બધી વાર કરવાની ખંત રાખવી, કે મંદમાં મંદ છોકરૂં પણ તે ગ્રહણ કર્યા વિના રહે નહિં.

બીજી તેવીજ વાત કુદરતના બનાવોની પિછાન અને તે સારી રીતે સમજવાની તાકાત કેળવવાની છે. વરસ અને ઋતુનો પાઠ માત્ર વાંચીનેજ આપવાથી બરાબર આપ્યો કહેવાય નહિં. વાતો કરીને, બાળકોને વાતોમાં ભેળવીને, તેમને પ્રશ્નો પૂછતા કરીને, બધી ઋતુઓનાં વર્ણન સહિત, પ્રભુકૃતિની ખરી મજા અને ઘટના સમજાવતા જઈ, —એવી રીતે સમજ આપવી જોઈએ કે છોકરાંઓ સચોટ અને પ્રત્યક્ષ જેવુંજ જ્ઞાન મેળવી શકે. કુદરતના બનાવો, કુદરતની કૃતિઓ, અને પશુપંખીની ટેવોનું રસભર્યું અને ભાવભર્યું અવલોકન કરવાની ટેવ ન પડે તો તે જાતના પાઠો તદ્દનજ નકામા સમજવાના છે. નાની ઉમ્મરનાં બાળકો માટે તો બહુજ લાયકાતવાળા શિક્ષકોએ, સારી માહિતીથી ભરપૂર રહી, બહુ શ્રમ લઈ, બાળકોનાં મગજ પર અસર કરવાની છે એ વાત દરેક શિક્ષકે દરક્ષણેજ યાદ રાખવાની છે. હળ, શેરડી વગેરેના જેવા પાઠો, જ્યાં અનુકૂળતા હોય ત્યાં પ્રયોગદ્વારાજ શીખવવા એ બહુ પસંદ કરવા લાયક છે. બને તો તો પ્રત્યક્ષ હળ—નમુનો પણ નહિં, પણ ખરૂંજ હળ—લાવવું અને રાખવું, તથા વાપરતાં બતાવવું એજ ઇચ્છવા લાયક છે. તેમજ શેરડીનો કોલુ, અને રસમાંથી ગોળ કરવાની રીત,

અને બની શકે તો પ્રયોગ તરીકે ખાંડ બનાવવાની કળાની પણ વાત કરી શકાય તો ઘણું સારૂં. આવા પાઠોમાં એમ સમજવાનું નથી કે દરેક છોકરાંએ બધું કામ જાતેજ કરવું એ આવશ્યક છે, કે બધીજ ક્રિયાઓ બધાજ પાઠની અવશ્ય રીતે શાળામાંજ થવી જોઇએ. જેટલી વધારે થાય તેટલી ઠીક છે, પણ થોડી પ્રત્યક્ષ પ્રયોગદ્વારા કરી, તે મારફત કલ્પના અને અટકળ કેળવનાર શિક્ષકજ વધારે સારૂં કામ કરે છે એમ કહેવું જોઇએ. બધી બાબતમાં, બધી જાતનું પ્રત્યક્ષ જ્ઞાન આપનાર શિક્ષક છોકરાંની કલ્પના અને અટ-કળની કેળવણીમાં અડચણરૂપ થાય છે. પરંતુ છોકરાંને ટેવ પડાવવા ખાતર, તેમને ખરો આનંદ આવે તેટલા માટે, જેટલું બની શકે તેટલું તો પ્રત્યક્ષ કરવું એ પણ ભૂલ-વાનું નથી. આ ધોરણમાં અટકળ અને કલ્પના કેળવવાની વાત લક્ષમાંથી જવા ન દેવી એ ખાસ યાદ રાખવું.

ત્રીજા ધોરણમાં એવા પાઠો શિખવવાના નિરધાર્યા છે કે જેમાં કલ્પના અને અટકળ વધારે વાપરવાં, કેળવવાં પડશે, તેમ વ્યક્તિગત પ્રયોગો વધારે થઇ શકશે. પાણીનો ઉપયોગ, મીઠું, ગંધક, પહેલદાર વસ્તુ વગેરે બધામાં દરેક છોકરો કાંઇ કરી શકશે, દરેક છોકરાએ કરવું જોઇએ. માત્ર પદાર્થોના ગુણ કે ઉપયોગની યાદી મોઢે કરીને સંતોષ માનવાનો નથી, પણ તે બધી વિગત પોતાની મેળે પ્રયોગ કરી મેળવે, વારંવાર કર્યાથી યાદ રાખી રહે, અને હાથ આંખ અને બીજી ઇન્દ્રિયોને દરેક પાઠ વખતે કસરત તથા કેળવણી મળે એમ થવું જોઇએ. ત્રીજી ચોપડીમાંના પાઠો

જોતાંજ જાણી શકાશે કે જેમ થોડાક હકીકતનું જ્ઞાન મેળવવાના પાઠો છે, તેમ ઘણા પ્રત્યક્ષ દર્શનથી, અને પોતાની મેળે પ્રયોગો કરીને, કેળવણી લેવાના પાઠો છે. આ ધોરણમાં છોકરાને વધારે સ્વતંત્રતા આપી શકાશે, છોકરાંને પાઠ પરથી પોતાની મેળે સમજવાની છૂટ આપી શકાશે; સારા છોકરાનું વાંચનબળ કાંઈક સારૂં થયું હશે તો તેને પદાર્થ વિષે કયાં કયાં કેવી કેવી માહિતી છે એ કહી શકાશે, અને છોકરાં અન્ય વાંચનથી પોતાના જ્ઞાનને પાકું કરી શકશે. અલબત્ત, ગુજરાતીમાં હજી તેવાં પુસ્તકો ઘણાં નથી એ ખરૂં છે, તોપણ ભવિષ્યમાં થશે એવી તો ખાતરી છે અને તેથી આ સૂચના પણ મૂકયા વિના રહેવું ન જોઈએ એમ લાગે છે.

ત્રીજા ધોરણમાં ત્યારે કલ્પના અને અટકળની વધારે કેળવણી, વ્યકિતગત પ્રયોગની જરૂર, દરેક છોકરૂં પોતાની મેળેજ જ્ઞાન સંપાદન કરી શકે તેવી પધ્ધતિ, અને વાંચન બળ સારૂં હોય તેવાને અન્ય વાંચનથી લાભ લેવાની સમજણ આપવાનું ભાનઃ આટલો બીજા ધોરણ કરતાં વધારો કરવાનું સમજવાનું છે. ભૂગોળ સંબંધી તથા કુદરત સંબંધી હકીકતના પાઠ ત્રીજી ચોપડીમાં છે. પ્રત્યક્ષ દર્શનથી બને ત્યાં તેમ, નમુના બનાવી શકાય ત્યાં તેમ, અને તેમ ન બને ત્યાં, અગર તો બંને છતાં અટકળ અને કલ્પના કેળવવા માટે જરૂરનું જણાય ત્યાં, વર્ણન અને શબ્દચિત્રથી કુદરતની રચનાનું જ્ઞાન આપવું: એટલું બીજા ધોરણના કરતાં આ ધોરણમાં વધારે આગળ વધવું જોઇએ એ યાદ રાખવું.

બીજા ધોરણ સુધી છોકરાંની ઉમ્મર નાની હોઇ, તેમને વારંવાર બહાર લઈ જઈ જવાશે નહિં, પણ ત્રીજા ધોરણથી તો પર્યટન આવશ્યકજ સમજવાનાં છે. બાળકો પોતાની મેળે બહાર નીકળી શકે તેવી ઉમ્મરના હોય છે, અને એક શિક્ષક પંદર વીશ જેટલાં છોકરાંને લઈ જઈ શકે તેવું બની શકશે, તેથી પર્યટનની જરૂર આ ધોરણમાં અનિવાર્યજ સમજવી.

**ચોથા ધોરણ**માં સામાન્યજ્ઞાનના પાઠો માટે ઉપર કહી દેવામાં આવી તેથી વધારે સૂચના આપવાનું રહેતું નથી. ત્રીજા ધોરણમાં જે પાઠો છે તેના કરતાં વિગત અને વિસ્તાર વધારે હોય તેવા, અને શીખવા માટે વધારે ઝીણવટની અને વધારે એકાગ્રતાની જરૂર પડે તેવા પાઠો છે; સામાન્ય જ્ઞાનની વૃધ્ધિમાં વધારે ઉપયોગી થઇ પડે તેવા પણ છે. વ્યકિતગત પ્રયોગ, પર્યટન, કલ્પના અને અટકળની કેળવણી એ ત્રણ ઉપરાંત અન્ય વાંચનના લાભ સમજાવવાની આવશ્યકતા સ્વીકારવામાં આવે એટલે પ્રાથમિકશાળામાં સામાન્ય જ્ઞાનના વિષયની બધી જરૂરીઆતો આવી ગઈ એમ માની શકાશે.

સૃષ્ટિ રચનાના અને જગતના પ્રાકૃતિક બનાવોના પાઠ આ ધોરણમાં રાખવામાં આવ્યા છે અને તે યોગ્યજ થયું છે. ઝાકળ ધુમસ અને પૃથ્વીની ગતિઓ વિષે શિક્ષકોએ જાતેજ બીજાં પુસ્તકોનાં વાચનથી સંપૂર્ણજ્ઞાન મેળવવાની જરૂર છે. ઝાકળ અને ધુમસના પાઠો તો પ્રયોગથીજ શીખવી

શકાશે, શીખવવા જોઇએ, પણ પૃથ્વીની ગતિઓ સંબંધે તો કલ્પના સિવાય ચાલે તેવું નથી. પ્રત્યક્ષ બનતા બનાવો, તેનાં કારણો શું શું હોઈ શકે એ વિચાર, અનુભવ પરથી અટકળ, તે બધાંની યોગ્ય કેળવણીથી કલ્પનાની જાગ્રતિ, અને કલ્પનાથી સમજવાની તાકાત એ ન કેળવાય તો તે તે પાઠો માત્ર મુખપાઠ જેવાજ બની રહેવાની ધાસ્તી છે.

૯

## ઘેરથી કરવા આપવાનું કામ.

ગુજરાતી શિક્ષકો ટ્રેઇન્ડ હોય છે તે પણ માની શકતા નથી, કે પ્રાથમિક શાળામાં છોકરાંને ઘેરથી કરી લાવવાનું કામ આપવું એ ખોટું છે. બાળકને જે સ્વતંત્રતા અને અવકાશ નિરંકુશ કેળવણી અને વિકાસ માટે જોઇએ છીએ, તેના પર જરાપણ દબાણ ન રાખવું એ બાળ વિકાસ માટે બહુ જરૂરનું છે. દિવસનો સારો ભાગ નિશાળમાં જતો હોવાથી માત્ર સવારે બે ત્રણ કલાક છોકરાંને મળે. સાંજે તો કાંઈ કામ કરાવવું એ મોટું પાપજ સમજવાનું છે. સવારનો વખત પોતાના કુટુંબ સાથે ગાળે અને બાળકપ્રિય ખેલનદોડનમાં ગાળે એજ ઇચ્છવા જેવું છે. ઘરથી કરી લાવવાનું કાંઇ પણ કામ આપવાની જરૂરજ નથી એમ શિક્ષકોએ સમજવાનું છે.

શિક્ષકો આ વાત સમજી શકતા નથી તેનું એક મુખ્ય કારણ તો એ છે કે આપણા શિક્ષકો ખરા શિક્ષકો ભાગ્યેજ હોય છે; તેઓનો તેમાંનો ઘણો મોટો ભાગ તો રોજના કામના પરીક્ષકજ બની રહે છે. કાલે ફલાણા પાઠ

વાંચી લાવજો કે ફૂવાણું કરી લાવજો એમ હુકમ આપ્યો એટલે પોતાનુ કામ પતી ગયું. બીજે દિવસે કેમ પાઠ નથી કર્યો ? કેમ નથી આવડતું ? રમ્યા કર્યો હતો કે ? નદીએ ગયો હતો કે ? એવા એવા પ્રશ્નોથી ધમકાવવામાં અને સોટીનો ઉપયોગ કરવામાંજ શિક્ષક પોતાનું શિક્ષકત્વ સમાયેલું ગણે છે. આ ચંદ્રિકાનું આટલે સુધી વાંચન કર્યું હશે તે હવે તો સમજી શકયા હશે કે આ લેખક ઉપરની રીતે કામ કરનારને શિક્ષક કહી શકતોજ નથી. ખરી રીતે શિક્ષક બનનારને, છોકરાંને માટે ઘેરથી કરી લાવવાનું કાંઇ પણ હોય એમ માનતોજ નથી. હા, ત્રીજાચોથામાં જ્યારે વાંચનબળ સારૂં થાય ત્યારે, આત્મવિકાસ કે ગમત આનંદ અને શોખની કેળવણી માટે અન્ય વાંચનનો રસ ઉત્પન્ન કરી, તેને પોષવા માટે ઘેર કાંઇ કાંઇ પુસ્તક આપવું એ ખોટું નથી. પણ વર્ગમાં ચાલતા પાઠ ઘેરથી કરી લાવવાનું કહેવું એ તો ખોટુંજ છે.

આ લખનાર તો જોરથી અને અનુભવથી કહી શકે છે કે પ્રાથમિક ધોરણોમાં છોકરાંને ઘેરથી કરી લાવવાનું કાંઈજ કામ ન રખાય એ ઇચ્છવા જેવું છે. પરંતુ ઘણાથોડા શિક્ષકો આ મતને મળતા થશે એવી ધાસ્તી છે.

શિક્ષકો પણ ન સમજે તો માબાપ તો કયાંથીજ સમજે? શિક્ષકોમાંથી જે થોડા ઘણા સમજે છે તેને પણ માબાપની વૃત્તિને અધીન બનવું પડે છે. આપણા ગુજરાતીઓ તો માત્ર એટલુંજ સમજે છે કે છોકરાંને ભણવું એટલે આખો દિવસ વાંચવાંચ લખલખજ કરવું. માબાપની ઇચ્છા

હંમેશની સંભળાય છે કે 'માસ્તર, આ છોકરો ઘેર કાંઈ વાંચતોજ નથી. જરા કામ સોંપતા જાઓ' આવી આવી ફર્યાદને લીધે ઘણી વાર શિક્ષકોને કામ આપવાની ફરજ પડે છે. પરંતુ આંહિ, માબાપ વિષે કહેવાનું સ્થાન નથી. શિક્ષકને ફરજ પડે અને કરવું જોઇએ તેટલું કામ કરવાની છૂટ આપી શકાય છે, પણ શિક્ષક માત્રે એટલું તો સમજવાની જરૂર છે કે પ્રાથમિક ધોરણોમાં જે કાંઇ શિક્ષક શીખવે તે તેણે વર્ગમાંજ પાકું અને તૈયાર કરાવવું જોઈએ. રોજરોજ પુનરાવર્તન કરાવ્યા કરીને, અવારનવાર પૂછયા કરીને, શીખવેલું એવું પાકું અને તૈયાર રાખવું કે તેમાંથી કશું ઘેર જોવાનું રહેજ નહિં. માત્ર અક્ષર લખવાનું કે કાંઇ સારે અક્ષરે લખી લાવી, પદ્ધતિ શીખવવા જેટલુંજ કામ ઘેરથી કરવાનું આપવું, એટલુંજ દરગુજર થઈ શકે.

આટલું હોવા છતાં હાલની સ્થિતિ ધ્યાનમાં લઈ જૂદા જૂદા ધોરણમાં બહુમાં બહુ તો નીચે બતાવ્યું છે તેટલુંજ કામ આપી શકાય. તેથી વધારે આપવું એ કોઇ પણ રીતે પસંદ કરવા લાયક નથી.

**બાળવર્ગ** પાડા અને મૂળાક્ષર આવડવા લાગે ત્યારે એકાદ પાડો કે એકાદ લીટી મૂળાક્ષર સારા અક્ષરે લખી લાવે; અક્ષર મોટા, ચોકખા સાફ લખે, ઘરડા જેવું કે ગડબડીયું કામ ન કરે એ ખાસ ધ્યાનમાં રખાવવું; સરસ પદ્ધતિ તો એજ છે કે બાળવર્ગમાં ઘેરથી કરી લખી લાવવાનું તો કશુંજ આપવું નહિ. તદ્દન કોરી પાટી લાવવા લઇ જવાથી ઘણાં માબાપો નારાજ થાય છે માટે કાંઈક

કામ આપવું હોય તો ભલે; પરંતુ તે કામ ઘણુંજ થોડુ હોવું જોઈએ, અને છોકરૂં સારામાં સારૂં કરી શકે તેવું કરેલું હોવું જોઇએ એ બે બાબતનો આગ્રહ રાખવો.

**પહેલા ધોરણમાં** ઉપર પ્રમાણેજ કામ આપવું હોય તો આપવું. કાંઇ કામ નજ આપવાનું ધોરણ પસંદ કરવા લાયક છે, પણ જો આપવુંજ પડે તો પાંચ પાડા કે પાંચ શબ્દથી વધારે લખાણ કામ ન આપવું–વાંચી લાવવાનું કામ આપવાથી લાભને બદલે હાનિજ થાય છે. છોકરૂં કાંઇ કાંઇ અજબ ભૂલો ગ્રહણ કરી લે છે, અને પછી તે ખસેડવી બહુ મુશ્કેલ થઇ પડે છે. કોઈ બીજા પાસે શીખી લાવે તો શિક્ષણના ધોરણમાં તફાવત પડી જાય છે,–જે પણ શિક્ષક અને શિષ્ય બંનેની મુશ્કેલી વધારનાર નીવડે છે.

આ ઉપરાંત સામાન્યજ્ઞાનના પાઠ વિષે કાંઇ કામ કરી લાવવાનું કોઇવાર કહેવામાં આવે તો ખોટું નથી. માટીની કોઈ આકારો કરી લાવવાનું, કે ઝાડ છોડ વેલાનાં પાંદડાં લાવવાનું, અમુક પક્ષી પ્રાણી જોઈ આવવાનું, કાંઈ ઉગાડવાનું કે એવું એવું કાંઇ કામ બાળકો પાસે કરાવવાનું ધોરણ પસંદ કરવા જેવું છે. પણ તેમાં એટલું તો ધ્યાનમાંજ રાખવાનું કે જે કામ કરવાનું હોય તે છોકરાં જાતે કરે અને સારામાં સારૂં કરે.

**બીજા ધોરણમાં** વર્ગમાં થએલું કામ ઘેરથી ફરી તપાસી લાવવાનું કહેવામાં આવે તો ચાલે. જે પાઠ વર્ગમાં જેટલો વંચાયો હોય, તે પાઠ તેટલોજ બેચાર વાર વાંચી

લાવવાનું કહેવાથાં આવે તો હરકત નથી. જોકે સારે શિક્ષક તો તેટલું પણ કામ ઘેર આપવાની જરૂર જોશે નહિં. કવિતામાં પણ જેટલી વર્ગમાં મોઢે થઇ હોય તેટલીજ ફરીથી બોલી જવાનું કામ ઘેરથી કરવા માટે આપી શકાય, પણ તેમાં યાદ રાખવાનું કે પહેલી વાર કવિતા મોઢે કરાવવાનું કામ તો વર્ગમાંજ થવું જોઇએ. તે ઉપરાંત આંકના પાંચેક પાડા અને થોડા શબ્દો કે લીટીબંધ લખવાની શરૂઆત કરે ત્યારપછી એકાદ બે લીટીનું લેખન ઘેરથી મંગાવાય તો ચાલે. આ બંને કામ એકજ દિવસ કે હંમેશાં તો આપવું નહિંજ–એક દિવસ આંક ને બીજે દિવસ લેખન એમજ આપવાનું ધોરણ રાખવું.

સામાન્યજ્ઞાન માટે કોઈ માહિતી મેળવી લાવવા, પદાર્થનો સંગ્રહ કરવા, કે તેવી જાતનું, છોકરાંને શ્રમ ન પડે, બહુ અઘરૂં ન પડે, અને જાતેજ મેળવી કે જાણી શકે તેવું કોઈ કામ આપવામાં આવે તો તેથી છોકરાંને સ્વતંત્ર રીતે કામ કરવાની ટેવ પડશે. પણ આવા કામમાં ઉલમાંથી ચુલમાં પડવા જેલું ન થાય તે ધ્યાનમાં રાખવું. છોકરાંની તાકાત, તેમના સંજોગો અને તેમની અનુકૂળતા જોઈનેજ આ પ્રતિનું કામ સોંપવું.

ત્રીજા ચોથા ધોરણમાં ઘેરથી કરી લાવવાનું અર્ધા પોણા કલાકનું કામ આપવામાં આવે એવું ધોરણ રખાય તો હરકત નથી, પણ તેમાં ઉપર આપેલી બે સૂચના ૧ છોકરાં જાતે કામ કરે અને ૨ બને તેવું સારામાં સારૂં,

કાળજીવાળું, કામ કરે કે જેથી સારી ટેવ પડે: એ બે ધ્યાનમાં રાખવા ઉપરાંત ત્રીજી સૂચના એ આપવાની છે કે જે કામ છોકરાં કરી લાવે તે શિક્ષકે કાળજીથી તપાસવું, ભૂલો સુધારવી, સારા ખરાબ માટે યોગ્ય ટીકા કરવી અને તેવું કામ કર્યા કરાવ્યાના લાભ મળે તેટલી સંભાળ રાખવી. એક દિવસનું કામ જોઈ ન શકાયું હોય, તો બીજે દિવસ કામ ન આપવું એ પસંદ કરવા જેવું છે. વિદ્યાર્થીઓમાંથીજ કોઈને ઘરનું કામ તપાસી જવાનું કહેવું એ એક ધોરણ તરીકે પસંદ કરવા લાયક નથી. અલબત, કોઈ વાર ખાસ કારણને લીધે, કે છોકરાંને પરસ્પર તપાસવાની ટેવ પડે અને તેથી તેમની તે જાતની શક્તિ વિકાસ પામે એવા હેતુથી તે પ્રમાણે કરાવવું હોય તો કોઈવાર દર ગુજર થઈ શકે, પરંતુ એક ધોરણ તરીકે પહેલો છોકરો કે બીજો કોઈ ઘરનું કામ જોઈ જાય એ સારૂં ન કહેવાય.

આ ધોરણોમાં થોડું નવું વાંચી લાવવાનું કામ સોંપી શકાશે, કવિતા પણ મોઢે કરી લાવવાનું કામ આપી શકાશે. બે ત્રણ હિસાબ, કે બે ત્રણ લીટીનું લેખન, કે ભૂગોળના અમુક પ્રશ્નોના જવાબ, કે ચાલતા પાઠમાંથી ગમે તે પાઠ ઘરના પાઠ તરીકે આપી શકાશે. આપી શકાય તેટલુંજ નહિં, પણ લખવાની ટેવ પડે, સારી રીતે ધોરણસર કેમ કામ થાય એ શીખવવા માટે અને તેવો મહાવરો પડાવવા માટે અરધા પોણા કલાકનું કામ આપવું એ તો સમયની મૂકેલી મર્યાદાથી સમજી શકાશે. એક દિવસ હિસાબ, બીજે

દિવસ લેખન, ત્રીજે દિવસ ભૂગોળ, ચોથે દિવસ સામાન્ય જ્ઞાન, પાંચમે વ્યાકરણ એમ જૂદા જૂદા વિષયો જૂદે જૂદે દિવસે આપવા. અગર તો એક અઠવાડિયું એક કામ, બીજે અઠવાડિયે બીજું કામ એમ જે ગોઠવણ શિક્ષકને યોગ્ય લાગે એ પ્રમાણે કરવું. પરંતુ એકજ દહાડે અર્ધા પોણા કલાકથી વધારે કામ આપવું એ પ્રાથમિક શાળામાં વાજબી ગણાશે નહિં.

આ ધોરણોમાં અન્ય વાંચનનો રસ ઉત્પન્ન કરવો એ શિક્ષકે પોતાની ફરજ સમજવાની છે. નાની નાની વાર્તાની ચોપડી, સહેલી કવિતાની ચોપડી, ભૂગોળ કે ઇતિહાસની માહિતી આપનારી નકશાની કે વાર્તાની ચોપડીઃ એવું કાંઇ કાંઇ છોકરાંને આપતા રહેવું અને અઠવાડીએ કે મહિને કાંઇ કાંઇ કામ કરે એ જોતા રહેવું. ચાલતા મોટા બનવો, રાજા કે પ્રજાને લગતી જાણવા જેવી બાબતો, જગતમાંની અવનવી શોધો કે એવી એવી નાનાં બાળકો સમજી શકે, રસથી સાંભળી શકે અને તેમને લાભકારક જણાય તેવી, તેમના જ્ઞાનને જેબ આપે અને તેમનાં મન-મગજને ઉન્નત અને ઉદાર બનાવે તેવી, વાતો દર અઠવાડીએ એકાદ વાર કરવામાં આવે તો તે વિષે ઘેરથી વાંચી લાવવા કે જાણી લાવવાનું કામ સોંપી શકાય, અને તેવાને માટે માહિતી કયાંથી મળે તેટલુંજ કહેવામાં આવે, તો છોકરાનો ઉત્સાહ અને તેમનું જ્ઞાન તો વધશેજ, પણ તે ઉપરાંત તેમનામાં શોધક વૃત્તિનો પણ જન્મ અને વિકાસ થવાનો સંભવ છે.

## ૧૦
# શારીરિક કેળવણી.

શરીરના ઉપર જીવનનો સઘળોજ આધાર હોવા છતાં, આપણી પ્રાથમિક શાળાઓમાં શરીર અને આરોગ્ય એ વિષે બહુજ થોડું કરવામાં આવે છે. ડ્રિલ માત્ર દેખાવ અર્થેજ કરાવતા હોય એવો શિક્ષકોનો ખ્યાલ હજી નાબુદ થયો નથી. વાંચનમાળામાં રમતના પાઠ દાખલ કર્યા છે, અને તે નિશાળમાં, શાળાના વખત દરમ્યાનજ, કરવાના છે એટલે નિશાળમાંજ રમત રમાડવી જોઇએ એવું સ્પષ્ટ રીતે અને સીધી આજ્ઞા રૂપે કહેલું હોવા છતાં, ઘણા શિક્ષકો તે વિષે તદ્દનજ ઉદાસીન રહે છે. કારણ માત્ર એ છે કે આપણા શિક્ષકો એ નવીનતા શા માટે છે એ સમજી શકયા નથી—સમજી શકતા નથી.

આરોગ્યની સંભાળ અને શરીરની કેળવણીનો ઘણો આધાર ખોરાક અને ગૃહજીવન પર છે, અને તેના પર શિક્ષકોનો કશો કાબુ નથી હોતો, તેથી તે વિષે કાંઇ પણ કરવાની ફરજ શિક્ષકોને શિર હોઇ શકે નહિં એવો કાંઇક ખ્યાલ શિક્ષકોમાં હોય એ બનવા જોગ છે. પરંતુ બાળકોને ઘડનાર જેટલે દરજ્જે ઘર અને માબાપ છે તેટલેજ દરજ્જે શાળા અને શિક્ષક છે એમ શિક્ષકોએ તો માનવુંજ જોઇએ. બાળકોના હિત ખાતર, તેના ભવિષ્યની ખરી દરકાર કરનાર પ્રભુસેવકો લેખે, દેશનાં ભાવિ મહાજનને ઘડવામાં મ બાપ કરતાં પણ વધારે જવાબદારીવાળી ફરજ શિક્ષકોની છે એ સમજથી, અને અભ્યાસક્રમમાં આડકતરી રીતે તે

બાબતનો સમાવેશ કરાયેલો તો છેજ એ વસ્તુસ્થિતિને લીધે, દરેક શિક્ષકે પોતાને સોંપાયેલાં બાળકોનાં શરીર અને આરોગ્ય માટે બને તેટલી ચિંતા કરવી જોઇએ અને તે સુધારવા માટે જેવી સૂચનાઓ આપવી ઘટે તેવી આપતાં કદી પણ આળસ કરવું નહિં જોઇએ; શિક્ષકોનું કામ એકલું ભણાવવાનું નથી; શિક્ષકોએ પોતાની જવાબદારીની મર્યાદા બાંધી દેવી તેના જેવું અજ્ઞાન બીજું એકે નહિં ગણાય. શિક્ષક બાળક માત્રનાં સમગ્ર જીવન માટે દરકાર રાખનાર વ્યકિત છે. માબાપને તે સમજ હો કે ન હો, પણ શિક્ષકે તો સમજવુંજ જોઇએ કે દરેક બાળકના જીવનને ઘડવામાં તે પોતે જેટલું કરી શકશે તેટલું બીજું કોઇ એક વ્યક્તિ કરી શકે તેમ નથી. શિક્ષક જો સારી ટેવો, અને સારા વિચારો પોતાના શિષ્યોમાં દાખલ કરવા ધારે તો તે ઘણો વિજય મેળવી શકે એમ છે. શારીરિક કેળવણી અને આરોગ્ય માટે સારી ટેવો પડાવવી એ આવી રીતે જોતાં શિક્ષકની ફરજ છે, અને શિક્ષકે સમજવું ઘટે છે કે બાળક શરીરે પુષ્ટ અને રોગરહિત હશે તોજ તેણે લીધેલી મહેનત સફળ થશે. જે ખેડુ ખરાબ જમીનમાં બી રોપે છે તે વૃથા શ્રમ લે છે એમ સૌ કોઇ સમજે છે—ખેડુની મહેનતનો આધાર ક્ષેત્રની સારીમાઠી સ્થિતિપર છે એ સૌ કોઇ સ્વીકારે છે. છતાં કેળવણી રૂપી બીજો જે ક્ષેત્રમાં નાંખવાનાં છે તેની યોગ્યાયોગ્યતા પર-તેના આરોગ્યપર જરા સરખો પણ વિચાર શિક્ષકો ન કરે એ શું ઓછું શરમાવા જેવું છે ?

ડ્રિલ માટે બાળકવર્ગમાં કહેવામાં આવ્યું છે. બાળવર્ગમાં સાવધાન શારીરિકશ્રમ બહુ ઓછો આપવાનો હોય–તેમાં એક સાથે કામ કરવાની આદત, તથા હુકમને તાબે થવાની આવડત એ બે પર ખાસ લક્ષ આપવાનું છે. અને સાથે સાથે શરીરના અવયવો, માંસગ્રંથિઓ અને ઇંદ્રિયો કેળવાતાં જાય એ પણ જોતા રહેવાનું છે.

આરોગ્ય વિષે આંખ, માથું, હાથ, મોં અને આખું શરીર સાફ રાખવાનું, આંગળાના નખમાં મેલ ન હોય તે જોતા રહેવાનું, દાંત સાફ રાખવાનું, ખાતી વખત હાથ મોં ધોવાનું, કાચું કોરૂં વધારે પડતું નહિં ખાવાનું અને વારંવાર ખા ખા નહિં કરવાનું શિક્ષણ બાળવર્ગમાંજ શરૂ થઈ ગયેલું હોવું જોઇએ.

પહેલા ધોરણમાં ડ્રિલ–કસરતમાં હાથ અને પગની માંસગ્રંથિઓને જરા શ્રમ પડે તેવું કામ કરાવવું જોઇએ. મુઠીઓ વાળે ત્યારે નસોને જરા જોરથી ખેંચે અને મુઠીઓ સજ્જડ રીતે વાળે, પગની નસો પણ ટટાર રહી બરાબર ખેંચે, ઉભા રહે ત્યારે છાતી કાઢે, શ્વાસ બરાબર લે અને જેટલો વખત કસરતમાં હોય તેટલો બધો વખત તેજ પ્રમાણે કર્યા કરે એવું થવું જોઇએ. પરંતુ આવું કામ લેતી વખતે શિક્ષકે ખાસ ધ્યાન રાખવું કે બાળકને અતિશ્રમ પડી ન જાય. થાક લાગવાની સ્થિતિ આવે તે પહેલાં કસરત બંધ થવી જોઇએ. વર્ગને સાથે કસરત કરાવતાં શિક્ષકો ઘણી વાર નબળાં છોકરાંને અતિશ્રમ આપી દે છે. શિક્ષકે ખાસ ધ્યાન રાખી નબળાં છોકરાંને જરા વહેલાં

છૂટાં કરી દેવાં જોઇએ. કોઇને થાક વધારે પડતો ન લાગે તેવી કાળજી રાખવી જોઇએ.

ડ્રિલના અમુક દાવ, દેશી રમતો જેવી કે ખીલવપાડો, અકકલભૂલી, સાતતાળી, એનઘેનને ડાહીનો ઘોડો, ચલક-ચલાણું, ધમણગોલીટો, તથા દોડવાની સરત, લાંબુ કુદવાની કસરત, એક પગે ચાલવું, બે પગે કુદવું, એવી એવી બીજી રમતો રમાડવાથી છોકરાંનાં શરીરના જૂદા જૂદા અવયવોને યોગ્ય કસરત મળશે, છોકરાંને આનંદ આવશે, અને શિક્ષક અને શિષ્ય વચ્ચે સમભાવમાં વધારો થશે.

ડ્રિલના દાવ અમસ્તી મુઠી વાળીને કરાવાય, તેમ લાકડાના હલકા ડમ્બેલ્સ આપીને પણ કરાવી શકાય. ડમ્બેલ્સ જોસથી પકડે અને નસોને શ્રમ પડે તે પ્રમાણે કામ કરે એવો આગ્રહ રાખવો.

આરોગ્ય માટે શ્વાસની કસરત કરાવવાથી લાભ થવાનો સંભવ છે. ખુલ્લા મેદાનમાં જ્યાં ચોકખી હવા પુષ્કળ હોય તેવી જગામાં મોઢું બંધ રાખી, નાકવડે ખૂબ શ્વાસ લેવો. હળવે હળવે લેવો અને પછી હળવે હળવે તે પાછો કાઢવો. બ્રાહ્મણો 'પ્રાણાયામ' કરે છે તેજ રીતની આ કસરત છે; પણ પ્રારંભમાં માત્ર ઉપર બતાવ્યું છે તેમ સાદી રીતેજ શ્વાસ લેવો તથા મૂકવો. શ્વાસ રોકવાની ટેવ પહેલા ધોરણમાં પડાવવાની જરૂર નથી.

દર વખત દોઢ બે કલાક વાંચન લેખન આંક જેવું કામ કર્યા પછી વીસ પચીસ મિનિટ કસરત કરાવવાનો મહાવરો રાખવો એ જરૂરનું છે.

બીજા ધોરણમાં ડમ્બેલ્સની જરા વધારે શ્રમ પડે તેવી કસરત, અને ડોકની નસો અને કમ્મરની નસોને શ્રમપૂર્વક ખેંચવી પડે તેવા દાવોવાળી કસરત, શરૂ કરવી ઠીક ગણાશે. ડમ્બેલ્સ જરા વજનદાર રાખવા હોય તો ઠીક છે, પણ તે વજન બહુ ન હોવું જોઇએ.

આરોગ્ય માટે કયારે ખાવું, કેવી કેવી ચીજો ખાવી, બાળક માટે ભારે ખોરાક શો અને પથ્ય તેવો શો; ભારે ચીજોમાંથી કઇ કઈ કેવા પ્રમાણમાં ખવાય તો સારૂં એ સમજ, અને જે ખાવું તે ચાવીને ખાવું અને તે ચાવીને ખાવાની જરૂરઃ આવું આવું જ્ઞાન આપી શકાશે.

રમતોમાં ચકબિલ્લુ—જેને ખોખો માટલી કે મગ-માટલી કહે છે તે–તો ચોપડીમાંજ આપી છે. તે બધાજ છોકરાને બરાબર રમતાં આવડવી જોઇએ અને સારી હુશિયારી બતાવે તેવી રીતે રમતાં આવડવી જોઇએ. તે ઉપરાંત વાઘબકરી, લંગડી દા, ડોશીદડો, અને એવી બીજી રમતો રમાડવી જોઇએ. વળી દોડવાની સરત અને લાંબું કુદવું એ એ ચાલુ રાખી, ઊંચું કુદવાની શરૂઆત કરાવવી. તે ઉપરાંત વિશેષ ગમ્મત પડે તેવા હેતુથી બબ્બે છોકરાના હાથ પકડી કે બાંધીને, બબ્બે પગ સાથે સાથે રાખીને, મ્હોંમાં લીંબુ રાખીને, એવી એવી સરતો દોડાવી શકાશે.

શ્વાસની કસરત ઠીક ઠીક કરતાં આવડે એટલે અખાડાના કસરતી દાવ શરૂ કરી શકાશે. દંડ પીલવાની શરૂઆત લાંબા સમાંતર સળીયા ઉપર શરીરનું સઘળું વજન હાથ

રાખીને ઉભા રહેવાની, તેવી રીતે રહી હીંચકા ખાવાની, અને સળીયા ઉપર થઈને કુદવાની કસરતો શીખવવામાં આવશે તો તન્દુરસ્ત છોકરાં સારી રીતે લાભ મેળવશે, અને નબળાં છોકરાંને પણ શરીર કસવાથી લાભ થવાનો સંભવ છે. આવી કસરતો કરાવતી વખતે શિક્ષકે પાસે ને પાસે રહેવું, અને છોકરાંને અકસ્માતથી કે ઉતાવળથી કાંઈ ઇજા ન થાય એ બહુ સંભાળ રાખવી.

રમત દરમ્યાન શિક્ષકે બધોજ વખત છોકરાંઓની પાસે અને સાથેજ રહેવું એ જરૂરનું છે. છોકરાંને રમવા મૂકી પોતે પોતાના કામમાં રોકાવાની ભૂલ કદીજ કરવી નહિં.

**ત્રીજા અને ચોથા** ધોરણોમાં ડ્રિલમાં જૂદા જૂદા દાવો દાખલ કરવા. લાકડીઓથી, લાકડાની બંદુકોથી, ખોટાં રમતનાં ભાલાં વતી, ખોટી તરવારોથી, તોપખાનાની રમતોથી અને એમ જૂદી જૂદી રીતથી રમતના આનંદ સાથે હુકમ પ્રમાણે વર્તવાની અને શરીરને કસવાની ટેવો પાડી શકાશે. સાથે સાથે, પગલાં મેળવી ચાલવાની, ઉતાવળા ચાલવાની, 'ડબલ માર્ચ'ની, જૂદા જૂદા આકારમાં ગોઠવાતા ચાલવાની, એવી એવી ઘણી ઘણી રમતો રમાડી શકાશે. તે બધામાં શરીરને શ્રમ પડે અને શરીર કસાય એ લક્ષ રહેવુંજ જોઈએ. ચાલવામાં કોઈ કોઈ વાર અર્ધો પોણો માઇલ ચલાવવાની કસરત કરાવી શકાય. ઉમ્મર અને ટેવના પ્રમાણમાં આ ધોરણનાં છોકરાં દોઢ બે માઇલ ખુશીથી ચાલી શકવાં જોઈએ.

મગદળના જૂદા જૂદા દાવ પણ શરૂ થવા જોઇએ. મગદળ દરેક છોકરાની તાકાત પ્રમાણે ઓછા વધારે વજનવાળા હોવા જોઇએ. તેના દાવ શરીરના જૂદા જૂદા સ્નાયુ અને માંસગ્રન્થિઓને ઘટતી કસરત બહુ અચ્છી રીતે આપે છે.

આરોગ્ય માટે શરીરની સ્વચ્છતા, ન્હાવાની રીત અને જરૂર, કપડાંની સફાઇ, પોતાના ઓરડાની–ઘરના તેમજ નિશાળના ઓરડાની–સ્વચ્છતા, આંગણું, ઘરની આસપાસની જગા, થુંકવા કે નાક સાફ કરવાની આદત પર કાબુ અને તેમાં રાખવાની સંભાળ, કચરો કયાં અને કેવી રીતે નાખવો એ ભાન, ખાવા પીવાની દરકાર અને ખાવા પીવાની વસ્તુઓ સંબંધે યોગ્ય કાળજી, કુદરતી હાજત અને તે માટે રાખવી જોઈતી સંભાળ, સંડાસ તથા મુતરડીઓનો વપરાશ અને હાથપગ સાફ કરવા રાખવાની જરૂરીઆતઃ આ બધી બાબતો હળવે હળવે, પણ અવશ્ય રીતે બધાંજ છોકરાને શીખવવી એ શિક્ષકનું કામ સમજાય એ ઇચ્છવા જેવું છે. કેવી ચીજો ખાવી, કેવું પાણી પીવું. કેવી હવા દમમાં લેવી, અને તે ત્રણે માટે આવશ્યક નિયમો શા શા પાળવા એ તો ચાર ધોરણ સુધીમાં દરેક બાળકને શીખવી દેવુંજ જોઇએ, અને તે શીખવવું એ દરેક શાળા અને દરેક શિક્ષકની ફરજજ સમજાવી જોઇએ.

રમતોમાં હુડતત, મીણબથ, આંધળો પાડો, આબાજરી બાજરી ઉર્ફે ખારોપાટ કે અટાપટા, ભેરૂભેરૂ, એવી એવી રમતો કે જેમાં શ્વાસ ઘુંટવાની, શરીરને કસવાની, જરા જોખમ ખેડવાનું હોય તેવી, કે યુક્તિ અને આવડત બતાવ-

વાની હોય તેવી રમતો રમાડવી. ગીલ્લી દંડા, ગેડીદડા, છુટપીટ, એવી રમતો પણ રમાડી શકાશે અને ક્રિકેટ કે ફુટબોલ કે રાઉન્ડર્સ કે ટ્રેપબેટ એવી પરદેશી રમતની પણ શરૂઆત થોડી ઘણી કરી શકાશે.

શ્વાસ ઘુંટવા રોકવાની કસરતમાં પ્રાણાયામની રીતે શ્વાસ લેવાની શરૂઆત કરાવી શકાશે. પહેલાં ખૂબ ઉંડો શ્વાસ લઇ, બધોજ શ્વાસ પાછો હળવે હળવે કાઢી નાખી જમણા હાથની ટચલી અને તર્જની આંગળી વડે ડાબું નસકોરૂં બંધ કરી, જમણાં નસકોરાં વાટે હળવે હળવે ખૂબ શ્વાસ ભરવો. બરાબર લેવાઈ જાય પછી અંગુઠાવતી જમણું નસકોરૂં બંધ કરી, ડોકું જરા નીચું નમાવી, શ્વાસ ખૂબ રૂંધવો. પછી ડોકું પાછું ઊંચું કરી, ડાબે નસકોરેથી શ્વાસ હળવે હળવે પાછો કાઢવો. બધો શ્વાસ નીકળી ગયા પછી પાછો ડાબે નસકોરેથી શ્વાસ લેવો, બંને બંધ કરી રોકવો અને જમણેથી પાછો કાઢવો. આ એક પ્રાણાયામ થયો એમ કહેવાય છે. ત્રીજા ધોરણમાં શરૂઆત કરવી, અને ચોથા ધોરણમાં તે આવડી જાય તેવું કરવું. શ્વાસ રૂંધવા રોકવામાં બહુ ખોટો આગ્રહ ન પકડી રાખવો. પ્રાણાયામ હંમેશાં ખુલ્લા મેદાનમાં કરવો એ જરૂરનું છે. હવા ચોકખી, અને તાજી તથા પુષ્કળ હોવી જોઇએ. બને ત્યાં નદી કાંઠે કરવો એ સલાહ ભરેલું છે.

આ ધોરણોમાં અખાડાના દેશી દાવો કોઇ સારા ઉસ્તાદની દેખરેખ નીચે શીખવવામાં આવે તો શરીરનો બાંધો કસાયેલો કે ઘડીબંધ થાય એમાં શંકા જેવું કશુંજ

નથી. દંડ, ચક્કર દંડ, મલખમ પરના દાવો, કસરતી ઉઠ બેસ, એવા એવા ઘણા દાવો નવ દશ અગ્યાર વર્ષનાં તંદુરસ્ત છોકરાં કરી શકાશે. નબળાં હોય તેમને સહેલા દાવથી શરૂઆત કરાવવી, દાવ થોડો વખત કરાવવા, પણ હળવે હળવે કસરતની ટેવ પડાવવી.

એક શંકા એવી ઉઠાવવામાં આવે છે કે તેવા કામ માટે ખાસ ખોરાક જોઇએ. એ શંકા ખરી છે પણ તે તો જેને મલ્લ જેવા થવું હોય, જેને તેવું જીવન વ્યતીત કરવું હોય, જેને તેવો ધંધો કરવો હોય, તેને માટેજ જરૂરનું છે. આપણે આંહિ જે કાંઇ કહ્યું છે તે તો શરીરને કસવા માટે દરેક બાળકને આવશ્યક શું શું છે તે જ છે. બાળક સાધારણ ખોરાક તો લેતું હોય છેજ અને જેમ વાંચવા લખવાનાં કામ માટે ખાસ ખોરાકની જરૂરીઆત ગણાતી નથી, તેમ આવી સાધારણ કસરત માટે પણ ખાસ ખોરાકની જરૂરીઆત છેજ નહિં. હર હંમેશ શરીરના દરેક અવયવને, દરેક સ્નાયુને, દરેક માંસગ્રન્થિને કાંઈ કાંઇ ઘટતી કસરત મળવી એ તો કુદરતનો ન્યાય છે. નાનાં બાળકો નાચકુદ અને દોડધામ તથા બૂમબરાડા પાડયાજ કરે છે તે તો કુદરતી હાજતનાં પ્રેરાયેલાંજ તેમ કરે છે. કમભાગ્ય એટલાં છે કે નિશાળમાં દાખલ થયા પછી ખોટો ખ્યાલ સૌના મગજમાં પેસે છે, અને પછી તો ચોપડી ને પાટી એ બેમાંજ જીવન ગાળવું એ આવશ્યક મનાય છે. રમનાર છોકરૂં રખડુ, રમતીઆળ એવાં આરોપદર્શક ઉપનામો પામે છે અને શિક્ષકો એમ સમજે છે કે શારીરિક કેળવણીમાં તેઓએ તો કશુંજ કર-

વાનું નથી. આ માન્યતા ભૂલભરેલી છે, બાળજીવનને આડે માર્ગે દોરનારી છે, શિક્ષકોની ફરજમાં નડતર રૂપ છે, દેશનાં શરીરબળને ઉગતાંજ દાબી દેનારી છે, અને એ રૂપે આખા દેશનું સત્તાનાશ વાળનારી છે. શિક્ષકોએ સમજવું ઘટે છે કે સારૂં વાંચે, સારા અક્ષર કરે, હિસાબો સપાટા બંધ કરે અને બુદ્ધિનું બળ પુષ્કળ બતાવે એટલે તેમની ફરજ સંપૂર્ણ થઇ એમ નથી. શરીરના બળ વિના એ બધું નકામુંજ છે, પાયા વિનાનુંજ ચણતર છે. બાળકના શરીરને સમર્થ અને સશક્ત બનાવવું એ શિક્ષકોની અને **શિક્ષકોનીજ** ફરજ છે. પહેલાં શરીર કેળવો, હાથપગ બળવાન બનાવો, દમ ઘુંટતાં, ભાર ઉંચકતાં, શ્રમ સહન કરતાં, ઘણું ચાલતાં, અને શારીરિક વિકાસ પૂરેપૂરો કરતાં શીખવો; શરીર સિવાયનું ભણતર એકડા વિનાનાં મીંડાં સમજો.

દરેક શિક્ષકે દરેક દિવસે પોતાનાં બાળકોની શારીરિક કેળવણી પર નજર રાખવી જોઇએ અને હંમેશાં કાંઈ કાંઈ પ્રગતિ થતી રહે એ જોતા રહેવું જોઇએ.

## ૧૧

## આલેખન—સંગીત.

### ૧

આલેખનનો વિષય હવે સરકારે તો ફરજીઆત જેવો ગણ્યો છે, પણ તેને માટે યોગ્ય શિક્ષકો નહિં મળતા હોવાને લીધે, તે એક ખરચાળ વિષય છે એવી માન્યતાને લીધે, અને બાળકેળવણીમાં તેનું સ્થાન કેટલું આવશ્યક અને કેટલા મહત્ત્વનું છે એ સંબંધે કશુંજ ભાન નહિં હોવાને લીધે-આલેખન ઘણી થોડી નિશાળોમાં શીખવાય

છે. ખરી વાત તો એ છે કે નાનું બાળક વાંચન અને લેખન કરતાં પણ આલેખન બહુ જલદીથી શરૂ કરે છે. એકડા કે મીંડું અને નમતલ કે કખગઘ આવડયા પહેલાં પોતે જોતું હોય તે વસ્તુ આલેખવા માટે પ્રયાસ કરનારાં છોકરાં ઘણાં જણાશે. તે તરફ કોઈનું લક્ષ હોતું નથી; છોકરાંના લીટા આપણે ગરબડીયા લીટા, અને બગાડવાની ટેવ માનીએ છીએ; એટલે આપણી જાણમાં કશું આવી શકતું નથી. જો બરાબર શ્રદ્ધાપૂર્વક જોવામાં આવે અને બાળકને યોગ્ય છૂટ આપવામાં આવે તો ચારથી સાત આઠ વરસ સુધીનું બાળક લખવા વાંચવા કરતાં પણ ચીતરવાનું વધારે પસંદ કરે છે એમ માલુમ પડશે. તેનાં ચિત્રો કાંઈ સુંદર કે ઘાટદાર હોઈ શકેજ નહિં. નાનાં બાળકને આલેખન શીખવવું એટલે સરસ અને સપ્રમાણ આકૃતિઓ બનાવતાં શીખવવું એવો અર્થ કરવાનો નથી. આંખ અને હાથ કેળવાય, નાનું મોટું, આગળ પાછળ, ઉપર નીચે, એવી સમજ આવે અને તે સમજ લીટાવતી પ્રદર્શિત કરી શકે, તેટલાથીજ, સંતોષ માનવો જોઇએ; અને તે દ્વારા બાળ કલ્પનાને પણ ઉત્તેજન આપતા જવું જોઇએ. બાળ-વર્ગ માટે આલેખન વિષે કહેવામાં આવ્યું છે તે પરથી જાણી શકાશે કે આલેખન એ કાંઇ બહુ ખરચ કરાવે તેવો વિષય નથી. જે પાટીપેન બાળકો વાપરતાં હોય છે તેનોજ ઉપયોગ કરવાનો છે. હા, જો રંગિન પેન કે ચાક વાપરવામાં આવે તો બાળકોને ઓર આનંદ પડશે, અને તેટલી સગવડ બહુ ખરચાળ નહિં થઈ પડે.

પહેલા ધોરણમાં પણ પાટીપેન અને ચાકથીજ કામ ચલાવવું જોઇએ. છોકરૂં જે જે પદાર્થ જોતું હોય તેના આકારો પોતાની મેળે કાઢે તેવોજ ક્રમ બાંધવો. વાંચન-પાઠમાંની કાંઈ કાંઈ હકીકત બાળક પોતે આલેખવા પ્રયત્ન કરતું જણાશે. પોતે જોતા હોય તેવા દેખાવ કે તેવી વસ્તુ ચીતરવાનું પણ બાળક પસંદ કરશે, અને જો ઘટતી રીતે પોષણ આપવામાં આવે, તો નજર, રંગ આકાર વિષેનું જ્ઞાન, અને પદાર્થોની પિછાન, થોડું અવલોકનની કરવાની ટેવ, એ ગુણો કેળવી શકાશે. ફટાકડા, હોડીઓ, સાપ, કેરી, સોય, કુહાડીના જેવા પદાર્થો કે જેની વાંચનમાળામાં વાત આવે છે તે છોકરાઓ કાઢી શકશે, અને તેવા દશ પંદર આકાર ઠીક કાઢતાં આવડે એટલે બાળકને યોગ્ય કેળવણી મળી ગઇ એવું માની શકાશે. પાંચ વરસનું એક બાળક ઘણા દિવસો થયાં ચાક અને પેનથી રમત કર્યા કરતું હતું. વરસાદનું ઝાપટું આવ્યું એટલે તેણે એકી નજરે જોયાજ કર્યું. બે ત્રણ ચારવાર એ પ્રમાણે જોયા પછી કાંઇ સૂઝી આવ્યું એટલે ઘરમાં બનાવેલા નાના કાળા પાટીઆ પર ઉભા લીટા વરસાદની ધારો પડતી હોય તેવા કર્યા, અને પછી પોતાની નાની છત્રી ઉઘાડી તે પાટીઆની પાસે આમતેમ દોડવા લાગ્યું, અને વરસાદ આવ્યો—વરસાદ આવ્યો એમ બોલવા લાગ્યું. જોયેલી ધારો પરથી તેવું ચિત્ર કાઢવાનું મન થયું અને કલ્પનાને બળે તેણે એક નવી રમત શોધી કાઢી! આલેખન વિષે વિચાર કરતી વખતે આ અનુભવ આપણને બાળકની આલેખન માટેની સ્વાભાવિક વૃત્તિ કેવી છે તે બતાવી આપે છે.

પદાર્થોના આકારો સાથે લીટી અને ગોળનું આલેખન થોડું ઘણું કરાવવું હોય તોપણ થઇ શકશે, અને રંગો પૂરતાં તો સારી રીતે આવડશે. રંગો પૂરવામાં બાળકોને બહુ મઝા પડશે.

બીજા ત્રીજા ધોરણમાં પણ ઉપર પ્રમાણેજ પાઠમાં આવતા અને બીજા પદાર્થોના અમુક સહેલા આકારો, રંગોનું મિશ્રણ અને લીટીઓથી થતી કંઇ કંઇ આકૃતિઓ શીખવવી. આ બધું કામ પણ સ્લેટ પરજ કરાવવું. કાગળ પર કામ કરાવવાનો મોહ દૂર કરવાની જરૂર છે. ખરચ તેથીજ વધે છે. પેન્સીલ, રબ્બર, જાડા કાગળ એ બધી ખરચ કરાવનારી સામગ્રી છે. કાગળ પર કામ કરાવ્યાથી એક લાભ એ છે કે કામ ટકે છે, છોકરાંઓ પોતાનાં જૂનાં કામને જોઇ શકે છે, શિક્ષકને અને અધિકારીને સરખામણી કરવાની તક મળે છે, અને પગારદાર નોકરો પોતાનો પગાર હક કરે છે કે કેમ એ પ્રત્યક્ષ રૂપે જોઇ શકાય છે. આ લાભો છે ખરા, પણ તે કાંઈ અનિવાર્ય નથી. તેથી વગર જોઇતું ખરચ વધે છે એટલે આપણે કાગળ વગર પણ ચલાવી શકીએ, તો ખરચનો વાંધો આપોઆપ ઉડી જશે.

ચોથા ધોરણમાં રંગના પાણીથી રંગ પૂરવાનું કામ શરૂ કરી શકાશે; તેમ જૂદી જૂદી 'ડીઝાઈન્સ' પણ શીખવી બાળકોને નવું જ્ઞાન અને ઇન્દ્રિયોની તથા સૌંદર્યની કેળ-વણીનો લાભ આપી શકાશે; આમાં રંગના પાણી અને પીછી તથા કાગળનું ખર્ચ થશે ખરું-પણ જો બહુ નકામો

બગાડ ન કરવાની કાળજી રખાશે તો કાગળની એક ચોપડી પણ આખા વર્ષ માટે પૂરતી ગણાશે. પહેલાં નકામા કાગળ પર આકૃતિ બરાબર શીખી લીધા પછીજ જો ચોપડીમાં કઢાશે તો નકામો બગાડ નહિં થાય.

ચોકકસ અવલોકન માટે હાથ અને આંખની કેળવણીમાં અને સૌંદર્ય અને સ્વચ્છતાની કદરમાં જો યોગ્ય કોટિએ ન પહોંચાડાય તો આલેખનનો વિષય નકામોજ શીખવાયો એમ સમજવું.

૨

બાળકની જીંદગી ઘડવામાં હાલના આપણા શિક્ષકો જેમ શરીર પર દરકાર કરતા નથી; તેમ સૌંદર્ય અને આનંદના લાભ આપનારા વિષયોપર પણ લક્ષ આપતા નથી. આલેખન એ બાળકેળવણીમાં આવશ્યક વિષય છે એમ નહિં સમજનારા સંગીતને તો નકામોજ ગણે એમાં કશું આશ્ચર્ય નથી. આલેખનનો વિષય કાંઇક દૃશ્ય ફળ બતાવી શકાય તેવો છે. થોડાં ઘણાં બાળકોને સાથે સાથે શીખવતાં છતાં પણ કાંઈક પરિણામ જોઇ શકાય તેવો છે. પણ સંગીતમાં તો તેવું એકદમ જોઈ શકાય નહિં. વળી, એક મોટી અડચણ તો એ છે કે લોકો અને શિક્ષકો પણ એમજ સમજી રહ્યા છે કે આલેખન, સંગીત, એ તો કળાઓ છે અને તેનું જ્ઞાન તો પ્રભુદત્ત શકિત હોય તેનેજ મળી શકે. કુદરતની બક્ષીસ વિના તે તે કળા શીખાયજ નહિં એમ તેઓ માને છે. આ માનવું તદ્દન ખોટું નથી, પણ અમુક અંશેજ ખરૂં છે. તે તે કળામાં ઉસ્તાદ થવા

માટે પ્રભુદત્ત ખાસ શક્તિની જરૂર છે ખરી, પણ સાધારણ લાયકાત માટે જેટલી જોઈએ તેટલી શકિત તો પ્રભુએ દરેક માનવમાં મૂકી છે. નિશાળોમાં તે તે વિષયો શીખવાય છે તે કળાનું જ્ઞાન આપવા માટે નહિં, પણ તે તે કળાના પ્રાથમિક શિક્ષણ વિના માનવમાત્રની કેળવણી અધૂરીજ ગણાય તે સમજથી. બાળકેળવણીમાં કંઠની કેળવણી આવશ્યકજ છે અને તેટલા પૂરતું સંગીતનું જ્ઞાન દરેક બાળકને મળવું જોઈએ. ગીતો અને કવિતાઓ તેટલા માટેજ રાખવામાં આવ્યાં છે. અને તે ગીતો અને કવિતાઓ સારા રાગથી, કર્ણપ્રિય લાગે તેવી રીતે, શીખવવામાં પ્રાથમિક શિક્ષણમાં સંગીતનો વિષય લગભગ સમાપ્ત થાય છે.

જેમ કખગઘ એ વાંચન લેખન માટે, અને એકડો બગડો એ ગણિત માટે આવશ્યક છે તેમજ સંગીતના સારીગમ વગેરે સુરોનું જ્ઞાન આવશ્યક ગણી શકાય ખરૂં; પરંતુ હાલની દેશની સંગીત વિષેની બેકાળજી અને અણઆવડત તરફ નજર કરતાં તેવા જ્ઞાનની શરૂઆત કરવી એ ધૂળ ઉપર લીંપણ જેવું લાગી આવે છે. માબાપોમાં તે સંબંધે કશુંજ જ્ઞાન નથી. દેશજનમાં તેવી સમજ નથી, ગુજરાતના વાતાવરણમાં પણ તેના સંસ્કારની કાંઇ આછી આછી પણ છાંટ માલુમ પડતી નથી, તેવે વખતે સુરજ્ઞાનથી શરૂઆત કરવાનો આગ્રહ ખારી ભૂમિમાં બીજ વેરવા જેવી વૃથા મહેનતજ લાગી આવે છે. અને તેથી હાલની સ્થિતિ જોતાં, ચોપડીમાં આપેલાં અને શીખવવામાં આવતાં ગીતો અને કવિતાઓ સારા મધુર કંઠથી, રાગનાં શાસ્ત્રીય જ્ઞાનથી

ન બને તો નહિં, પણ રાગનાં ખરા સ્વરૂપને પકડીને, અને તાલમાં રહીને બાળક ગાતાં શીખે એટલે પ્રાથમિક શાળામાં પૂરતું શિક્ષણ આપ્યું એમ માનવું જોઇએ.

બાળવર્ગમાં કેમ શીખવવું એ આગલા પ્રકરણમાં કહ્યું છે. તેમજ 'મધુબિન્દુ' નામના બાળકો માટેના કાવ્ય સંગ્રહમાં પ્રસ્તાવ લેખ તરીકે કહેવામાં આવ્યું છે તેથી ફરી લખવાની જરૂર નથી.

પહેલા ધોરણમાં તાલના જ્ઞાનની શરૂઆત કરી શકાશે. સારા શિક્ષકે સાદા તાલજ પહેલાં લેવા, અને ગીતો અને કવિતાઓ શીખવેલા તાલનાંજ પસંદ કરવાં. વર્ગને સાથે શીખવ્યા સિવાય તો છૂટકો નહિં ગણાય, પણ બને ત્યાં સુધી અકેક બાળકને એકલાં ગાવાનો કાંઇક મહાવરો પડાવવાની શરૂઆત કરી શકાશે. કવિતા તો અકેક બોલે, અને બોલે ત્યારે બને તેવા સારા રાગે;–કંઠ ગમે તેવો હોય તોપણ ઢબ તો સારીજ હોય એ જોતા રહેવું. પહેલા ધોરણમાં માને દેખી, વિસરૂં નહિં પ્રભુ નામ, આવો આવો આમ, એ કવિતાઓ સારી ઢબથી અને તાલ સાચવીને રાગ પ્રમાણે ગવરાવવાના પ્રયાસ થશે તો સંગીત વિષયેં અવશ્ય લાભ થશે. તે ઉપરાંત એક સારા રાગવાળી પ્રાર્થના અને આવકાર ગીત કે માતાપિતાને નમન કે તેવું કાંઈ સારૂં ગીત કરાવાય તો વધારે સારૂં.

ભૈરવ રાગ એમ નામ મૂકવામાં આવ્યું છે તેથી ઘણા લોકો ભડકી ઉઠે છે–પણ તે ખળભળાટ કારણ વગરનો છે. ભૈરવ રાગ એક ઉસ્તાદજ ગાઈ શકે તે વાત ખરી,

પણ ઉસ્તાદની ગાવાની રીતમાં અને કળામાં જે ઉંચી કોટિ હોય તે કાંઈ બધા ગાનારામાં હોવી જોઈએ નહિં—હોઈ શકે નહિં. પણ તેટલા માટે 'જાગ મુજ વાલા બાળ' એ કવિતા ભૈરવરાગમાં બીજા ધોરણના બાળકો ન ગાઈ શકે તેવું પણ કહી શકાય નહિં. ઉલટો અનુભવ ઘણા લાંબા વખતથી થાય છે. ઘણીજ સરળતાથી તે રાગ નાનાં છોકરાં આનંદથી અને સુંદર રીતે ગાઈ શકે છે. તેમજ 'પિતાની કુહાડી' એ છંદને સારા રાગમાં બેસારી શકાય છે અને નાનાં છોકરાં તે સારી રીતે ગાઈ શકે છે.

ત્રીજા ચોથા ધોરણમાંની કવિતાઓ રાગમાં ઉતારવી—સહેલા સરળ રાગ અને સહેલા તાળમાં ઉતારવી એ સગવડવાળું છે. દરેક ધોરણમાં બબ્બે ચચ્ચાર સારાં ગાયનો આપવાં એ પણ સારૂં છે. અને ચોથું ધોરણ પૂરૂં થાય ત્યારે તાલ એ શું છે તે જ્ઞાન અને શીખેલા જૂદા જૂદા પાંચ સાત રાગમાંથી ગવાતો રાગ ઓળખી કાઢવાનું જ્ઞાન, એટલું કરાવવું એ જરૂરનું છે. પણ આ સંબંધે શિક્ષણની મુશ્કેલી બહુ જબરી છે એ કબુલ કરવું જોઇએ. સંગીત સંબંધે આપણું અજ્ઞાન એટલું ગાઢ છે—અને એટલાં બધાં વર્ષો થયાં આપણાં જીવન સંગીતવિહીન થઈ ગયાં છે કે સાદા સહેલા સંસ્કાર પણ આપણામાં રહ્યા નથી. પરિણામ એ આવ્યું છે કે અમુક ગાનારાઓ કે ખાસ શોખ ધરાવનારાઓ ઉપરાંત બીજામાં સામાન્ય જ્ઞાન પણ નથી. એટલે આપણે તેવા જાણકારનીજ મદદ લેવી પડે છે. તેવા જાણનારં થોડા હોવાને લીધે મળવા મુશ્કેલ અને મોંઘા છે; વળી

સંગીતની સાથે સૂર આપવા માટે વાજીંત્રની પણ જરૂર ગણાય એટલે એ રીતે સંગીત ખરચાળ વિષય થઈ પડે છે એ ખરૂં છે. પરંતુ દરેક નિશાળના ચલાવનારાઓએ બધાં સાહિત્યો સાથે એક વાજીંત્ર અને એક સંગીત શીખવનાર શિક્ષક એ બેની અત્યંત આવશ્યકતા સ્વીકારવાની ઘણી જરૂર છે. લોકમત તે તરફ નહિં હોઈ શાળાઓ તે વિના ચલાવાય છે. પણ જ્યારે લોકમતજ યોગ્ય રીતે કેળવાશે અને એમ સમજવામાં આવશે કે સંગીતના પ્રાથમિક શિક્ષણ વિના જીવનજ નકામું છે, અને પ્રાથમિક શિક્ષણ અપૂર્ણ રહ્યું ગણાય, ત્યારેજ આ વિષય તરફ પ્રવૃત્તિ થશે, અને કાંઇક સગવડ જરૂરની માનવામાં આવશે.

સંગીતનો વિષય કંઠને કેળવે છે એટલુંજ નહિં પણ હૃદયને ઉન્નત બનાવી, આનંદનું એવું સુંદર સ્વરૂપ સમજાવે છે કે તેની મજાથી જીવન કાંઇ ઓર સુખ અનુભવવા લાગે છે. સંગીતના સૂરની મોટા સમુદાય પર પણ એવી મોહક અસર થાય છે કે ગમે તેટલો ઘોંઘાટ કે તોફાન મીઠા સરોદની લહેમાં શમી જાય છે અને શાન્તિ પ્રસરી રહે છે. અમુક તાલ કે રાગની લેહમાં તલ્લીન થનારો શ્રોતાવર્ગ જાણે તે સૂરની પાછળ પાછળજ ઘસડાય છે અને જે શકિત મોતની સજા ફરમાવનારી સત્તામાં પણ કોઈવાર માલુમ પડતી નથી, તે શકિત સંગીતમાં જોવામાં આવે છે, આવો એક સુંદર, ઉપયોગી, સુખાનંદની ખરી મજા આપનારો, જીવનને દિવ્ય શાંતિમાં નિમગ્ન કરનારો

વિષય શિક્ષણના અભ્યાસ ક્રમમાંથી તદ્દનજ બાતલ કરવામાં આવ્યો છે એ આપણી મનુષ્યજીવનની કેળવણીની સમજ કેટલી અધુરી અને ઉંધી છે તે બતાવી આપે છે.

સંગીત ખરેખર એક કેફી વિષય છે, અને તેમાં અતિ ઘણી લગની લાગી જવાથી, તેના પર યોગ્ય કાબુ નહિં રહેવાથી, તેના અનર્થ ઘણા થઈ જાય છે. પરંતુ તેટલા માટે તેને અત્યંત ત્યાજ્ય વિષય ગણી કાઢવો એ કોઈપણ રીતે વાજબી નથી. હમણાં તો આ વિષયની જરૂરીઆત પણ સ્વીકારાતી નથી. માત્ર કન્યાશાળાએમાં દાખલ કરવા જેટલીજ તેની કદર થઈ છે, અને તે પણ માત્ર એક ભૂષણ તરીકેજ— કેળવણીના એક આવશ્યક વિષય તરીકે નહિં. તેવા વખતમાં તે વિષય પ્રાથમિક શાળામાં કેમ શીખવવો એ વિષે તો સંગીતશાસ્ત્રીઓ પણ કાંઈ કહી શકતા નથી. સંગીતથી તદ્દન અજાણ્ શિક્ષકો પણ શું કહી શકે ? સંગીત શાસ્ત્રીઓ પ્રાથમિક શિક્ષણ અને બાળકોની યોગ્યતાથી અજાણ, અને શિક્ષકો સંગીતના વિષયથી અજાણ, એવું હોવાથી હમણાં તો તે વિષે બહુ કહી શકાય તેવું નથી. તે વિષયની ઉપયોગિતા અને જરૂરીઆત ઠસાવવા માટે ઉપરનું લખાણ કર્યું છે. અને સમજુ સંગીત શિક્ષકો મળી આવે તો દરેક ચોપડીમાંની કવિતાઓ સહેલા તાલમાં અને અનુકૂળ રાગમાં ઉતરાવી, તે તે કવિતાઓ આખા ગુજરાતમાં એક સરખી રીતેજ ગાતાં શીખવાય તો સારૂં એટલું ઉમેરી સંતોષ માનવામાં આવે છે.

## ૧૨

## ચારિત્ર્યની કેળવણી.

ચારિત્ર્ય એ ઉપદેશથી શીખવી શકાય એવો વિષય નથી. એ તો દર ક્ષણે, દરેક શબ્દના ઉચરમાં, દરેક નજીવા જેવાં લાગતાં પણ આચરણમાં, અને સમસ્ત જીવનના સ્વરૂપમાં ઓત પ્રોત થઈ રહેલો વિષય છે. અક્ષર, વાંચન કે સંગીત જેવી રીતે શીખવી શકાય, અને તેનાં પરિણામ જેવી રીતે તુર્તમાંજ દ્રષ્ટિગોચર થઇ શકે તેવી રીતે શીખવી શકાય કે તેવી રીતે જેનાં પરિણામ તુર્તમાંજ દૃષ્ટિગોચર કરી શકાય તેવો તે વિષય નથી, છતાં તે બધાથી ઘણોજ વધારે ઉપયોગી વિષય છે, માણસને માણસ બનાવનાર તેજ વિષય છે, શિક્ષણનો અંતિમ હેતુ તેમાં સમાયેલો છે, કેળવણીનું છેવટનું લક્ષ્ય તેજ છે. જીવ એ જેમ શરીરથી જૂદો છે, છતાં શરીરમાં સર્વત્ર પ્રસરેલો છે, તેને જેમ જૂદો કાપી બતાવી શકાય એવું નથી, છતાં તે છે એ તો નિર્વિવાદજ છે, અને તેને લીધેજ શરીરનું શરીરપણું છે, તેથીજ શરીર જીવતું કહેવાય છે, તેમજ ચારિત્ર્ય એ સઘળા શીખવવાના વિષયોથી જુદું હોવા છતાં દરેક વિષયમાં તેની હયાતી સ્વીકારવીજ જોઇએ, તે જૂદું કાપી બતાવવાથી કામ સરે નહિં છતાં તે હોય તોજ બીજા વિષયો કામના છે, તેના વિના ગમે તેવા ઉત્તમ રીતે થએલા બધા વિષયો નકામાજ ગણવા જોઇએ.

આ સત્ય ન સમજી શકાય તેવું નથી. જીવની ઉપમા લંબાવીને કહીએ કે જીવ છે એ સત્ય સૌની જાણમાં છે, પણ તે જુદો પાડી બતાવાય તેવું બને તેમ નથી. તેમજ ચારિત્ર્ય હોવું જોઇએ એ સત્ય સૌ સ્વીકારે છે છતાં, તેને વિષે દરકાર કરનારા બહુ થોડા છે એમ લાગે છે.

બાળકને લલ્લુને લખીનો પાઠ વંચાવી શકાશે, શીખવી શકાશે; પરંતુ તે પાઠની અંદર રહેલો સાચાપણાનો ગુણ કેટલા શિક્ષકો બાળકોના મન પર ઠસાવી શકશે? ઉંદરનું બચ્ચું શોભીતા ઘરમાં પેઠા પહેલાં માને પૂછવા ગયું અને તેથી બચી ગયું એ વાતમાંથી માબાપને પૂછવાની જરૂર અને માબાપનું કહ્યું કરવાની આવશ્યકતા એ સમજાવવામાં કયો શિક્ષક પૂરતી દરકાર કરી શકે છે? ચારિત્ર્યની કેળવણી કાંઇ એકલા ઉપદેશથી કે બોધવચન વારંવાર કહ્યાથી આપી શકાતી નથી. સત્ય, સેવાધર્મ, આજ્ઞાધીનતા સ્વચ્છતા વગેરે ચારિત્ર્યને ઘડનાર ગુણો બાળકોને મોહક લાગે, બાળકો તે તરફ આકર્ષાય, તે ગુણોમાંજ કાંઈ એવી મજા છે કે તે ગ્રહણ કરવા એ દરેક બાળકને માટે આવશ્યક છે–તે ગ્રહણ કર્યા વિના બાળક માણસજ બનતું નથી–એવો કાંઇ ભાવ બાળકોમાં જગાડાય, તોજ તે ગુણો બાળકના જીવનમાં ભળશે અને ચારિત્ર્યને અસર કરશે. બાળકનાં હૃદય તે તરફ ન પ્રેરાય, તેમનાં મગજમાં તે ગુણો ઉંડા સંસ્કાર પાડી ન શકે, તે ગુણો ફરજ તરીકે કે લાભકારક છે માટે નહિં, પણ તે ગુણો તો જેવો સારો ખોરાક છે તેવા જરૂરના છે એમ સમજાઇનેજ ગ્રહણ કરવામાં ન આવે

તો બાળકના જીવનમાં મળી ભળી એકરૂપ બની શકે નહિં. તે ગુણો કાંઇ વસ્ત્ર જેવા નથી કે થોડો વખત પહેરાય અને પછી કાઢી નખાય. બોધ કે ઉપદેશથી તેવીજ સમજ આવે એ બનવા જોગ છે. વાર્તા કે પાઠ પછી સાર કે અંદર રહેલા ચારિત્ર્યના ગુણને જૂદો કાઢી ગોખાવવાનો આગ્રહ નકામો છે. તેથી તો ધારેલું ફળ ઉલટું દૂર ધકેલાશે. શિક્ષકે વાર્તા એવી રીતે કહેવી જોઇએ કે વગર કહે પણ સારો ગુણ ગ્રહણ કરવાનો છે તે આપોઆપજ બાળકો સમજી લે અને સ્વીકારી લે. કોઇ વખત માર્ગદર્શક સૂચન આપવું પડે તેની હરકત નહિં, પણ સાર કઢાવવો કે ગોખાવવો એટલે આમ કરવું ને તેમ કરવું એમ કહ્યા કરવાથી તો આંકના પાડા મોઢે કરાવ્યા જેવુંજ થશે. અલબત્ત સારો શિક્ષક તેમ કરાવવાની કોઇ વાર જરૂર જોશે; પણ ખરૂં કામ મોઢે કરાવવાનું નથી; ખરૂં કામ તો બાળકના હૃદય પર અસર કરવાનું છે, તેના મગજ પર ઉંડા કાયમના સંસ્કાર પાડવાનું છે; તે વાત અને તે વિષયના ગુણ તરફ બાળક પ્રેરાય તેવું કરવાનું છે; બાળક આપોઆપજ તેને પોતાના મનમાં ભેળવી શકે,—બીજાના હુકમથી નહિં, પોતાની ઇચ્છાથીજ તેમ કરી શકે—તેવું કરવું એ શિક્ષકનું ખરૂં કામ છે.

કહેવાની જરૂર નથી કે તે માટે શિક્ષકનું જીવન નમુનારૂપ હોવું જોઇએ. છોકરાં બધાં તરફ સરખો ભાવ અને નિષ્પક્ષપાત વર્તન, શબ્દોમાં પવિત્રતા, શરીરે સ્વચ્છતા, લાગણી અને આવેશો પર યોગ્ય કાબુ, અને બોલવા ચાલવામાં

શાન્તિ: એ તો આવશ્યક ગુણો છે એમ દરેક શિક્ષકે સમજવાની જરૂર છે. જે શિક્ષક બીજા સહશિક્ષક માટે ખરાબ વિચાર ઉચ્ચારે છે, જે શિક્ષક મુખ્ય શિક્ષકના હુકમ માટે પૂરતું માન ધરાવતો નથી, જે શિક્ષક બાળક બાળક વચ્ચે ન્યાય કરી શકતો નથી, જે શિક્ષક પોતેજ સત્યથી દૂર રહે છે તે શિક્ષક ચારિત્ર્યવાન કેમ કહેવાય? અને તેવો શિક્ષક ચારિત્ર્યની કેળવણી કેવી રીતે આપી શકે?

એ ખરૂંજ છે કે દુનિયાં એ દુનિયાંજ રહેવાની છે. સ્વર્ગના ગુણોની આશા દુનિયાના માણસોમાં રાખવી એ આકાશકુસુમની સુગંધ ઇચ્છવા જેવું છે. પરંતુ તે દલીલ સાથે કહી શકાશે કે દુનિયાના જીવોમાં શિક્ષકો-ગુરુઓની સંખ્યા ઘણી થોડીજ રહેવાની, અને તેટલા જીવો તો સ્વર્ગના ગુણોથી ભરેલા હોઈ શકે-હોવા જોઈએ. ગુરુની પદવી જેને આપણે આપીએ તે ખરી રીતે લાયક હોવો જોઈએ. તે જો યોગ્ય ગુણોવાળો ન હોય તો પછી ચારિત્ર્યની પણ આશા રાખવી એ વ્યર્થ છે. શિક્ષકો તેવા ન હોઈ શકે એવું માનવાને કારણ નથી. માણસ માત્રમાં પ્રભુનો વાસ છે અને શિક્ષકો જેટલે દરજ્જે માણસ છે તેટલે દરજ્જે તેમનામાં પણ પ્રભુ વસે છે. તેમનામાં પ્રભુ જગાડવો એ તેમના ઉપરીઓનું કામ છે. જીવન માટે યોગ્ય સગવડ, તેમનાં માન સચવાય તેવું તેમની સાથે વર્તન, તેઓ પ્રભુનું કાર્ય કરનારા છે એવી સમજ અને તેમને યોગ્ય બનાવવા માટે જરૂરનું જ્ઞાન તેમને અપાય તો તેઓ નમુનારૂપ બને તેમાં કશીજ શંકા નથી.

ચારિત્ર્યની કેળવણી માટે ઉત્તમ નમુનારૂપ શિક્ષકો હોવાજ જોઇએ એ ખરૂંજ છે. છતાં પણ તેવા ન મળે ત્યાં સુધી ચારિત્ર્ય વિષે કાંઇજ થાય નહિં એમ સમજવાનું નથી. દરેક શિક્ષકને સમજ આપવી ઘટે છે કે શાળાના વખત દરમ્યાન શિક્ષકે સ્વચ્છ, શાંત, નિષ્પક્ષપાત અને સત્યશીલ રહેવું જોઇએ, અને દરેક પાઠને વખતે, દરેક કામમાં અને દરેક ક્ષણે છોકરાંઓ પાસે સત્ય અને પવિત્ર વર્તનનુંજ વાતાવરણ પ્રસારી રાખવું જોઇએ. છોકરાંઓ પર સંપૂર્ણ શ્રદ્ધા રાખવી એ તેવાં વર્તન માટે જરૂરનું છે. નાનાં છોકરાં આપણને અસત્ય લાગતાં કામ અસત્ય કરવાના હેતુથી નથી કરતાં. પલાકાનો સવાલ પૂછયા પછી કોઇ છોકરો ધીમે બોલી દે, પડખેનાં છોકરાને કહી દે, તે કાંઈ ચોરી કરાવવાના વિચારથીજ કરે છે એમ માની લેવાનું નથી. પોતાને આવડે છે એ બતાવવાની ઉતાવળ, કે ભાઇબંધને નથી આવડતું તેથી કહી તેના પર ઉપકાર કરવાની ભાવના, કે બાલિશ બડબડાટ કે એવા અનેક કારણો હોઇ શકે. તેવે પ્રસંગે શિક્ષક બાળકને 'ચોરી કરાવનાર', 'હુકમ નહિં માનનાર' વગેરે કહી ઠપકો આપે તો બાળક સુધરતું તો નથી, પણ બધાં બાળકોના મન પર તેવા ખોટા ભાવની છાપ પડે છે અને પરિણામ ધાર્યા કરતાં જૂદુંજ આવે છે. ઘણી વાર યોગ્ય તાકીદ અને સમજુત આપ્યા પછી હુકમના અનાદર માટે ઠપકો આપવો પડે તો તેમ કરવામાં હરકત નહિં, પણ તેમ કરતાં પણ શિક્ષક કાંઇ અનિષ્ટ ભાવ બાળક આગળ ખડો કરી ન દે એટલી તો સંભાળ રાખવીજ જોઇએ.

પહેલા ધોરણમાં વાંચનપાઠ, કવિતાપાઠ અને પદાર્થ-પાઠ શીખવતાં શીખવતાં સચ્ચાઇ, માયા, વિવેક, સભ્ય વર્તન રમતમાં કેવી રીતે વર્તવું એ ભાન, એવું એવું ઘણું શીખવી શકાય એમ છે. તેવા દરેક પાઠ વખતે બાળકોને તે તે ભાવમાં તલ્લીન બનાવી, સત્પાત્રો તરફ પ્રેમમય બનાવી, અસત્ વર્તન તરફ અણગમો ઉત્પન્ન કરાવી, દર ક્ષણે બાળકના ચારિત્ર્યને ઘડવાના પ્રયત્ન કરી શકાશે. શિક્ષકે ખાસ યાદ રાખવું ઘટે છે કે ચારિત્ર્યભવન કાંઇ એક નીતિ-પાઠના પત્થરાનું ચણી શકાશે નહિં. નાની નાની અસંખ્ય ઈંટો, અને માપ પ્રમાણ વજન વગેરે ધ્યાનમાં રાખી તેમની ગોઠવણી, યોગ્ય રીતે તૈયાર થયેલો કોલ અને તે બધા સાથે ચણતરની સારી આવડત જેમ એક ભવન ચણવામાં અનિ-વાર્ય છે, તેમજ ચારિત્ર્યભવન માટે ક્ષણે ક્ષણે નાની નાની ઇંટો રૂપી સદ્‌ભાવના, તે બધીને પ્રમાણ યોગ્યતા અને વિશુદ્ધિ પર ધ્યાન રાખી તેની ગોઠવણ, કોલ રૂપી આચ-રણની ઘટતી વ્યવસ્થા અને શિક્ષકની તે યોગ્ય રીતેજ વાપરવાની આવડત એ બધાંની બહુજ જરૂર છે. વર્ગમાં એકવાર સુંદર વાતાવરણ ફેલાઇ રહેશે, તો બાળકોને તેની અસર થયા વના રહેશેજ નહિં, એટલુંજ નહિં, પણ તે શિક્ષકનાં નામ સાથે એવા સંસ્કારો જોડાઇ રહેશે કે જ્યાં જ્યાં તે શિક્ષક જશે ત્યાં ત્યાં કેમ જાણે તેના શરી-રમાંથી, તેની આંખમાંથી, સુખદ વાતાવરણની લહરી નીક-ળતી હોય તેવો અનુભવ તેની આસપાસના બાળકોને થયા કરશે.

બીજા ધોરણમાં સારા ખરાબની સરખામણી કરવામાં આવશે તો ચાલશે. બીજી ચોપડીમાંનાં ખરાબ પાત્રોના પાઠનો ઉપયોગ કરી શકાશે, અને ખરાબને હંમેશાં નુકસાન છેજ એ અનુભવથી બાળકોને ખરાબનો અણગમો કરાવી શકાશે; તેમજ ખંત રાખવાનો, દૃઢ મન રાખવાનો, ભાઈ બેન વચ્ચે સદ્દભાવ રાખવાનો, પ્રાણી પર દયાભાવ રાખવાનો, અને એવા એવા સદ્દભાવો પાઠોમાંથી સમજાવી શકાશે. લગભગ બધાજ પાઠમાં કાંઇ ને કાંઈ ચારિત્ર્ય ઘડનાર ગુણ માલમ પડશે. પરંતુ ઉપર કહ્યું છે તેમ સીધા કે એકલા ઉપદેશથી તે ગુણની વાત કરવાથી હેતુ સરશે નહિં; બાળકોની તે તરફ પ્રીતિ ઉત્પન્ન કરાવવાની સરળ યુક્તિથીજ કામ કરી શકાશે.

ત્રીજા ધોરણમાં તેથી જરા આગળ વધી કાંઈ કાંઇ સીધો ઉપદેશ આપી શકાશે અને જે પાઠમાં કાંઈ તેવી વાત હોય તેની રસભરી રીતે વાત કરી જવાથી બાળકો પોતાની મેળે સદ્દભાવ ગ્રહણ કરી શકશે.

પહેલાં ત્રણ વરસમાં જો પાઠની સમજુતીદ્વારા, શિક્ષકના વર્તનદ્વારા, અને પ્રસંગે પ્રસંગે આપવા ઘટે તેવા બોધદ્વારા સારા સંસ્કારો પાડવામાં આવ્યા હશે તો પછી ત્રીજા ચોથા ધોરણમાં ઘણું કરવાનું નહિં રહે. તેમાં ચારિત્ર્યવાન હિન્દી નરોમાંથી જે કોઈ બધાની જાણમાં હોય તેવા નરોની વાત કહેવાનું બની શકશે. વાંચનમાળાના પાઠોમાં પણ તેવા સંભાર ઠીક ઠીક માલુમ પડે છે. ત્રીજા ધોરણમાં

પરગજુ છોકરો, પરમેશ્વર સઘળું જુએ છેજ, લાલચુ પહેરેગીર, જ્યોર્જ વોશિંગ્ટન, જાઓ અને ચાલો અને એવા ઘણા ઘણા પાઠોમાં ચારિત્ર્યને ઉત્તમ બનાવવાનાં બીજો મુકેલાં છે. ચોથી ચોપડીમાં ભીમસિંહ, પન્ના, રામચંદ્રજી, પ્રતાપ રાણો, શિવાજી, વિલ્બરફોર્સ, લેસેપ્સ વગેરેની હકીકત ચારિત્ર્ય ઘડનાર શિક્ષકને સરસ સાધન પૂરાં પાડે છે. એકલા વાંચનપાઠ કે કવિતાપાઠમાંથીજ ચારિત્ર્યને અસર કરાય છે તેવું કાંઇ નથી; ભૂગોળ શીખવતાં જૂદા જૂદા દેશના લોકોના ધર્મ, રીતરિવાજ, હુન્નર ઉદ્યોગ, વેપારવણજ, રાજ્યપદ્ધતિ વગેરેદ્વારા પણ શિક્ષણ આપી શકાય છે.

ગણિત અને મોઢાના હિસાબમાં પણ દાખલાઓ આપતી વખતે મુકાબલાથી અને ઉત્તમ વ્યવહાર કેવો કહેવાય એવી સીધી સમજુત આપ્યાથી ઈષ્ટ પરિણામ લાવી શકાય છે. ડ્રિલ, આલેખન અને રમતને વખતે પણ ચારિત્ર્ય માટે ઘણા પ્રસંગો મળી આવ્યા કરશે. ચારિત્ર્ય એ તો જીવનરસ છે. જીવનની દરેકેદરેક ક્ષણે જેમ જીવનરસ વહેતોજ રહે છે—અને દરેકેદરેક ક્ષણે તેને વધારે વિશુદ્ધ કરવાના પ્રયાસો ચાલુજ હોવા જાઇએ, તેમજ ચારિત્ર્યને ઘડવાના પ્રયાસો પણ દરક્ષણે ચાલુજ હોવા જોઇએ. એક શબ્દનો અર્થ નહિં શીખવાય તો બીજીવાર પ્રસંગ આવ્યે શીખવી શકાશે; એક હિસાબની રીત બધાના ધ્યાનમાં એક વાર નહિં ઠસાવી શકાઇ હોય, તો બીજી વાર ઠસાવી શકાશે; ભૂગોળમાંની નામાવલિ એક વખતમાં બધાને [illegible] નહિં થઇ હોય તો બીજી વખત અભ્યાસ [illegible] શકાશે;

પરંતુ ચારિત્ર્યને અસર કરનાર એક પ્રસંગની તેને તે વખતે વાત ન થઈ, તેની ઊંડી છાપ બાળકો પર ન પડાઈ, તો તે પ્રસંગ ગયો તે ગયોજ સમજવો. તે પ્રસંગનો જે લાભ ગયો તે હજાર તેવા બીજા પ્રયાસો કરતાં પણ પ્રાપ્ત થવાનો નથી. માટે દરેક શિક્ષકે અભ્યાસક્રમના બીજા વિષયો કરતાં ચારિત્ર્ય માટે ઘણોજ વધારે શ્રમ લેવાનો છે,—ઘણીજ વધારે કાળજી કરવાની છે.

ચારિત્ર્યની અને શરીરની કેળવણી માટે માબાપો પણ જવાબદાર છે તેની ના કહેવાય તેમ નથી. કેટલાકમાં અમુક જાતના આનુવંશિક ગુણાવગુણો ઉતરી આવેલા હોય છે અને તેવાને અસર કરવામાં કેટલો વિજય મળશે એ ચોક્કસપણે કહી શકાય એવું હોતું નથી. પરંતુ આનુવંશિક ગુણાવગુણોને માટે એમ તો માનવામાં આવે છેજ કે તે ગુણાવગુણો પરિપકવ સ્વરૂપમાં બાળકમાં ઉતરતા નથી. માત્ર તે તરફ વલણ રહે તેવીજ સ્થિતિ બાળકની હોય છે, અને તેથી તે ગુણાવગુણો તરફનું વલણ યથાયોગ્ય રીતે દોરવામાં આવે તો બાળકની આનુવંશિક લાયકાત બદલાવી, સુધારી, વધારી શકાય છે; અને તેમ કરવું તે જેમ માબાપોની ફરજ છે તેમંજ શિક્ષકોની પણ ફરજ છે. બાળક શિક્ષક પાસે દિવસનો સારો ભાગ રહે છે તે એક વાત ધ્યાનમાં રાખવાની છે, અને એક બીજી વાત જે બધા શિક્ષક ધ્યાનમાં હોવા છતાં જેનો લાભ શિક્ષકો જોઇએ તેવો લેતા નથી, તે એ છે કે બાળકોની શિક્ષકો પર અત્યંત શ્રદ્ધા હોય છે; એટલી બધી કે માબાપના હુકમ કરતાં પણ તેઓ

શિક્ષકના હુકમને વધારે વજનદાર ગણે છે. શિક્ષકના એક વચનથીજ જેમ શિક્ષક ઇચ્છે તેમ કરવા તેઓ તત્પર થાય છે. બાળકોની આ વૃત્તિનો લાભ જો શિક્ષકો લે તો બાળકોનાં ચારિત્ર્યને ઘણું સારૂં વલણ આપી શકે. માબાપો પોતાની ફરજ અદા ન કરી શકે માટે શિક્ષકો પણ કાંઈ ન કરે તો ચાલે એવું સમજવું એ તો ફરજ વિષેની સામાન્ય સમજનો પણ અભાવ કહેવાય. માબાપને આપણે કહી શકીએ તો ઠીક છે—તેઓ કરે ન કરે એ તેમની ઇચ્છા;—પણ તેઓ ન કરે, માટે શિક્ષકો જવાબદારીમાંથી મુક્ત છે એમ માનવું એ તદ્દનજ ગેરવાજબી છે. માટે દરેક શિક્ષકે બાળકના ચારિત્ર્યને ઘડવા માટે દર ક્ષણે અત્યંત કાળજીથી શ્રમ લેવો એ પોતાની ફરજ સમજવી જોઈએ.

——(०)——

## ૧૩

## શિક્ષકે ધ્યાનમાં રાખવા લાયક થોડીક સૂચનાઓ.

### ૧

### વ્યવસ્થા.

૧ વ્યવસ્થા અને બંદોબસ્ત તથા શાંતિ પર શાળાના કામનો ઘણો આધાર છે, માટે ઉત્તમ પ્રતિની વ્યવસ્થા, ઘણો સારો બંદોબસ્ત, અને પરમ શાંતિ જાળવવા ઘણીજ ખંત રાખો.

૨ વ્યવસ્થા, બંદોબસ્ત, અને શાંતિ જાળવવા શિક્ષકે જાતેજ વ્યવસ્થિત, નિયમિત, શાંત પ્રકૃતિવાળા, અને ઘણીજ કાળજીવાળા રહેવાની ખાસ જરૂર છે.

૩ વ્યવસ્થા માટે છોકરાંને બેસવાની જે સગવડ હોય તેનો સારો લાભ લેવાનું ધ્યાનમાં રાખવું. પાટલીઓ હોય તો હારબંધ, શિક્ષક સન્મુખ, સારી રીતે ગોઠવેલી હોવી જોઇએ. ચટાઈ કે બીજું કાંઈ બેસવાનું હોય તો તે પણ સફાઈબંધ અને સારી રીતે પથરાયેલું હોવું જોઇએ.

૪ સ્વચ્છતા માટે બહુ સંભાળ રાખો. વર્ગનો ઓરડો સાફ વાળેલો, તથા ભીંત છાપરૂં બાવાં, જાળાં વગરનાં હોવાં જોઇએ, શિક્ષકની ખુરશી, મેજ, મેજનાં ખાનાં, બધું સાફ અને સારી સ્થિતિમાં હોવું જોઈએ. પાટલીઓ કે ચટાઈ પણ સાફજ હોવાં જોઇએ.

૫ છોકરાંઓ દફતર પાટી બરાબર ગોઠવીને મૂકે, લેતાં મૂકતાં અવાજ ન કરે, નવા પાઠ વખતે દફતરમાંથી કાંઇ કાઢવું મૂકવું હોય તો તે ગડબડ કર્યા વગર કરે અને દર ક્ષણે આખા વર્ગમાં વ્યવસ્થિત ગોઠવણ કાયમ રહે એવી કાળજી રાખો.

૬ શાળાનાં કલમ ખડીઓ સાફ અને સારાં રાખવાની કાળજી રાખો. કાળું પાટીઉં, ચાકનો કકડો, તથા કપડાનો કકડો વર્ગ શરૂ થાય ત્યારથીજ હાજર હોવાં જોઈએ. કકડો મેલો ન હોય તે જોવાનું ભૂલવું નહિં.

૭ છોકરાંઓને પાટી સાફ કરવા માટે ઘેરથી પોતાં લાવવાની કે તેવી કાંઈ સગવડ કરતાં સૌથી સરસ સગવડ એવી કરી શકાય છે કે વર્ગમાં એક જગાએ પાણીનો પ્યાલો કે વાસણ રાખવું, છોકરાં ક્રમસર એક પછી

એક ત્યાં જઇ, એક આંગળીનું ટેરવુંજ માત્ર પાણીમાં બોળી, પાટી સાફ કરે. થોડું, માત્ર જરૂર પૂરતુંજ, પાણી લેવાની ટેવ પડાવો. પાણી ઓછું લેશે તો પાટી લૂછવા માટે કાંઇ કપડાની જરૂરજ નહિં. છતાં જરૂર જણાય તો તે માટે એક કે બે કકડા વર્ગમાં અનુકૂળ જગાએ બાંધીને કે છૂટા રાખો અને છોકરાં પોતાનાં કપડાંનો ઉપયોગ ન કરે એવી ટેવ પડાવો. વર્ગમાંના કકડા વખતો વખત ધોવાય એવી સંભાળ રાખો.

૮ લખવા માટે ખડિયા, પેન, કિત્તા વગેરે વર્ગમાં અમુક જગાએ, વ્યવસ્થિત રીતેજ ગોઠવાયેલા મૂકવા, અને કામ માટે લેતી વખતે પણ વ્યવસ્થિત રીતે લેવા અને પાછા ગોઠવીનેજ મૂકાવવા.

૯ છોકરાં તથા શિક્ષકના પોશાક અને પહેરવેશની ગણતરી વ્યવસ્થામાંજ કરી શકાશે. કપડાં ઊંચાં કે સુંદર હોવાનો આગ્રહ રાખવો જરૂરનો નથીજ, પણ બને તેટલાં સ્વચ્છ હોય તો સારૂં. ગમે તેવાં હોય, તો પણ તે પહેરેલાં તો સારી રીતેજ હોવાં જોઇએ. બોરિયાં ઉઘાડાં, કસો છૂટી, પાઘડી ગમે તેમ વીંટેલી, ટોપી ગમે તેમ મૂકેલી, એવો દેખાવ વ્યવસ્થામાં ઊણપ બતાવનારો હોવા ઉપરાંત છોકરાં અને શિક્ષકની નાલાસી દેખાડનારો ગણાય છે.

૧૦ બંદોબસ્તમાં છોકરાંની ઉભા રહેવા, બેસવા, આવવા જવાની રીતભાત પર ખાસ ભાર મૂકવા જેવું છે. હારમાં સીધા, ટટ્ટાર, છાતી પહોળી કરીને, અને

સશક્ત બાળકો હોય તેવા ચહેરા મોહોરાથી છોકરાં ઉભાં રહે એવી ટેવ ખાસ પડાવવાની જરૂર સમજવી. ઘણીજ વાર છોકરાંને પાટલી પર હાથપગ ટેકાવીને ઉભા રહેવાની ટેવ હોય છે, કોઇને વાંકા ઉભાં રહેવાની, કોઇને ચક્કર ચક્કર ફરતાં ઉભા રહેવાની, એવી ઘણી ઘણી ખરાબ આદતો હોય છે અને તે ટકવા દેવામાં પણ આવે છે. બંદોબસ્ત જાળવવો હોય તો તેવી બધી કુટેવો દૂર કરવી જોઇએ.

૧૧ આવવા જવાની બાબતમાં બંદોબસ્ત જાળવવા માટે, છોકરાં એકની પાછળ એક, એકજ ક્રમમાં ઉતાવળ કે ગડબડ કર્યા વિના, તેમ વધારે પડતી ધીરપ કે આળસ દેખાડયા વિના, બરાબર આવે કે જાય તેવી ટેવ પડાવવી જોઇએ. કોઈ કામ માટે મેજ પાસે કે કાળા પાટિયા પાસે કે નકશા પાસે કે એમ કયાંય જવું હોય, તો ઘણા ભેગા ન થઈ જાય, ટોળું વળી ન જાય, એવી ટેવ પડાવવી. એક પછી એકજ આવે, અને ભેગા આવવું કે જવું હોય તો પણ અંદર અંદર ઘસાઘસી કે ધુસાધુસ કર્યા વિના બરાબર ગોળ કે સીધા જેમ ફરમાવવામાં આવે તેમ આવે કે ઉભા રહે એવી ટેવ પડાવવી.

૧૨ બોલવામાં પણ એક પછી એક બોલે, એક સાથે વગર જરૂરે એકથી વધારે નજ બોલે, એવો આગ્રહ રખાવવો. શાન્તિ જાળવવા માટે જરૂરનું છે કે નકામો ઘાંટો કે બુમબરાડા તો નજ પાડવા દેવા, એક સાથે

એકથી વધારે ન બોલે, અને બોલનાર પણ આખો વર્ગ સારી રીતે સાંભળી શકે તેટલાજ મોટા અવાજથી બોલે એમ ટેવ પડાવવી. ઊઠતાં, બોલતાં, ચાલતાં, હરતાં ફરતાં, પાટી દફતર મૂકતાં લેતાં જરાપણ અવાજ ન થાય અને કરવો પડે તો થોડામાં થોડો અવાજ કરે એવી ટેવ પડાવવી.

૧૩ વ્યવસ્થા, બંદોબસ્ત, શાંતિ માટે પહેલી સૂચનામાં કહ્યું છે તેમ શિક્ષકે જાતે બધામાં બહુ કાળજી રાખવાની છે; પોતે જે નમુનો રજુ કરશે તે પ્રમાણેજ શિષ્યો અનુકરણ કરશે. મોઢાની સૂચનાઓ કે હુકમો જો પોતાના વર્તનમાં ઉતરેલા નહિં દેખાડી શકે તો શિક્ષક કશોજ સારો લાભ આપી શકશે નહિં. ઉત્તમમાં ઉત્તમ શિક્ષક માત્ર પોતાના વર્તનની છાપથી છોકરાંને શીખવે છે. વર્ગને કાબુમાં રાખવામાં જે શિક્ષકને શબ્દો વાપરવા પડે છે તે કનિષ્ટ પ્રતિનો સમજવો– જેને આંગળીના ઈસારા કરવા પડે છે તે સાધારણ પ્રતિનો જાણવો. જે આંખનાજ ઈસારાથી બધું કામ કામ કરી શકે છે તે સારી પ્રતિનો જાણવો. જેને એક વખત કહ્યા પછી બીજી વાર કહેવાની જરૂરજ પડતી નથી, અને જે પોતાના ઉત્તમ નમુનાની અસરથી વર્ગને કાબુમાં રાખી શકે છે એ ઉત્તમ પ્રતિનો સમજવો. એ સ્થિતિએ પહોંચતાં અવશ્ય બહુ મુશ્કેલી પડશે. અને કોઈ કોઈ વાર ઉત્તમ જણને પણ હાથ આંખનાં સાધનો વાપરવાં પડશે, પણ તે તો માત્ર

કોઈવારજ. એક વખત ધારેલું ધોરણ મેળવવા૨
આવશે, તો વર્ગનું વાતાવરણજ એવું થઈ જશે
પછી સંચાની માફક બધું કામ આપોઆપજ થ૨
કરશે. માત્ર શ્રદ્ધા અને શ્રમ એ બે હોય એ
જરૂરનું છે.

૨

## વર્ગની ગોઠવણુ.

વર્ગની ગોઠવણ અને વર્ગમાંના સાધનોની કાળ
પર શિક્ષણુની અસરનો બહુ આધાર છે. વર્ગમાં કાળુ
પાટિયું, ચાકનો કકડો, લુછવા માટે કપડાંનો કકડો, પાઠ
પુસ્તક, એ બધાં તૈયાર રાખવાં અને વિદ્યાર્થીઓ પા
તેમનાં બધાં સાધનો તૈયાર છે કે કેમ એ પૂછવાન
કાળજી રાખવી.

વર્ગની ગોઠવણુમાં પહેલી વાત બાળકોને બેસાડવાન
છે. ઉત્તમ રીત શિક્ષકની સામે બેસાડવાની છે. તેમાં પણ
નબળાં, ધ્યાન ન રાખી શકે તેવાં, અને આંખ કે કાનન
કાંઇ ખોટ હોય તેવાં છોકરાંને શિક્ષકની નજીક બેસાડવ
એ વધારે સારૂં છે. નંબર પ્રમાણે બેસાડવાની રીત રાખવ
હોય તો છેલ્લો નંબર શિક્ષકની નજીક અને ચડતાચડત
નંબરો પાછલી પાછલી હારમાં બેસે એમ કરવું.

છોકરાંની સામે આંખ ઉપર પડે તેવી રીતે પ્રકાશ
આવવો ન જોઇએ. પ્રકાશ પાછળથી અગર એક પડખેથી
અને તો તો ડાબી બાજુ તરફથી-બાળકની ઉપર પડે એવ
ગોઠવણુ રાખવી એ વધારે સારૂં ગણાય છે.

પુસ્તક પાટી વગેરે વ્યવસ્થિત રીતે રાખવાં એ તો કહ્યું છે. આવવા જવામાં વ્યવસ્થા, ઊઠતાં બેસતાં રાખવાની સંભાળ, ઉભા રહેવા બોલવા ચાલવાની પદ્ધતિ વગેરે વિષે પણ કહેવાયું છે તે પર ધ્યાન રાખવું.

કાળું પાટિયું બનતાં સુધી શિક્ષકની ડાબી બાજુએ, અને બધાં છોકરાંની બરાબર નજર પડે તેવી રીતે રાખવું. બાળકની નજરથી બહુ ઉંચું કે બહુ નીચું ન હોવું જોઇએ.

નકશાની ઘોડી હોય તો તે પણ બાળકો બરાબર દેખી શકે તેવી રીતે રાખવી.

કાળા પાટિયા પર કે નકશાની ઘોડી પર ઘણો સીધો પ્રકાશ પડે તો તેથી બાળકો દેખી શકતા નથી. તેવું ન થાય તેવી કાળજી રાખવી.

વર્ગમાં ચિત્રો પોતાના ધોરણને લગતાંજ હોય તે જોવું. બધાં ચિત્રો સાફ રહે, બરાબર ઉંચાઇએ લટકાવવામાં આવે, તેનો યથાયોગ્ય ઉપયોગ થાય, અને તેની સમજ બાળકોને બરાબર થાય એવી સંભાળ રાખવી.

વખતપત્રક, અભ્યાસપત્રક, હાજરીનું પાટિયું હોય તો તે; એ બધાં સારી દશામાં અને સાફ હોવાં જોઇએ.

શિક્ષકને મેજ હોય તો તે સાફ હોવું જોઇએ; ખડિયો કલમ પણ સાફ અને મેજ પર બરાબર ગોઠવેલાં હોવાં જોઇએ; હાજરીપત્રક, નંબરપત્રક, પુસ્તક વગેરે મેજ પર જેમ તેમ મૂકવાં ન જોઇએ. દરેકને માટે યોગ્ય જગા નક્કી

ફરી ત્યાંજ તે મૂકવાનો આગ્રહ રાખવો જોઇએ. શિક્ષકે પોતે સાવધાન રહેવું, અને વિદ્યાર્થીઓને પણ સાવધાન રહેવાની ટેવ પડાવવી.

બાળકોને જોડા ઉતારીને વર્ગમાં બેસવાનું હોય, તો બધાના જોડા હારબંધ અમુક ચોકકસ જગાએજ મુકાવવાની રીત રખાવવી. છત્રીઓ માટે પણ ઘટતી વ્યવસ્થા કરવી. ખાવાનું લાવતા હોય તો તે પણ સારી સ્વચ્છ જગાએ સંભાળપૂર્વક મૂકાવવું જોઇએ.

જેમ માણસની કપડાંલત્તાં અને પહેરવેશથી કિમ્મત વધે ઘટે છે તેમજ વર્ગની ગોઠવણથી શિક્ષકની કિમ્મત વધે ઘટે છે. સાફ, સ્વચ્છ, ઉજળા, સુવ્યવસ્થિત, હસતા ચહેરાવાળા છોકરાંઓવાળા, બધી રીતે કાળજીથી રાખવામાં આવેલા વર્ગમાં પેસતાંજ શિક્ષક માટે સરસ અભિપ્રાય બંધાઈ જાય છે, અને તેવા વર્ગની છોકરાંઓ પર પણ સારી અસર થાય છે. ઉંચું, સુંદર, સંતોષકારક કામ કરનાર શિક્ષક જો ગોઠવણમાં અને વ્યવસ્થામાં બરાબર નહિં હોય તો તેની કિમ્મત ઓછીજ અંકાશે. એકલા બાહ્યસ્વરૂપ પર મોહ પામવાનું નથી, પણ સુંદર કામ સાથે સુંદર બાહ્ય સ્વરૂપ આવશ્યકજ છે એમ તો માનવું જોઇએજ.

હીરાની કિમ્મત જેમાં તે જડાયેલો હોય-જેવી કળાથી જડાયેલો હોય તે પ્રમાણે કાંઇ થતી નથી, પરંતુ તેની શોભામાં તો તે બન્ને બાબતની ઘણી અસર થાય છે તેની કોણ ના કહી શકશે ?

શબ્દ

૩

## વાંચન.

૧ ચોપડી સંભાળે એ જોતા રહેવું.

૨ ચોપડી પકડવાનું શીખવવું. એક જગાએ આંગળી રાખી, બગાડે નહિં, પાનાં વળવા ન દે, પવનથી પાનાં ઉઠ ઉઠ થાય તો બીજા હાથની મદદ લે, અને બહુ પહોળી ન રાખે, કે બહુ બીડેલી જેવી ન રાખે તે જોવું.

૩ આંખની ઘણી નજીક કે આંખથી ઘણી દૂર ન રાખે એવી ટેવ પડાવવી.

૪ વાંચતાં વાંચતાં રાગડા ન કાઢે, થોથરાય નહિં, શબ્દે શબ્દે અટકે નહિં, શબ્દો બેવડાવે નહિં, છેવટનો શબ્દ કે અક્ષર લંબાવે નહિં, બહુ ધીમે વાંચે નહિં, તેમ બહુ ઉતાવળથી ગડબડાવી જાય નહિં એ સંભાળવું.

૫ વિરામચિન્હો પાસે ઘટતી રીતે અટકવાની ટેવ પડાવવી.

૬ પાઠ મોઢે ન કરે, મોઢે થઈ ગયો હોય તોપણ શબ્દો પર બરાબર નજર ફેરવી, શબ્દો વાંચીનેજ પાઠ વાંચે તેવી ટેવ પડાવવી.

૭ શબ્દે શબ્દના ઉચ્ચાર પૂરા અને શુદ્ધ કરે એ કાળજી રાખવી.

૮ જે જાતના ભાવથી લખાણ કરવામાં આવ્યું હોય તે ભાવ પ્રમાણે વાંચવાની આવડત શીખવવી. પ્રશ્ન, શંકા, આશ્ચર્ય, ખેદ, ગાંભીર્ય, વગેરે એવી રીતે વાંચનથીજ દર્શાવવાં જોઇએ કે સાંભળનાર બરાબર તેજ ભાવ સમજી શકે.

૯ વાંચનની શૈલી અને ધાટી મીઠી, સરળ, સીધી, ચોકખી, અને સુંદર હોવી જોઇએ. સારૂં વાંચન એ મોટી કળા છે, સારો વાંચનાર શ્રોતાઓને પોતાની સાથે એકતાન બનાવી શકે છે. તેવી જાતનું વાંચન કરવા માટે પાકો પાયો નંખાય એવી મહેનત લેવી.

૧૦ વાંચન શીખવતાં કે લેતાં કેટલીક વાર શિક્ષકો અક્કેક છોકરાંને પોતાના મેજ પાસે બોલાવે છે અને તેને વંચાવે છે. આખો વર્ગ તે વખતે કાં તો પોત-પોતાની મેળે વાંચે છે અગર તો કાંઇ બીજું કરે છે. એ પદ્ધતિ બરાબર નથી. વાંચન ચાલતું હોય ત્યારે આખા વર્ગે ચોપડીમાં ધ્યાન રાખી, એક છોકરૂં મોટેથી વાંચતું હોય તેજ પાઠ અને તેજ ભાગ સાથે સાથે મનમાં વાંચવો જોઇએ. ચોપડીમાંજ જોઇ સાથે સાથે વાંચવું જોઇએ.

વળી, ઘણા શિક્ષકો વર્ગમાં વાંચન લે ત્યારે એક પછી એક છોકરાને ક્રમ પ્રમાણેજ વંચાવ્યે જાય છે–આખો વર્ગ ધ્યાન રાખે છે કે ટાંપ પકડી શકે છે તેની દરકાર પણ કરતા નથી. તેમ વંચાવવું એ પણ બરાબર નથી. જેમ પ્રશ્ન પૂછવાની બાબતમાં કહ્યું છે (જુઓ પા.      ) તેમ વાંચનમાં પણ આડા અવળા વંચાવવાનીજ રીત રાખવી જોઇએ.

૪

## લેખન.

૧ લખવા માટે લીટી દોરી શકે એ શીખવવું.
૨ લીટીઓ બરાબર દોરીને લખતાં આવડયા પછી, વગર લીટીએ પણ સીધું અને સારા પ્રમાણવાળા અક્ષરોથી લખી શકે તેવો મહાવરો પડાવવો.
૩ લખતી વખત પાટી પર બહુ નમી જાય નહિં, છાતી દબાય તેમ બેસે નહિં, પાટીમાં મોઢું ઘાલી દે નહિં, તે સંભાળવું; તેમજ બહુ ટટાર રહી કે પાટીથી બહુ દૂર માથું રાખી લખે નહિં તે પણ જોવું.
૪ પેન, પેનસીલ, કિત્તો કેમ પકડવાં એ શીખવવું. અને તેજ પ્રમાણે પકડીને લખે એ આગ્રહ રાખવો.
૫ અક્ષર મરોડદાર, પ્રમાણસર, સાધારણ રીતે મોટા, ચોકખા, સાફ લખે એવી ટેવ રખાવવી.
૬ બહુ ઝીણા કે બહુ મોટા લખવાની આદત દૂર કરાવવી.
૭ દરેક લખાણકામ કાળજીવાળું, યોગ્ય શાંતિથી લખાયેલું, સ્વચ્છ, શુદ્ધ અને સફાઇબંધ હોવું જોઇએ.
૮ અક્ષર એ લખનારની ટેવોને અને પ્રકૃતિને સૂચવનારી બાબત છે. અક્ષર સુધારવામાં આવ્યાથી, લખનારની રીતભાત, ટેવ, પ્રકૃતિ એ બધામાં આપોઆપ સુધારો થાય છે. સારા અક્ષર એ એક ઉત્તમ ભલામણ છે, મનુષ્યને શોભાવનારૂં ભૂષણ છે. સારા અક્ષર માટે શરૂઆતથીજ, અને દરેકે દરેક વિષયમાં, કાળજી રાખવી એ બહુજ જરૂરનું છે.

## ૫

## ગણિત.

૧ મુખગણિતમાં મોઢાંનો બડબડાટ, કે આંગળીના વેઢાથી ગણવાની ટેવ પસંદ કરવા લાયક નથી.

૨ મુખગણિતના જવાબ પૂરેપૂરા માંડે એ બરાબર કાળજી રાખો. અધુરો જવાબ એ જવાબ જ ન કહેવાય.

૩ આંકડા બહુ કાળજીથી, સુંદર, સાફ, સાધારણ મોટા કરે એ સંભાળ રાખો.

૪ લિખિત ગણિતમાં એકમ દશકનાં ખાનાં પાડીને લખવાની રીત શરૂઆત માટે ઠીક હોય તો ભલે, પણ સંખ્યાલેખન આવડી ગયા પછી તો નાબુદજ કરવી જોઈએ. તોપણ બધા આંકડા સ્થાન પ્રમાણે એકમ નીચે એકમ, દશક નીચે દશક એમજ લખાય તેવી કાળજી રાખવી

૫ આંકડા ચોકખા, સાફ, કરે, બહુ મોટા નહિં તેમ બહુ નાના પણ ન કરે, એ ખાસ આગ્રહ રાખો.

૬ ગણિતના હિસાબમાં પદ્ધતિ, સફાઈ અને શુદ્ધિ ઉપરાંત ચોકસાઈની ટેવ પડાવો. ગણિતનાં બધાંજ ચિન્હોનો ઉપયોગ દર વખતે અવશ્યે કરે એ જરૂરનું છે.

૭ હિસાબ ક્રમવાર ગણતા જાય, અને પગલે પગલે નાગ ચિન્હનો ઉપયોગ કરતા જાય એવી ટેવ પડાવો.

૮ જવાબ ચોકખો, પૂરો, અને છૂટો લખવાનું આવશ્યક છે એમ સમજાવો.

૯ કોઈની બીજાની મદદ લેવાની કુટેવ ન પડે, પડખે પડખે બેઠા હોય તોપણ બીજાની પાટીમાં નજર ન જાય એવી રીતભાત રખાવો.

## ૬

## ભૂગોળ.

૧ પુસ્તકનો ઉપયોગ બને તેટલો ઓછો કરો. નવા પાઠ વખતે અને શરૂઆતમાં તો નજ કરવો.

૨ નકશો હંમેશાંજ સન્મુખ રાખો.

૩ નકશો કાઢતાં, તેમજ વાંચતાં, આવડે તેવી કાળજી રાખો.

૪ નકશામાંના સંકેતો બરાબર શીખવો.

૫ ભૂગોળમાં વાતચીત, પર્યટન તથા પ્રદર્શનના લાભ ઘણાજ છે, તે દ્વારાજ શિક્ષણ અપાય એ ઇચ્છવા જેવું છે એ યાદ રાખો.

૬ જ્ઞાન પુસ્તક મોઢે કરવાથી, કે નકશા પર આંગળી મૂકી ટપોટપ બતાવ્યાથી, મળી ગયું એમ ન સમજો. છોકરાંની ખરી સમજ કેટલી કેળવાઈ છે, પોતાના દેશની અને પરદેશની સ્થિતિ સમજવામાં છોકરૂં કેટલું ઉત્સાહ ધરાવતું થયું છે, તેની જીજ્ઞાસા કેટલી જાગ્રત થઈ છે, તેને ખરી વિગત કેટલી સમજાઇ છે અને મગજમાં રહી છે તે ઉપર લક્ષ રાખો.

૭ નમુના, નકશા, ભૂગોળનાં પ્રદર્શન, એ વગેરે બનાવવામાં છોકરાંની મદદ લ્યો–પુષ્કળ કામ છોકરાં પાસેજ કરાવવું એ ઇચ્છવા જેવું છે એમ ધ્યાનમાં રાખો.

૮ 'ભૂગોળનું પ્રદર્શન' રાખો–એટલે કે જે દેશની હકીકત શીખ્યા હોય તે તે દેશમાંની ઉપજ, હુન્નર કારીગરી વિગેરેના નમુના, એ બધું રાખો તથા દર્શનીય સ્થળો

કે સ્થાનોનાં ચિત્રો, વસ્તી, ધર્મભાષા વગેરે વિગત એ બધું લખી તૈયાર કરેલાં પતાંઓ રાખો. તેમ કર્યાથી દેશનું નામ લેતાંજ તેની સામે સંબંધ ધરાવતી બધી બાબતો બાળકોના ધ્યાનમાં આવશે અને સહેલાઇથી યાદ રહેવા ઉપરાંત જ્ઞાનનો સાક્ષાત્કાર થવાના લાભ મળશે.

## ૭

## સામાન્ય જ્ઞાન.

૧ સામાન્યજ્ઞાન છોકરાંની ઇંદ્રિયો-મનની અને કર્મની-કેળવવા માટે જરૂરનું છે, અને તે જાતનું જ્ઞાન છોકરાં પોતાની મેળેજ જેટલું વધારે મેળવી શકે તેટલું વધારે સારૂં એ વાત લક્ષમાં રાખો.

૨ વિગત કે હકીકત મોઢે કરાવ્યાથી સામાન્યજ્ઞાન મળ્યું એવી ભૂલ કદી ન કરો.

૩ સામાન્ય જ્ઞાનથી, છોકરૂં જો પોતાની આસપાસના પદાર્થો વધારે સારી રીતે વાપરતું, ઓળખતું, તપાસતું ન થાય, તો સામાન્ય જ્ઞાનનું શિક્ષણ નકામું સમજો.

૪ સામાન્ય જ્ઞાન માણસની અને પ્રાણીની કૃતિની પિછાનથી તેમની શકિતનું ભાન કરાવવા માટે છે, કુદરતની રચના અને ક્રિયાની સમજથી કુદરતની અજબ ખૂબીની સમજ આપવા માટે છે. પ્રભુની ઘટનાનું કાંઈક પણ દર્શન થઇ શકે અને તે દ્વારા પ્રભુની મહત્તાનો અને તેમને માટે આવશ્યક જોઈતા પૂજ્યભાવનો કાંઇક સાક્ષાત્કાર થાય એ કરવાનું છે. તે પરિણામ ન આવે તો સામાન્યજ્ઞાનનો વિષય નકામો છે.

૫ સામાન્યજ્ઞાનથી બાળક વધારે ઉત્સાહી અને ચંચળ, વધારે સમજવાળાં, વ્યવહારમાં વધારે ઉપયોગી, કાર્ય કરવામાં વધારે દક્ષ, દુનિયાના જીવનમાં વધારે કુશળ અને નમુનારૂપ નર તરીકે જીવન ગાળવા માટે યથાયોગ્ય તૈયાર ન થાય, તો સામાન્ય જ્ઞાન આપવાની મહેનત તદ્દન નકામીજ ગઇ એમ સમજો.

૮

## થોડી અંગત સૂચના.

૧ શિક્ષકના કામ માટે હૃદયપૂર્વક સદ્‌ભાવ ન હોય તો તે ધંધામાં જોડાઓ નહિં. પેટ સૌ ભરી શકે છે માટે તે ચિંતા ન કરો; પણ જવાબદારી વગરનું, ગમે તેમ કરી શકાય તેવું, અને મંદતા નિભાવનારૂં જીવન સમજી, શિક્ષક જીવન પસંદ ન કરો. સૌથી વધારેમાં વધારે જવાબદારીવાળું, કામની આવડત માટે ઘણીજ કાળજીવાળી તૈયારીની અપેક્ષા રાખનારૂં, અને ઉત્સાહની, ચાંચલ્યની, ઉદ્યોગની, શ્રમની મૂર્તિઓ માટેજ નભી શકે તેવું, શિક્ષકનું જીવન છે એમ સમજો, અને પછીજ તેમાં દાખલ થાઓ.

૨ નિયમિતપણાની ટેવો, અથાગ ઉત્સાહ, અડગ શ્રદ્ધા, અનવરત ઉદ્યોગ, અને પવિત્ર જીવનનો નિશ્ચય કરીનેજ શિક્ષકના ધંધામાં જોડાઓ.

૩ પગાર સામું ન જુઓ, ખોડો કાઢનારા સામું ન જુઓ, બાળકો સામું જુઓ; તે દેશના ભવિષ્યના મહાત્માઓ બનવાનો સંભવ છે તે તરફ જુઓ. દેશના હિત તરફ જુઓ, પ્રભુની આજ્ઞા તરફ જુઓ.

૪ આનંદી ચહેરો, પ્રેમમય જીવન, પવિત્ર વિચારો અને વિશુદ્ધ વર્તનવાળા શિક્ષકોજ ખરા શિક્ષક બની શકે છે એ ધ્યાનમાં રાખો.

૫ શિષ્યોને મારથી કે ધાકથી નહિં, પણ પ્રેમથી અને સદ્‌ભાવથી તમારા તરફ આકર્ષો.

૬ શિક્ષણના શાસ્ત્ર અને તેની કળા માટે બને તેટલું વધારે જ્ઞાન મેળવવા હમેશાં પ્રયત્નશીલ રહો.

૭ છોકરાં સાથે મળો હળો અને તેના મિત્ર થઇને રહો.

૮ છોકરાંના માબાપ સાથે વિનયથી વર્તો, તેમની ફર્યાદો સાંભળો, તેમને મદદરૂપ બનો. પૈસાની લાલચે, કે ઓદ્ધાના અમલે અંધ બનનારા શિક્ષકો પામર છે.

૯ યાદ રાખો કે ઉપરી અને હાથ નીચેના બધા તરફ સદ્‌ભાવ રાખનારજ ખરો નર છે. ઉપરીની ખુશામત કરે અને હાથ નીચેનાને સતાવે એ બાયલો સમજવો. શિક્ષકે દરેક જાતના બાયલાપણાથી દૂર રહેવુંજ જોઇએ.

૧૦ બાળકો એ જીવતાં જાગતાં પ્રાણી છે. ભવિષ્યની દુનિયાના પુરૂષો સ્રીઓ થવાનાં છે. બાળકોને ખરાં નરનારી બનાવવાં એ દરેક શિક્ષકનું કામ છે. સ્વતંત્ર રીતે પાલણ પોષણ કરવાની શક્તિ, વિશુદ્ધ જીંદગી, પરોપકારમય આચરણ અને પ્રભુમય જીવન ગાળવા માટે બાળકોને તૈયાર કરવાં એ દરેક શિક્ષકની પવિત્ર ફરજ છે એ ખ્યાલ રાખી તમે પોતે બને તેટલું નમુના રૂપ જીવન ગાળતા થાઓ અને દેશના ઉપકારક બનો.



# શિક્ષણ ચંદ્રિકા.

## ભાગ ૪.

### થોડી છૂટક સૂચના.

૧

### પોતે શિક્ષક છે, પરીક્ષક નથી, એ ભાન.

શિક્ષણશાસ્ત્રના જ્ઞાન સંબંધે આપણા શિક્ષકોના મોટા ભાગને જરા સરખું પણ ભાન નથી, એ કેટલું હતભાગ્ય ! શિક્ષક માટેની લાયકાતમાં માત્ર અમુક ધોરણ પસાર કર્યાનીજ જરૂરીઆત મનાય છે. શિક્ષણશાસ્ત્રના કશા પણ ભાનની આવશ્યકતા સ્વીકારાતી નથી પરંતુ શિક્ષકનો ધંધો સ્વીકારનાર, શિક્ષક તરીકે એક દિવસ પણ કામ કરનાર, પોતાની ફરજ ફરજની સમજથી બજાવવા ઈચ્છતો હોય, તો તેણે જાણવુંજ જોઈએ કે શિક્ષણશાસ્ત્રના ભાન વિનાનો શિક્ષક શિક્ષકજ કહેવાય નહિં. કાષ્ઠના પુતળાની કે પાષાણના બાવલાની અને જીવતા માણસની વચ્ચે જેવો સંબંધ કહી શકો તેવોજ સંબંધ આ નામધારી શિક્ષક અને ખરા શિક્ષક વચ્ચે સમજવાનો છે.

શિક્ષણશાસ્ત્ર એ ગંભીર અને ઉપયોગી શાસ્ત્ર છે, અને તેના સારા અધ્યયનનીજ જરૂર છે; આપણે એમ ઈચ્છીશું કે ગુજરાતના સઘળા શિક્ષકો તે શાસ્ત્રના અધ્યયન વિના શિક્ષકના ધંધામાં દાખલ નહિં થવાનો નિશ્ચય કરશે–

અને દાખલ થયેલા શિક્ષકો શાસ્ત્રસંબંધે જ્ઞાન મેળવવા એકદમજ તત્પર થઇ જશે. તેવી તત્પરતાથી પ્રવૃત્ત થનારને તો શિક્ષણશાસ્ત્રના ગાઢ અવગાહનનીજ જરૂર છે; પરંતુ તેવું ન થઇ શકે ત્યાંસુધી, તે વિષય વિષે પ્રારંભનું કાંઈ કાંઈ ભાન શિક્ષકોને આપવું એ પણ એક ઠીક પ્રયત્ન છે એમ ધારી આ ભાગમાં થોડી છૂટક સૂચનાઓ આપવામાં આવશે. તેવી સૂચનામાં પહેલી તો એજ જરૂરની લાગે છે કે શિક્ષકે સમજવું જોઇએ કે પોતે શિક્ષક છે, પરીક્ષક નથી. શિક્ષક એટલે નવું શીખવનાર, પરીક્ષક એટલે જેટલું આવડતું હોય તેની પરીક્ષા લેનાર, એ સુગ્રાહ્ય અર્થ પણ આપણા શિક્ષકો ન સમજતા હોય તેવું લાગે છે. કારણ, દરેક વિષયમાં શિક્ષક તો માત્ર હરહમ્મેશના કામનો પરીક્ષક હોય તેમજ કામ કરતો માલુમ પડે છે. ગમે તે વિષય હોય, પણ તેમાં છોકરાંઓએ ઘેરથી શું કર્યું છે તે તપાસી જવાબ આપી શકે તેવાંને નીચે ઉતારવા સાથે વખતે વખતે શાબ્દિક અને શારીરિક પ્રહાર, ા સિવાય બીજું આપણા શિક્ષકોમાંથી ઘણા ભાગ્યેજ કરે છે.

અમુક વિષય કેવી રીતે શીખવવો એ તો કહેવાઇ ગયું છે. આંહિં સૂચના આપવાની છે તે એટલીજ કે દરેક શિક્ષકે દર કલાકે અને દર ક્ષણે આત્મપરીક્ષા કરી જોતા રહેવું કે પોતે શિક્ષક તરીકે કામ કામ કરે છે કે પરીક્ષક તરીકે? શિક્ષકે વખતે વખતે પરીક્ષક તરીકે કામ કરવું તો પડશેજ—કરવું જોઇએજ. પરંતુ જે વિષયનું શિક્ષણ આપવાનું છે તે પોતે છોકરાંને બરાબર સમજાવી શકયા

છે કે કેમ એટલું જોવા માટેજ પરીક્ષક તરીકે કામ કરવાનું છે. એક વખત બરાબર શીખવ્યા સમજાવ્યા પછી, વખતે વખતે તે વિષય સંબંધે પ્રશ્નો પૂછવાના પ્રસંગો લઇ, તે વિષય યાદ રહ્યો છે કે કેમ એ પણ જોતા રહેવાનું શિક્ષકનું કામ છે. આ કામ પરીક્ષક તરીકેનું કહી શકાય. પરંતુ સમજાવતાં અને શીખવતાં છોકરાંઓને વચમાં પૂછતા જઈ તેમની સમજની પરીક્ષા કરવી, અને એક વખત સમજાવ્યા શીખવ્યા પછી તે યાદ રહ્યું છે કે કેમ એ પરીક્ષા કરવી એ બે કામમાં તફાવત છે એ શિક્ષકે બરાબર સમજવું જોઈએ. પરીક્ષક તો માત્ર તપાસ કરે છે, શીખવતા નથી. આપણા કહેવાતા શિક્ષકો હમણાં માત્ર પરીક્ષાજ કરે છે. એટલે આગ્રહપૂર્વક આ પહેલી સૂચના આપવાની જરૂર જણાય છે કે, દરેક શિક્ષકે ધ્યાનમાં રાખવાનું છે કે પોતે પરીક્ષક નથી, પણ શિક્ષક છે.

વધારે સ્પુટ કરવા એકાદ ઉદાહરણ લઇએ. બાળવર્ગમાં પદાર્થપાઠ શીખવવાના હોય ત્યારે શિક્ષક છોકરાં સાથે કશી વાતચીત કરે નહિં; જે પદાર્થ વિષે પાઠ આપવાનો હોય તે વિષે પોતે કાંઇપણ નહિં કહેતાં છોકરાંઓને કંટાળો આવે ત્યાં સુધી પૂછપૂછ કરે, અને ન આવડે તેને ધમકાવે, એવું ઘણીવાર જોવામાં આવે છે. ગાયનો પાઠ હોય તો શિક્ષક માત્ર એમજ સમજે છે કે ગાય વિષે સવાલો પૂછીએ એટલે કામ કર્યું કહેવાય. ખરો શિક્ષક થોડા ઘણા સવાલ કરી છોકરાને કેટલું જ્ઞાન છે તે જાણી લઈ, પછી આખા વર્ગને—વર્ગના દરેકે દરેક છોકરાને

આવડી જાય તેવી રીતે—ગામ સંબંધે વાત કરી તે વિષે શિક્ષણ આપે છે, અને પછી પાછો, છોકરાંને શું અને કેટલું યાદ રહ્યું, તે સવાલો પૂછી જાણી લઇ, ન યાદ રહી હોય, ન સમજ્યા હોય, તેવી હકીકત ફરીથી શીખવે છે.

વાંચન શીખવવાનું હોય, તો શિક્ષક ભાગ્યેજ નમુના રૂપ વાંચન સંભળાવે છે; માત્ર છોકરાને નવો પાઠ આપે છે. તે પણ હુકમ કરે છે કે કાલે ફલાણો પાઠ કરી લાવજો—વાંચી લાવજો. બહુ કાળજીવાળો શિક્ષક હશે તો પાંચવાર કે દશવાર વાંચી લાવવાનો હુકમ આપશે. બીજે દહાડે છોકરાંને વંચાવશે—અને છોકરાં ભૂલ કરશે તો સુધારવાની લેશ પણ દરકાર કર્યા વિના, જે સારૂં વાંચશે તેને વધારે દોકડા આપશે. ખરાબ વાંચનારને ઠપકો કે વખતે માર આપશે. વારંવાર ફરી ફરી થયાથી વર્ષને અંતે થોડા છોકરા ઠીક કામ બતાવી શકે છે, પણ તેમાં શિક્ષકે શીખવ્યું છે માટે એવું પરિણામ છે એમ માનવાને કશું કારણ નથી હોતું. વારંવાર થયા કરવાને લીધે, હમ્મેશના પરીક્ષક તરીકે કામ કરનારા શિક્ષકના ત્રાસને લીધે જે કાંઈ કામ થાય તે થાય—ન થાય તેનો દોષ છોકરાંની કમ આવડત, ગેરહાજરી વગેરે ઉપર પડે.

ઇતિહાસમાં તો વળી અજબજ રીત હોય છે. એક પાનું કે બે પાનાં આપવામાં આવે—આપવામાં આવે એટલે શિક્ષક સમજાવે એમ નહિં—બહુ સારો શિક્ષક ચોપડી વાંચતો જાય અને બે ત્રણ વાકયે 'સમજ્યા' એમ બોલતો જાય. પછીને વારે શિક્ષક ચોપડી લઇને બેસે—અગર

મોનીટરને પણ તે કામ સોંપે-અને છોકરાં એક પછી એક ચોપડીમાં લખ્યું હોય તે પ્રમાણે બોલતાં જાય. જો જરા સરખી ભૂલ કરે તો નંબર જાય, ઠપકો મળે, માર પણ પડે. ઇતિહાસ માટે કહી તેવીજ પદ્ધતિ આરોગ્ય વિદ્યા, ભૂગોળ, વગેરેમાં-અરે ગણિતમાં પણ અમુક દાખલા મોઢે કરે, અને તેટલાજ આવડે ! આવું આવું થોડા વર્ષો પહેલાંજ ચાલતું હતું.

આ પદ્ધતિ શિક્ષણની તો નથી, પણ પરીક્ષણની પણ ન કહેવાય, અને આવું કામ કરનાર શિક્ષક તો નથી. અને પરીક્ષક પણ નથી, ત્યારે શું છે તે કોણ કહી શકે ?

ત્યારે, પહેલી સૂચના આપવાની તે એ કે શિક્ષકે બરાબર સમજવું કે પોતે શિક્ષક-શીખવનાર છે; નવું કહેવાનું હોય તે થોડે થોડે, છોકરાંઓને રસ પડે તેવી રીતે, છોકરાંને આવડતું હોય તેના પર પાયો ચણીને, એવી રીતે કહેવું કે છોકરાં સમજે; સમજવા સાથે છોકરાં યાદ રાખે છે કે કેમ એ પણ જોતા જવું-તેટલા માટે વચમાં વચમાં પ્રશ્ન પૂછતા જવું; સમજાવવાની અને પ્રશ્નો પૂછી યાદ રહ્યું છે કે કેમ એ જાણી, બરાબર યાદ રહે ત્યાં સુધી ફરી ફરી સમજાવ્યા કરવાની કાળજી રાખનાર શિક્ષકજ ખરો શિક્ષક છે એમ સમજવું.

શિક્ષકે જેમ એક તરફથી પરીક્ષકજ ન રહેવું, તેમ બીજી તરફથી ભાષણ કર્તા-વ્યાખ્યાન કર્તા પણ બની ન જવું જોઇએ. ઘણા શિક્ષકોને એવી ટેવ હોય છે કે છોકરાંને પોતે ભાષણજ આપ્યા કરે. પોતે બોલ બોલ કર્યા કરી;

દરેક નવી વાત છોકાંને કહી દે; છોકરાંને એક પ્રશ્ન સરખો ન પૂછે; છોકરાંને વાતચીત કરવા પ્રસંગ ન આપે; છોકરાં શું સમજ્યાં, કે તેમને કેટલું યાદ રહ્યું એ તપાસ કરવા એક ક્ષણ પણ ધીરજ ન ધરે, પણ બોલ બોલ કરી વ્યાખ્યાનજ આપ્યે જાય. આ પદ્ધતિ પ્રાથમિક નિશાળો માટે તો વખોડવા લાયકજ ગણવા જેવી છે.

જેમ એક તરફથી પરીક્ષક જ ન રહેવું, તેમ બીજી તરફથી વ્યાખ્યાનકર્તા પણ બની ન જવું. શિક્ષક ખરો શિક્ષક ત્યારેજ કહેવાય કે જ્યારે તે શીખવનાર તરીકે પરીક્ષકના અને વ્યાખ્યાન કરનારના સઘળા ગુણો પ્રાપ્ત કરી, એકજ લક્ષ્ય રાખે અને તે એ કે છોકરાંને જે કાંઈ કહેવામાં આવે તે છોકરાં બરાબર સમજે અને યાદ રાખે તેવું ધ્યાન રાખે. સારા શિક્ષક બનવાની ઉત્કંઠા રાખનારે આ લક્ષ્ય લક્ષમાં રાખવું જોઈએ.

## થોડી છૂટક સૂચના.

### ૨

### સારી ટેવો.

કેળવણી આપવી એટલે સારી ટેવો પડાવવી એ એક સર્વમાન્ય સૂત્ર છે. જીંદગી ટેવોનીજ બનેલી છે; જીંદગીનાં ઝીણાં મોટાં કાર્યો ટેવોથી થયાં જાય છે-જેમ જેની ટેવો સારી અને વખાણવાલાયક તેમ તેની કેળવણી પણ તેવી ગણાય છે. ટેવો એ માનસિક સ્થિતિનું બાહ્ય, દૃષ્ટિગોચર બનતું, સ્વરૂપ છે; શિક્ષકે પોતાના શિષ્યને સારા વિચાર

આપવાથી સંતોષ માનવાનો નથી-તેને સારી ટેવો પડાવવી એજ તેણે પોતાનું કર્તવ્ય માનવાનું છે. જ્યાંસુધી સારી ટેવો પડી ગઈ નથી, ત્યાંસુધી જ્ઞાન માત્ર પુસ્તકિયા અને અને ગોખણિયાજ રહેવાનું.

લખવામાં સ્વચ્છ, સારા, પ્રમાણસર અક્ષર લખાવવાની ટેવ કેટલી લાભકારક થઇ પડે છે એ વગર વિવેચને સમજી શકાય તેવું છે.

પહેરવા ઓઢવામાં સારી ટેવ એક ઉત્તમ સદ્‌ગુણ મનાય છે. જે છોકરાનાં ઓરિયાં બીડેલાં ન હોય, ટોપી ગમે તેમ મૂકેલી હોય, ધોતલીનો કશો ઢંગધડો ન હોય તે-છોકરાના શિક્ષકને માટે આપણે શું ધારીશું ? અલબત્ત, પહેરવેશનું ધ્યાન માબાપે રાખવાનું છે. પરંતુ છોકરૂં વર્ગમાં દાખલ થાય ત્યારથી તો શિક્ષક તેને માટે જવાબદાર બને છે; છોકરાંને સારી ટેવો પડાવવી એ શિક્ષકેજ પોતાની ફરજ માનવાની છે.

છોકરાંનાં હાથ મોં ઘણીવાર ગંદાં હોય છે, તોપણ શિક્ષક તો જાણે તેની દરકારજ કરતા નથી. જરાક કાળજી રાખ્યાથી, છોકરાંને વર્ગમાં બેસતાં પહેલાં હાથમોં ધોવાની ટેવ પડાવ્યાથી, વર્ગના દેખાવમાં ફેર પડશે એ તો જૂદી વાત, સારા દેખાવથી કામ કરવાની હોંસ વધશે એ પણ જૂદી વાત, પણ તેવા મહાવરાથી છોકરાંઓમાં સાફ અને સ્વચ્છ રહેવાની ટેવ પડશે એ મોટામાં મોટો લાભ સમજવાનો છે.

બેસવા ઉઠવામાં, બોલવા ચાલવામાં, વાચવા લખવામાં અને એવી દરેક દરેક બાબતમાં સારી ટેવો પડાવવી એ શિક્ષકે પોતાની પ્રથમ અને ઉત્તમોત્તમ ફરજ સમજવાની છે; પણ આવી બહારની ટેવોથીજ અટકી જવાનું નથી. બહારની સારી ટેવોથી રીતભાત સારી દેખાય છે, પરંતુ સમગ્ર માણસને કેળવવા માટે માનસિક ગુણો સિવાય ચાલેજ નહિં. નિડરપણે સાચું બોલવું, માંદા કે નબળાને મદદ કરવી, આખા વર્ગનું કામ તે પોતાનું કામ સમજવું, આખી શાળાની આબરૂમાં પોતાનો ભાગ છે એમ માનવું અને એમ વધતાં વધતાં સ્વદેશપ્રીતિ, પ્રભુભક્તિના સદ્દગુણોને વિકસાવવા માટે જે જે સારી ટેવો જોઈએ, જે મનોબળ જોઈએ, તે આપવું એ કાંઇ ઓછા મહત્ત્વની ફરજ નથી. આ બધાંની શરૂઆત પ્રારંભથીજ થઇ શકે છે. સારી રીતે શરૂ થયેલું કામ સહેલાઈથી પૂરૂં થઇ શકે છે. એટલુંજ નહિં પણ કામ માત્રના જયાજયનો આધાર તેના પ્રારંભના ઉપર બહુજ રહેલો છે. છોકરાં પર પ્રારંભનું કામ કરનારા તો શિક્ષકેજ છે અને તેથી આખા જીવનનો, આખા દેશનો, સમગ્ર આધાર શિક્ષકો પર છે એમ વારંવાર કહેવામાં આવે છે તેને અત્યુક્તિ માનનાર ખરી સમજ ધરાવતો નથી એમ હિમ્મતથી કહી શકાશે. આ બધાં પરિણામ લાવવા માટે છોકરાંની આચારની ટેવો અને વિચારની સ્થિતિ સુધારવા માટે, જરૂરનું છે કે નાનપણમાંથીજ છોકરાંને સારી ટેવો પડાવવી. કોઇ પણ કાર્ય, જરા પણ ખરાબ રીતે, કે ઉતાવળથી, કે

ગંદુ, કે અથોક્સ, કે ઉપર ઉપરનું નહિં સ્વીકારવાનો આગ્રહ રાખી, દરેક બાબતમાં સારી ટેવો પડે એ પર ધ્યાન રાખવામાં આવશે તો ધારેલાં ફળ મેળવવામાં બહુ મુશ્કેલી નડશે નહિં. હા, શરૂઆતમાં કંટાળો આવી જાય તેટલો બધો ત્રાસ પડશે, ફળ કદી મળશે નહિં એવી નિરાશા થશે, પણ હિમ્મતથી અને આગ્રહથી મંડયા રહેનાર વિજયી થશેજ થશે, અને પછી તેને જણાશે કે પ્રારંભની મહેનતથી ભવિષ્યમાં કેટલું સારૂં કામ થઈ શકે છે. છોકરાં-ઓને સારી ટેવ પાડતાં મુશ્કેલી પડશે, પણ એક વાર બધાં છોકરાંને ટેવ પડી એટલે નવાં આવનારાં પણ તે જોઈ જોઇને સારી ટેવોજ મેળવતાં જશે. સારા સંસ્કારનું વાતાવરણ તૈયાર થયું એટલે પછી શ્રમનો ઘણો ભાગ ઓછો થઇ જવાનોજ.

ફરીથી આગ્રહપૂર્વક કહેવાનું એટલુંજ કે શિષ્યમાંથી કોઇને કોઈ પણ જાતની ખરાબ ટેવ ટકવા ન દો, હોય તે તે દૂર કરવા કાળજાતોડ મહેનત કરો, નવી સારી ટેવો પડાવોઃ હાલતાં ચાલતાં કચરો નાખવો, અહીં તહિં થુંકવું, દફતરમાં ચોપડાં ગમે તેમ ખોસવાં, ચોપડીઓનો ગમે તેવો ઉપયોગ કરવો, કપડાં લતાંમાં કાળજીની ખામી રાખવી, ગંદકી વિષે કાંઇ ભાન ન રાખવું, બોલવા લખવામાં ગડ-બડીઆ રહેવું, કારણ વગર લડાલડી કરવી, વાત વાતમાં જૂઠું કહેવું, વગેરે અપલક્ષણો દૂર કરવા માટે શિક્ષકોએજ ધર્મયુદ્ધ કરવાની જરૂર છે. શિક્ષકો સારી ટેવ પડાવવાનો આગ્રહ રાખશે તો અવશ્ય વિજય મળશેજ. દરેક નાનામાં નાની બાબતમાં પણ સારી ટેવો પડાવવાની કાળજી રાખવી એ શિક્ષકે પવિત્ર ફરજ માનવાની છે.

## ૩

## પાત્રની પિછાન.

શિક્ષકને જે છોકરાં સાથે કામ કરવાનું છે તે છોકરાં સંબંધે પુષ્કળ જ્ઞાન હોવું એ દરેક શિક્ષકને માટે આવશ્યક છે. છોકરાંનાં મન ઉપર કેવી રીતે અસર કરી શકાય છે, તેમની મગજની શકિતઓ કેવી હોય છે, અને તે કેમ વિકાસ પામે છે, તેમાં કુદ્રતનું કામ કેટલું છે અને તે ઉપર શિક્ષક કેવા સંસ્કાર પાડી શકે છે વગેરે સમજવું એ માનસશાસ્ત્રનો વિષય છે. માનસશાસ્ત્રનો અભ્યાસ દરેક શિક્ષકને આવશ્યકજ છે, અને સુધરેલા દેશોમાં તે શાસ્ત્ર ન જાણતો હોય તેવાને શિક્ષક તરીકે લાયક ગણવામાં આવતો નથી. આપણે ત્યાં પણ તેવોજ નિયમ હોવાની જરૂર છે. પરંતુ તેવું ન બની શકે ત્યાંસુધી આવી છૂટક સૂચનાથીજ સંતોષ માનવો પડે છે. આ સૂચનામાં ખાસ લક્ષ એક વાત ઉપરજ દોરવાનું છે. શિક્ષકો પાઠ આપતાં અને શીખવતાં જૂદાં જૂદાં છોકરાંની તાકાતની ભિન્નતાનો વિચાર સરખો કરતા નથી, અને તેથી ઘણીવાર નિરાશ થવાના પ્રસંગ બની આવે છે.

છોકરાંને શીખવામાં ત્રણ શક્તિની મદદ મળે છે. સમજશકિત, સ્મૃતિ શકિત, કલ્પના શકિત. કેટલાંક છોકરાં એવાં ચપળ હોય છે કે જે કાંઈ કહેવામાં આવે તે એકદમ સમજી જાય. જેમની સમજશકિત તીવ્ર હોય તે તુર્ત સમજી જાય; તે સમજી ગયા હોય તે ઉપરથી આખો વર્ગ સમજી

ગયો એવી ભૂલ ઘણી વાર શિક્ષક કરી દે છે. આ ભૂલનું પરિણામ શિક્ષકનેજ સહન કરવું પડે છે. ફરી પૂછતાં ઘણા કશું નથી સમજ્યા એવું જાણવામાં આવે છે; એટલે કાં તો ગુસ્સે થાય છે અને કાં તો નિરાશ થાય છે—ખરી લાગણી તો પસ્તાવાનીજ થવી જોઈએ; કારણ કે, પોતે બધાની સમજ પર ધ્યાન આપ્યું નહોતું—પોતે પોતાનાં પાત્રની પૂરતી પિછાન કરી ન હતી.

છોકરાં બરાબર સમજ્યાં છે કે નહિં એ જોવામાં પણ શિક્ષક ઘણી વાર ભૂલ કરે છે. બાળકોને જે પૂછો તેની હા એ હા કરવાની ટેવ હોય છે. ઘણીવાર કશુંજ નહિં સમજેલાં બાળકો, બીજા હા પાડે એટલે પોતે પણ હા પાડી દે છે અને ક્યાં બાળક બરાબર સમજ્યાં છે અને ક્યાં નથી સમજ્યાં એ તપાસ નહિં કરનારો શિક્ષક પોતાના કામને સંગીન બનાવી શકતો નથી.

પહેલી વાત ત્યારે, છોકરાંની સમજશક્તિ કેવી છે તે જાણી જૂદી જૂદી સમજ શકિતવાળાં માટે જૂદી જૂદી રીતે યોગ્ય શ્રમ લેવો અને પોતે સમજાવતા હોય તે બધાં છોકરાં સમજ્યાં છે કે કેમ તેની ખાતરી કરી, બધાં સમજે ત્યારેજ સંતોષ માનવો.

છોકરાંઓની સ્મૃતિ શકિત-યાદદાસ્ત—બહુ વિસ્મયકારક હોય છે. તેમાં પણ શકિતભેદ તો હોય છેજ. કેટલાંક છોકરાંને એક વખત કરેલી વાત તુર્તજ યાદ રહી જાય છે, તો કેટલાંકને પાંચ પચીશવાર કહેવા છતાં પણ યાદ રહેતી

નથી. જેમ સમજ શકિત વિષે પોતાનાં પાત્રની પિછાન મેળવી કામ કરવાનું કહેવામાં આવ્યું છે તેમજ સ્મૃતિ શકિત વિષે પણ કરવાનું છે. બે ચારને યાદ રહ્યું તેથી બધાને યાદ રહી ગયું એવી ભૂલ કરનાર શિક્ષક પોતાનું કામ સંગીન રીતે વધારી શકતો નથી.

કેટલાંક છોકરાં એવાં હોય છે કે તેમની સ્મૃતિશકિત ઘણીજ તીવ્ર હોવાથી શિક્ષક જે બોલે તેનો બરોબર અનુવાદ કરી શકે છે, પણ અનુવાદ બરાબર હોવા છતાં તે કશુંય સમજેલાં માલુમ પડતાં નથી. આવા અનુવાદથી છેતરાવાના પ્રસંગ નાના બાળકના શિક્ષકને ઘણા બની જાય છે.

કેટલાંક છોકરાં વળી એવાં હોય છે કે સમજી જાય તુર્ત, પણ યાદજ રાખી શકે નહિં. સમજશકિત સારી હોવા છતાં ધારકશકિત બરાબર નહિં હોવાને લીધે તેઓ સમજેલું તુર્તજ ભૂલી જાય છે. આવાં છોકરાંને ન ઓળખવાને લીધે શિક્ષક વારંવાર સમજાવ સમજાવ કરે તો તેઓ કંટાળી જાય છે, અને પરિણામ એ આવે છે કે છોકરાં અને શિક્ષક બંનેનો વખત અને શ્રમ નકામાં જાય છે. એવાં છોકરાંને તેમનો રસ ચાલુ રહે તેવી યુકિતથી, નવું નવુંજ થાય છે એવું ભાન આપતા રહી, તેની તે બાબત જૂદી જૂદી રીતે ગોખાવવી એજ કરવાનું હોય છે. કેટલાંક બાળક વળી એવાં હોય છે કે સમજાવતી વખતે બરાબર સમજી જાય, તેને તે વખતે બરાબર બોલી જાય, પણ બીજે દહાડે પૂછો તો જાણે કાંઈજ સંસ્કાર પડયા ન હોય

તેવું લાગે. આવાં છોકરાંને આગલા વખતના કશાજ સંસ્કાર નથી પડયા એમ નહિં; સંસ્કાર તે વખતે પડેલા હોય પણ તે સંસ્કાર ટકી રહેલા હોતા નથી. તેથી બીજી વખત તો જરાકજ સમજાવવાથી બધું તાજું થઈ જાય છે, અને ફરી યાદ રખાવવાથી સંસ્કાર વધારે ટકાઉ બને છે.

કેટલાંક છોકરાંની કલ્પનાશકિત એવી તેજદાર હોય છે કે અરધું સમજાવ્યું હોય ત્યાં તો બધુંજ સમજી જાય. સમજવામાં ઘણી વાર તેઓ ગોટાળો કરી દે છે અને જો શિક્ષક કાળજી ન રાખે તો સારી શકિતવાળાં છોકરાં પણ તદ્દન ખરાબ કામ બતાવે છે. છોકરાંની કલ્પના શકિતને દાબી ન દેતાં, તેને જો સન્માર્ગે દોરવાનો પ્રયત્ન કરવામાં આવે તો છોકરાંનો ઉત્સાહ વધે છે, જ્ઞાન વધારે આનંદ આપનારૂં બને છે, શકિતઓનો વિકાસ બહુ ત્વરાથી અને સંતોષકારક રીતે થાય છે. દરેકેદરેક છોકરાંની કોઈ કોઈ ખાસીયત જૂદી જૂદી પ્રતિની હોય છે–પણ તે વૈવિધ્ય શિક્ષકને નડતરરૂપ થતું નથી–જો કાબેલ શિક્ષક હોય તો તે એનો બહુ સારો લાભ લઈ શકે છે અને બધાંને કળાથી સમજે છે અને સમજાવે છે.

સમજશકિત અને સ્મૃતિશકિતની જૂદી જૂદી કોટિનાં બાળકો પારખી કાઢી, પોતાનાં પાત્રની સારી પિછાન મેળવીને, યથાયોગ્ય કામ કરવું એ શિક્ષકને માટે જરૂરનું છે–તેમ નહિં કરવાથી શિક્ષકની ભૂલ થવાનો ઘણો સંભવ છે. તેવો સંભવ જેટલા પ્રમાણમાં ઓછો હશે તેટલા પ્રમાણમાં

શિક્ષકનાં કામમાં વિજય વધારે મળશે એ ધ્યાનમાં લઈ, દરેક શિક્ષકે પોતાની પાસે આવનારાં છોકરાંની તાકાત બરાબર પારખી કાઢી, પાત્રની પિછાન મેળવી યથાયોગ્ય કામ કરવું. જેમ શિક્ષણ માટે પાત્રની પિછાન જરૂરની છે, તેમ વ્યવસ્થા અને સારી રીતભાત અને ચાલચલણ માટે પણ પાત્રની પિછાન આવશ્યક છે. પોતાનાં છોકરાંની વૃત્તિ અને પ્રકૃતિ નહિં જાણવાને લીધે ઘણા શિક્ષકો નિંદ્ય ભૂલો કરે છે. અમુક કામ નહિં કરવા માટે તેમ થયાનું કારણ જાણવું, નહિં કરનારની વૃત્તિ અને પ્રકૃતિ જાણવાં, એ જરૂરનુંજ છે. આડાઈ કે હુકમનો અનાદર કરવાની ચોકકસ વૃત્તિથીજ નહિં થયેલાં કામ માટે જે ઉપાય લેવા જોઇએ તેના કરતાં ભૂલ બેદરકારી, કે રમતિયાળ સ્વભાવને લીધે કામ નહિં કરવા માટે લેવાના ઉપાય ઘણી જૂદીજ જાતના હોવા જોઇએ એ સહુજ સમજી શકાય તેવી વાત છે. પણ ઘણી વાર આપણા જોવામાં આવે છે કે કામ નહિં કરનારાં બધાં છોકરાંને એકજ જાતનો દંડ દેવામાં આવે છે, અને પાત્રની વૃત્તિ પ્રકૃતિની ભિન્નતા તરફ દુર્લક્ષ રાખવાથી શિક્ષક ન્યાયી અને યોગ્ય આચરણવાળા બની શકતા નથી. નાના બાળકો દલીલથી કે બુદ્ધિથી ન સમજનારાં, ન સમજાવનારાં નાનાં બાળકો પણ—આવી જાતના અન્યાય સ્વાભાવિક પ્રેરણાથી સમજી શકે છે, અને તેનાં પરિણામ અનિષ્ટ આવે એ સર્વથા સંભવિત છે. આવા પ્રસંગો ન આવે તેટલા માટે જરૂરનું છે કે દરેક શિક્ષકે પોતાનાં પાત્ર વિષે બને તેટલી પૂરતી પિછાન મેળવવા માટે બને તેટલા પ્રયત્નો કરવાજ જોઇએ.

# ૪

## સંખ્યા-હાજરી.

શિક્ષકના કામનો ઘણો આધાર મુખ્યત્વે કરીને બે બાબત પર છે. એક વિદ્યાર્થીઓની હાજરી અને બીજી વિદ્યાર્થીઓનું શીખવાતા વિષયમાં ધ્યાન. હાજરી ઉપર જેમ કામના પરિણામનો આધાર છે, તેમ સંખ્યા ઉપર કામના વિસ્તારનો આધાર છે. એક ગામમાં પચાસ છોકરાં નિશાળમાં આવી શકે તેવાં હોય તેમાંથી જો માત્ર પચીશ જ દાખલ થયાં હોય તો શિક્ષકનો લાભ તે ગામને અર્ધો જ મળે છે એમ કહેવાય. જે શિક્ષકે પચાસને ભણાવવા જોઇએ તે શિક્ષક માત્ર અર્ધા ભાગનેજ ભણાવે છે અને તેથી તેનો પૂરો લાભ ગામને મળતો નથી, શિક્ષક પોતે પોતાની ઉપયોગિતા અર્ધી કરી નાખે છે, ગામ અને દેશને જેટલો લાભ કરવો જોઇએ તેથી અર્ધોજ લાભ આપે છે એ સહેલાઈથી સમજી શકાય તેવી વાત છે.

પગારનો રિવાજ થયા પછી શિક્ષકવર્ગ એવીજ સમજ ધરાવે છે કે શિક્ષકનું કામ તો નિશાળમાં આવે તેટલાં છોકરાંને ભણાવવાનું જ છે. સરકાર કાંઇ ઘેરઘેર જવાનો કે ઉપદેશ આપવાનો પગાર આપતા નથી, માત્ર ભણાવવાનોજ આપે છે. આવા વિચારને દૃઢ કરીને શિક્ષકો સંખ્યા પર કાળજી રાખતા નથી.

આ વિચાર ગેરવાજબી છે એટલુંજ નહિં પણ

માણસના મનને હલકું કરનારો, ફરજની સમજથી દૂર કરનારો અને શિક્ષકનો પોતાનો, દેશનો, રાજ્યનો, અને પ્રભુનો દ્રોહ કરનારો છે એમ સમજવું જોઈએ. પ્રભુએ માણસ માત્રને પોતાની તાકાત સંપૂર્ણપણે અને ઉત્તમપણે બજાવવાને સરજાવેલો છે, અને તે તાકાતને નિરૂપયોગી રહેવા દેવી એ પ્રભુનો દ્રોહ કર્યા બરાબર છે. પ્રભુની ઈચ્છા અને પ્રભુનો આદેશ ઉંધાં વાળનાર વર્તનને પ્રભુનો દ્રોહ કરનાર જ કહી શકાશે. જે રાજ્ય પગાર આપે છે તે રાજ્ય ઈચ્છે છે કે દરેક પગારદારે પોતાથી બનતી બધી કાળજી રાખવીજ જોઇએ. તેમ નહિં કરનાર પગાર હરામનો ખાય છે અને તેથી તેને નિમકહરામી રાજ્યનો દ્રોહીજ, ગણવો જોઇએ. રાજ્ય જે પગાર આપે છે તે દેશના ઉત્પન્નમાંથી આપે છે. દેશના ઉત્પન્નમાંથી પોતાની આજીવિકા મેળવનાર જો દેશને પોતાની સકળ તાકાતનો લાભ આપવામાં આળસુ કે કંજુસ રહે તો તે દેશનો પણ દ્રોહજ કરે છે. દેશ એમ ઇચ્છે છે કે તેના અન્ન જળ તથા ભૂમિ વાયુથી જે જીવો પોષાય છે તે બધાએ સર્વ શક્તિનો ઉપયોગ પ્રમાણિકપણેજ દેશની સેવામાં કરવો જોઇએ. એમ ન કરનાર દેશ દ્રોહી બને છે. પ્રભુદ્રોહી, રાજ્યદ્રોહી, અને દેશદ્રોહી બનનાર મોટામાં મોટો આત્મદ્રોહી ગણવોજ જોઇએ. જેને દેશની, રાજ્યની, અને પ્રભુની ઈચ્છા પણ માન્ય નથી તે આત્માનું શું કલ્યાણ કરી શકે ?

આ દોષોની સમજ ધરાવનાર મનુષ્ય સ્વીકારી શકશે કે એવા દોષવાળો કદાડે કદાડે ઉન્નત કે ઉદાર બની શકતો

નથી, પણ પતિત અને સ્વાર્થાંધજ બનતો જાય છે. જે શિક્ષક પોતે સ્વીકારેલા કાર્યને સંપૂર્ણ જવાબદારીથી, અખૂટ ઉત્સાહથી, અને અનવરત શ્રમથી બજાવતો નથી તે શિક્ષક શિક્ષકના ધંધાને લાયક નથી. પચાસ છોકરાં થઈ શકે તેવી નિશાળમાં પચીસથી સંતોષ માની બેસનાર શિક્ષક ઉક્ત પ્રતિના દોષોમાં બૂડેલો પડયો સમજવો. પોતાના ગામમાં કે મોટા શહેરમાં પોતાના લત્તામાં, જેટલાં છોકરાં નિશાળમાં આવી શકે તેટલાં બધાંને નિશાળમાં લાવવાની મહેનત નહિં કરનાર શિક્ષક સંખ્યા માટે બેદરકાર છે, અને આત્મદ્રોહી, દેશદ્રોહી, રાજ્યદ્રોહી અને પ્રભુદ્રોહી બને છે.

કેટલાક શિક્ષકો એમ સમજે છે કે સરકારી શિક્ષકનું તે કામ નથી, તે તો ખાનગી શિક્ષકનું કામ છે. કારણ, શિક્ષક કાંઈ લોકોનો નોકર નથી. આવી દલીલ કરનાર શિક્ષક સરકારનો અર્થજ સમજતો નથી એમ કહેવું જોઈએ. સરકાર કે રાજ્ય એટલે શું? સરકાર અને રાજ્ય નાણું ક્યાંથી લાવે છે? શું દેશની બહારથી, દેશના લોકોની મદદ વિના, દેશથી અલગ રહીને લાવે છે? સરકાર અને રાજ્ય લોકોનાં નાણુંથીજ પોષાય છે. લોકોમાં સંપ અને વ્યવસ્થા રહે, લોકો પરસ્પરના લાભ સાચવીને રહી શકે, લોકો પર સમાન દેખરેખ રહે માટે જ સરકાર અને રાજ્ય સ્થપાયેલાં છે, અને તે લોકોથી ભિન્ન કલ્પી શકાય જ નહિં. સરકાર જે પગાર આપે છે તે લોકો તરફથીજ આપે છે અને તેથી સરકારના નોકર તે અવશ્યે લોકોના નોકરજ છે. ખાનગી શિક્ષક માત્ર

પોતાને પગાર આપનારને જવાબદાર બને છે, પણ સરકારી શિક્ષક તો લોકોને તેમજ લોકો તરફથી સંભાળ રાખનાર સરકારને બંનેને જવાબદાર બને છે, માટે સંખ્યા વધારવી એ સરકારી શિક્ષકની ફરજ જ છે એમ દરેક શિક્ષકે સમજવું જોઇએ.

સંખ્યા માટે જેમ શિક્ષકની કાળજી આવશ્યક છે તેમજ અને તેથી વધારે પ્રમાણમાં, હાજરી માટે કાળજી જરૂરની છે. વર્ગમાં દાખલ થયેલાં છોકરા અવારનવાર ગેરહાજર રહ્યા કરે, તો શિક્ષકનું કામ થાળે પડતું નથી, ઊંચું આવતું નથી. એક પાઠ થયો હોય ત્યારે થોડાં ગેરહાજર, અને બીજો પાઠ થયો હોય ત્યારે બીજાં ગેરહાજર હોય, તો બંને પાઠ ફરીથી કરવાનાજ રહે. આમ છોકરાંઓની ગેરહાજરીથી શિક્ષકના કામમાં ઘણાં વિઘ્નો આવ્યા કરે. નિયમિત હાજરીથી જેવું કામ થાય તેવું અનિયમિત હાજરીથી ન થઇ શકે એ તો સઘળા શિક્ષક અનુભવી શકયા હોય છે; છતાં હાજરી માટે જોઇએ તેવી કાળજી ઘણા થોડા શિક્ષકો રાખે છે. શિક્ષકની કાળજીથી ફળ મળતું નથી એ માન્યતા ઘણે ભાગે નિરૂત્સાહી અને મંદ પ્રકૃતિના શિક્ષક-નીજહોય છે. નાનાં બાળકો પર માબાપ કરતાં પણ શિક્ષકોનો કાબુ વધારે હોય છે. માબાપ કહે તેની દરકાર નહિં કરનારાં છોકરાં પણ શિક્ષકની ઇચ્છાને સરળતાથી તાબે થાય છે. છોકરાંઓ શિક્ષકના બોલને બ્રહ્મવાકય માને છે અને નાનાં હૃદયો શિક્ષકો માટે સંપૂર્ણ અધીનભાવ જ ધરાવે છે. આ વસ્તુસ્થિતિ કાલ્પનિક નથી;–સત્ય છે, અનુભવાયેલી છે, અને દરેક શિક્ષક તેનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવી શકે તેવી છે,

માત્ર શિક્ષકજ છોકરાં તરફ સદ્‌ભાવ રાખે, તેમના તરફ પ્રીતિપૂર્વક વર્તન રાખે, તેમને ઉત્સાહ આપી નિયમિત રહેવા સમજ આપે, તેમની સાથે વાતચીતમાં ભળી તેઓ શા માટે ગેરહાજર રહે છે તે જાણી તેમને સન્માર્ગનું વલણ આપવા કાળજી રાખે–શિક્ષક માત્ર ધારે, તો અવશ્ય હાજરી સુધારી શકે. માત્ર માંદગી કે બહારગામ જવાના કારણ સિવાય ભાગ્યેજ કોઈ છોકરૂં ગેરહાજર રહેશે. પણ તેવી સ્થિતિ માટે શિક્ષકનું હૃદય છોકરાં તરફ માયા ભાવથી વહેવું જોઇએ, શિક્ષકને પોતાના કામ માટે દૃઢ અનુરાગ જોઈએ, શિક્ષકમાં ઉત્સાહ, ઉદ્યમ અને ઉમંગ અખૂટ હોવાં જોઇએ. નિશાળની સંખ્યા અને હાજરીનો સઘળો આધાર શિક્ષક ઉપર છે એ આ લખનારે તો અનેક વાર ખાતરી કરી છે, અનુભવથી જાણ્યું છે. अ નિશાળમાં क શિક્ષક હતા ત્યારે સંખ્યા ૫૦–૬૦ કે ૭૦ માંડમાંડ રહેતી અને હાજરી ૨૦–૨૫ કે બહુ ત્યારે ૩૦ થતી. કાંઇ પણ સમજાવટથી સુધારો દેખાયો નહિં. તેમાં ख શિક્ષકને મૂકયા કે ત્રણ માસમાં સંખ્યા ૧૦૦ થઈ, અને છ માસમાં તો તે લત્તામાં જેટલાં આવી શકે તેટલાં બધાં–લગભગ બધાં–૧૫૦ સંખ્યા થઇ ગઈ, અને હાજરી ૭૦, ૮૦ અને ૯૦ ટકા સુધી રહેવા લાગી ! क શિક્ષકની ब નિશાળમાં બદલી થઈ. ब નિશાળમાં સંખ્યા ૧૫૦ની અને હાજરી ૭૫–૭૭ ટકા હતી. कના ગયા પછી બે ત્રણ માસ થયા ત્યાં હાજરી ૬૦–૫૫–૫૦ ટકા થવા લાગી, અને સંખ્યા ૧૨૫–૧૦૦ અને તેથી પણ ઓછી ગઈ ! આટલું છતાં क શિક્ષક તો

ખાતરીથી માને છે કે પોતે બહુ મહેનત કરે છે, કાળજી રાખે છે, છતાં આ કારણ થયું, ને તે કારણ થયું-પેલો શિક્ષક છોકરાંને સમજાવીને ખેંચી જાય છે, અને આ શિક્ષક કામમાં આડે આવે છે! કારણ જોઇએ તો માત્ર શિક્ષકની કાળજી એ હૃદયના ઉત્સાહનો અભાવ. અંગ્રેજીમાં કહેવત છે કે 'શિક્ષકજ નિશાળ છે.' એટલે કે નિશાળની સંખ્યા, હાજરી, વ્યવસ્થા, કામ વગેરે બધાંનો આધાર શિક્ષક ઉપરજ છે. શિક્ષક ઉમંગી, તો નિશાળ ભરેલી; શિક્ષક માયાવાળો, તો છોકરાં મહેનતુ અને આનંદી; શિક્ષક તેજદાર, તો નિશાળ ઉજળી; શિક્ષકમાં આનંદ સંતોષ, તો નિશાળ હસતી અને કામમાં તૈયાર-તેથી ઉલટું શિક્ષક આળસુ, બેદરકાર નિમકહરામી વૃત્તિવાળો, અને હમ્મેશાં અસંતુષ્ટ અને બડબડાટ કરવાવાળો હશે, તો નિશાળ સંખ્યા અને હાજરીમાં કમી, આવનારાં છોકરાં કલેશભર્યા ચહેરાવાળાં, કામમાં અચોકકસ અને અપૂર્ણ અને નિશાળ કે શિક્ષકને માટે તદ્દન લાગણી વગરનાં માલમ પડશે. આવાં પરિણામ માટે શિક્ષકજ જવાબદાર છે. તેવાં પરિણામથી દૂર રહેવા ઇચ્છનારે શરૂઆતથીજ સંખ્યા અને હાજરી પર બહુ કાળજી અને ઉત્સાહ રાખવાની જરૂર છે. સંખ્યા અને હાજરી સંપૂર્ણ હોય એટલે શિક્ષકનાં કાર્યમાં પહેલું કામ તો બરાબર થયું એમ કહી શકાશે, માટે પોતાનાં કાર્યમાં વિજય ઇચ્છનારે આ પહેલી વાત માટે બહુ કાળજીવાળા થવું એ જરૂરનું છે.

## ૫
## ધ્યાન.

સંખ્યા અને હાજરી ઉપર શિક્ષકના કામની સફળતાનો જેટલો આધાર છે તેટલોજ આધાર છોકરાંઓને ધ્યાન રાખતાં કરવાની શિક્ષકની શક્તિ ઉપર પણ છે. સંખ્યા સારી હોય, હાજરી પણ સંતોષકારક હોય, છતાં, જો બધાં છોકરાંને પોતાના કહેવા પર ધ્યાન રાખવાની ટેવ શિક્ષક પાડી ન શક્યો હોય તો હાજરીના લાભ મળી શકતા નથી. શિક્ષકના વિજયનો આધાર છોકરાંઓને ધ્યાન રાખતાં કરવાની શક્તિ ઉપર છે એ હકીકત ઘણા શિક્ષકોના લક્ષમાં બરાબર જણાતી નથી, અને તેથીજ ઘણી વાર શિક્ષકો નિરાશ થાય છે અને પરિણામ સારૂં ન આવવા માટે છોકરાંની કમ તાકાત અને ઉપરી અધિકારીની યોગ્ય સ્થિતિની અણસમજને દોષ આપે છે. પોતે તો પુષ્કળ મહેનત કરી છે, છતાં છોકરાં શીખી શકયાં નહિં માટે છોકરાંનોજ દોષ છે એવી દલીલ કરનારા શિક્ષકોને ખાસ ભલામણ કરવામાં આવે છે કે જ્યારે જ્યારે પોતે કાંઈ શીખવતા હોય ત્યારે ત્યારે છોકરાંઓનું ધ્યાન છે કે કેમ એ બહુજ સંભાળ-પૂર્વક જોવું. આ પ્રમાણે ઝીણી તપાસ કરવામાં આવશે તો જણાશે કે આખા વર્ગમાંથી ભાગ્યેજ થોડો ભાગ બરાબર ધ્યાન આપનારો છે. છોકરાં ધ્યાન ન આપતાં હોય, છતાં શિક્ષક પોતાનું શીખવવાનું કામ કર્યે જાય, તો તે કામ તદ્દન નિષ્ફળ થાય, તેની મહેનત વૃથા જાય, અને સમય ગુમાવ્યો કહેવાય એ કાંઈ ન સમજાય તેવી વાત નથી.

શિક્ષકના કામનો આધાર અનેક બીજી મોટી બાબતો પર રહેલો છે, એ સ્વીકારતાં છતાં પણ મુખ્યત્વે કરીને ત્રણ બાબત એવી મહત્ત્વની ગણી શકાશે કે તેનાપર કાળજી રાખનાર શિક્ષક પોતાના કામમાં ઘણે ભાગે સાફલ્ય મેળવી શકશે. ૧ સંખ્યા અને હાજરી, ૨ છોકરાંઓને ધ્યાન રાખતાં કરવાની શકિત અને ૩ શિક્ષકની પોતાની શિક્ષણ પદ્ધતિ અને શીખવવાના વિષયનું જ્ઞાન.

શિક્ષકનું વિષયનું જ્ઞાન બહુ સારૂં હોય, છતાં પદ્ધતિ ન હોય, તો તે જ્ઞાનનો લાભ છોકરાઓને મળી શકતો નથી. જ્ઞાન સારૂં હોય, અને પદ્ધતિ પણ સારી હોય, છતાં જો છોકરાં બરાબર ધ્યાન રાખતાં ન હોય, તો તે જ્ઞાન અને તે પદ્ધતિ રણમાં પડેલી વૃષ્ટિના જેવાં વૃથા થાય છે. જ્ઞાન પદ્ધતિ હોય, અને છોકરાં ધ્યાન રાખતાં હોય, પણ હાજરી બહુ અનિયમિત હોય, તો કામ જેવું જોઈએ તેવું લાભકારક થશે નહિં. જ્ઞાન પદ્ધતિ હોય, છોકરાં ધ્યાન રાખતાં હોય, અને હાજરી સારી રહેતી હોય, પણ સંખ્યા બહુ ઓછી હોય, તો શિક્ષક જેટલો લાભ કરી શકે તેના પ્રમાણમાં ઓછો લાભ કરે છે, અને તેથી શિક્ષકની કેટલીક શકિત વૃથા વેડફાઇ ગઇ એવું જાણી શકાશે. આ વિચારો બરાબર સમજીને તેનું મનન કરવાથી શિક્ષક આપોઆપ સ્વીકારી શકશે કે પોતાને પ્રભુએ જે જે શકિત આપી છે તેનો સંપૂર્ણ લાભ મળે માટે સંખ્યા પર કાળજી રાખવી એ બહુજ જરૂરનું છે. સંખ્યા અને હાજરી સારાં રાખ્યા પછી બીજી વાત છોકરાંઓને ધ્યાન રાખતાં કરવાની છે.

છોકરાંઓ શિક્ષકના કહેવાપર ધ્યાન રાખે માટે પહેલું તો તેઓ શિક્ષક તરફ માયાથી આકર્ષાય તેવું થવું જોઈએ. શિક્ષક તરફ છોકરાંની જેટલી માયા હશે તેના પ્રમાણમાં, અને શિક્ષક છોકરાંનાં હૃદયને પોતાના તરફ ખેંચી શકશે તેના પ્રમાણમાં, છોકરાંની હાજરી અને છોકરાંનું ધ્યાન વધારે ઓછાં માલુમ પડશે.

છોકરાંને ધ્યાન રાખતાં કરવાં માટે બીજું કરવાનું તે એ કે જે વિષય ચાલતો કે ચાલવાનો હોય તે તરફ છોકરાંની વૃત્તિ દોડે તેવું કરવું જોઈએ. છોકરાંઓ જેમ બહુ ચંચળ વૃત્તિનાં હોય છે તેમજ બહુ સહેલાઈથી દોરી શકાય તેવાં હોય છે. નવું શીખવા જોવાનો છોકરાંનો મોહ એટલો બધો જબરો હોય છે કે રમતિયાળમાં રમતિયાળ છોકરૂં પણ નવું નવું શીખવા જોવા સોત્કંઠ બની જાય છે.

જેમ તદ્દન નવું શીખવા જોવા તરફ વૃત્તિ આકર્ષાય છે તેમજ તેઓ જાણતાં હોય તેવીજ બાબતમાંથી કાંઈ કાંઈ વધારે જાણી શકાય છે એવા ભાનથી પણ છોકરાંનાં ધ્યાનને સાંકળી રખાય છે. જાણીતી બાબત પરથી અજાણી બાબત પર જવાનું જે સૂત્ર શિક્ષણશાસ્ત્રમાં ઘણુંજ મહત્ત્વ ધરાવે છે તે છોકરાંઓની ઉપર કહેલી વૃત્તિને લીધેજ.

છોકરાંઓને ચાલતા વિષયમાં કાંઈ ભાગ લેવા દેવામાં આવે તો તેથી પણ તેમનું ધ્યાન કેન્દ્રિત રાખવામાં મદદ થાય છે.

આ બધી બાબતોની સાથે ખાસ લાભકારક થઈ પડે તેવો ગુણ તો—શિક્ષકની બોલવા ચાલવાની ટેવ, અને

શિક્ષકમાં રસને ઉત્પન્ન કરી ધમક લાવવાની શક્તિ એ બધી આવડતથી બની રહેતો-શિક્ષકનો ખરા શિક્ષક તરીકેનોજ ગુણ છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. આ ગુણ ઘણે અંશે સ્વભાવથી મળેલો હોય છે એ ખરી વાત છે, પણ યોગ્ય પ્રયાસથી એ ગુણ કેળવી શકાતો નથી તેવું નથી. માટે દરેક શિક્ષકે છોકરાં તરફનું પોતાનું વર્તન, છોકરાં તરફનો પોતાનો ચાહ, છોકરાં તરફની પોતાની ફરજ વધારે ને વધારે સુધરતાં ચાલે તે માટે ખાસ પ્રયત્ન કરવા જોઈએ.

આવા પ્રયત્ન કરનાર શિક્ષક જોઈ શકશે કે દિન પ્રતિદિન તેના વર્ગમાં સુધારો થતો જાય છે, અને છોકરાં વધરે ને વધારે ધ્યાન રાખતાં શીખે છે.

છોકરાંઓને ધ્યાન રાખતાં કરવા માટે ઉપર કહી તે ઉપરાંત પણ નીચેની ત્રણ ચાર બાબત મદદરૂપ થઈ પડશે

એક તો શિક્ષકનું તે વિષયનું જ્ઞાન-આપણા શિક્ષકે એમ સમજે છે કે પ્રાથમિક ચાર ધોરણ સુધીમાં તે શુ ખાસ જ્ઞાન જોઈએ ? પણ તે સમજ બહુજ ભૂલભરેલી છે બાળવર્ગને રંગનું કે આકારનું શિક્ષણ આપવા માટે પ જે પ્રતિનું જ્ઞાન જોઈએ તે પ્રતિનું આપણા શિક્ષકોમ ભાગ્યેજ માલમ પડે છે એ ખરેખર બહુ દીલગીર થ જેવી વાત છે. ભૂગોળ, લેખાં, કવિતાના જેવા વિષયમાં ત શિક્ષકનું પોતાનુંજ જ્ઞાન હુબ ઓછું માલુમ પડે છે. પહેલ

વાત ત્યારે શિક્ષકે પોતાને જે વિષય શીખવવાનો છે તેનું સારૂં જ્ઞાન મેળવવું જોઇએ. જ્ઞાન વગર શીખવવા બેસનાર શિક્ષક પોતાનાં છોકરાંને કાંઇ પણ અસર કરી શકતો નથી, પછી ધ્યાન તો કયાંથીજ રખાવી શકે ?

બીજી વાત તૈયારીની છે. હાલના શિક્ષકો ભાગ્યેજ આ વાત પર લક્ષ આપે છે. શીખવવાના વિષયની કાંઇ પણ દરકાર કર્યા વિના, પોતાને શું અને કેટલું શીખવવું છે અને પોતે તે કેવી રીતે શીખવશે એ સંબંધે જરા સરખો પણ વિચાર કર્યા વિના, શિક્ષક છોકરાં સામે આવીને બેસી જાય છે અને પછી કાં તો એકની એક વાત ગોખાવે જાય છે અને કાં તો આડું અવળું ગમે તેમ ચલાવ્યે જાય છે. આવી રીતે અપાતા પાઠમાં છોકરાં શું ધ્યાન આપી શકે ? પોતાને શું કામ આજે કરવાનું છે, તે કેવી રીતે શરૂ કરશે, એ આગળથી નક્કી કરી, તેને માટે દાખલા દૃષ્ટાન્ત વગેરે જે કાંઇ મદદ જોઇએ એ બધીનો વિચાર કરીને જો શિક્ષક વર્ગમાં જવાની ટેવ પાડે, તો છોકરાંઓની ધ્યાન રાખવાની ટેવમાં બહુ સુધારો થતો એકદમ જોઈ શકશે. છોકરાંઓને ધ્યાન રાખતાં કરવા માટે શિક્ષકે તૈયારી કરીનેજ વર્ગમાં પગ મૂકવાની બહુ જરૂર છે.

ત્રીજી વાત શિક્ષકે છોકરાંને શીખવતી વખત છોકરાંથી અલગ જેવા રહી, પોતાને કહેવાનું પોતે બોલી જાય તેવી ટેવ નહિં રાખતાં, છોકરાંઓને પોતે કાંઇ કહે છે, છોકરાંઓ સાથે પોતે વાતચિત કરે છે, છોકરાંઓની સાથે ભળી તેમને સમજાય તેમ, તેઓ વાપરે તેવાજ શબ્દોમાં, તેમની સાથે

મળી ભળી પોતે કામ કરે છે એવું છોકરાંઓ સમજી શકે, તેવી રીતે વર્તન કરવું. પોતે અને છોકરાં એકરૂપ થઇ જાય, છોકરાંની સાથેજ પોતે વાતચિત કરવા, ભળવા, તૈયાર છે એવું છોકરાંઓ જાણતાં થાય, અને શિક્ષક પોતાના પર મમતા રાખનાર માયાભરી વ્યકિત છે એમ છોકરાંને પૂરો વિશ્વાસ બેસી શકે ત્યારે શિક્ષક છોકરાં પર બહુ અસર કરી શકે છે, અને પરિણામે તેમને ધ્યાન રાખતાં બનાવી શકે છે.

ચોથી વાત છોકરાં ઉપર શિક્ષકની નજર ફરતી રહે એવી ટેવ છે, છોકરાં બહુજ ચંચળ વૃત્તિનાં હોય છે; ગમે તેટલો કાબેલ શિક્ષક પણ જો ફરતી નજરથી દરેક છોકરાંને પોતાના કાબુમાં રાખતો નથી, તો થોડી થોડી વારમાં છોકરાં બેધ્યાન, અવ્યવસ્થિત અને ગડબડિયાં બની જાય છે. માટે શિક્ષકે દરેક છોકરાં પર ફરતી નજર રાખવાની બહુ જરૂર છે. એક પણ છોકરૂં એક ક્ષણ પણ તેની નજર બહાર રહેવું ન જોઈએ. આવી ટેવ પાડનાર શિક્ષક પોતાનાં છોકરાંને ધ્યાન રાખતાં બનાવી શકશે; એટલે તેને પોતાને લાભ થશે એટલુંજ નહિં પણ છોકરાંની ટેવોપર પણ સારી અસર કરી છોકરાંના ભવિષ્યને પણ સુધારી શકશે.

હજી એક વધારે વાત કહી આ બાબત બંધ કરીશું. શિક્ષકોનાં સામાન્ય જ્ઞાનની ખામી ઘણી વાર તેને મુશ્કેલીમાં નાખે છે. આપણા શિક્ષકોમાં વાંચનનો શોખ તો નહિં જેવોજ છે એ જૂદી વાત છે, પણ પોતાને શીખવવા જોઇતા વિષય સંબંધે સામાન્ય જ્ઞાન મેળવવાની પણ ભાગ્યેજ કોઇ

શિક્ષક ઇનકાર કરે છે. આવી સ્થિતિને લીધે કોઈ વાર કોઈ ચંચળ વિદ્યાર્થી કાંઇક નવો સવાલ કે મુદ્દો ઉઠાવે તો શિક્ષક તેનો કશો જવાબ આપી શકતા નથી. પોતાની અશક્તિ પ્રશ્ન પૂછનાર છોકરાને ધમકાવી, ઠપકો આપી, કે વખતે થોડી ઘણી સજા કરી છુપાવે છે. પણ તેની આડકતરી અસર છોકરાં પર થયા વગર રહેતી નથી અને તેનો ગેરલાભ શિક્ષક ઉપર પણ પ્રતિકૂળ પામ્યા વગર રહેતો નથી.

છોકરાંઓને ધ્યાન રાખતાં કરવા માટે, ત્યારે, જરૂરની લાગતી જે જે સૂચનાઓ આપવામાં આવી છે તે નીચેની છે.

૧. શિક્ષકે છોકરાંને માયાથી ખેંચી, તેમનાં હૃદય પોતા તરફ આકર્ષી લેવાં જોઇએ.

૨. શીખવવાના વિષય તરફ છોકરાંઓને સોત્કંઠ કરવાં–તે તરફ તેમની વૃત્તિ ઉત્પન્ન કરાવવી, અને તેમ કરવા માટે ગમે તો નવું નવુંજ શીખવાય છે એવો ખ્યાલ ટકી રહે તેવી રીતે વિષયનું નિરૂપણ કરવું, અગર જૂની વાતમાંથી પણ નવું જાણવાનું છે એવી સમજ આપી તે રૂપે વિષય આગળ ચલાવવો.

૩. છોકરાંઓને ચાલતા વિષયના કામમાં બને તેટલો ભાગ આપવો.

૪. શિક્ષકે પોતાનો અવાજ, અને છોકરાં તરફની રીતભાત આકર્ષક અને સુંદર રાખવાં.

૫. વિષયમાં રસ ઉત્પન્ન કરી, ધમક લાવવા માટેની લાયકાત જેમ વધે તેમ પ્રયત્ન કરવા; અને તેટલા માટે.

૬. પોતાને શીખવવાના વિષયનું જ્ઞાન બને તે સંપૂર્ણ બનાવવું.

૭. પોતાને શીખવવાના વિષય માટે સંપૂર્ણ તૈયા કરવી.

૮. છોકરાંને ભાષણ કરવાની નહિં, પણ છોકરાં સ વાતચિત કરી, તેમની સાથે મળવા ભળવાની અને છોકર વીજળીક આકર્ષણથી પોતાના તરફ ખેંચવાની ટેવ પાડ

૯. છોકરાંઓ પર પોતાની નજર ફરતીજ રહેવી જોઇ કોઈ પણ છોકરૂં એક ક્ષણ પણ પોતાની નજર બ રહેવું જોઇએ નહિં.

૧૦. પોતાનું સામાન્ય જ્ઞાન વધારવા માટે હમે કાંઈ ને કાંઈ વાંચવા શીખવાની ટેવ રાખવી. જેનું સામ જ્ઞાન વધારે હોય છે તે શિક્ષક છોકરાંનું માન વધારે મે શાકે છે, અને ધ્યાન પણ વધારે રખાવી શકે છે.

૬

## નવો પાઠ કેમ આપવો ?

આ વિષે તો ભાગ ૩જા તથા ૪થામાં જ્યાં વિ બતાવી છે ત્યાં કહેવાઇ ગયું છે. તે છતાં પણ વિષય શીખવવો એ બધી સૂચનાઓ ધ્યાનમાં લેનાર શિ કોઈ વાર નવો પાઠ આપતાં વખત કેટલીક જરૂરી બા વિસરી જાય છે, તેથી તેવી જરૂરની બાબતો કઇ કઈ શકાય તે વિષે આંહિં કહેવાનું છે.

શિક્ષકોની એક મોટી ભૂલ એ થાય છે કે તેઓ હર હમ્મેશ નવું નવું કામ આપતા જાય છે અને થયેલાં કામ માંથી છોકરાંઓને કેટલું યાદ રહ્યું છે એ તપાસ કરવાની તો દરકારજ કરતા નથી. કોઈ શિક્ષક તેવી દરકાર કરતો હશે, તો તે માત્ર એટલીજ કે દર મહિને પુનરાવર્ત્તનનો અર્ધો કે એક કલાક રાખતો હશે. તેથી વધારે કાળજીવાળો શિક્ષક કદાચ દર અઠવાડીએ 'પુનરાવર્ત્તન' કરતો–કરાવતો હશે; પરંતુ આવું કામ કરનારા શિક્ષક પણ બહુ થોડા માલુમ પડે છે. ઘણાખરા શિક્ષક તો પહેલાં બધું કામ પૂરૂં કરે છે, તેમાં બને તેટલી દોડાદોડ પણ કરી જાય છે. પછી બીજી વાર, ત્રીજી વાર એમ પુનરાવર્તન કરે છે; પણ તે પુનરાવર્તનમાં પહેલી વારના કરતાં બમણી ત્રમણી ઉતાવળ કરે છે એટલે પરિણામ એ આવે છે કે જે છોકરાં ચાલાક હોય તે કામ બતાવી શકે છે, પણ નબળાં હોય તો તે એમને એમ ઢરડાયા કરે છે. તેવી રીતે કામ કરનાર શિક્ષકને જ્યારે બતાવવામાં આવે છે કે પરિણામ તો કશું લાભકારક આવ્યું નથી, ત્યારે તે છોકરાંની નબળાઇ, બેદરકારી, ગેરહાજરી વગેરે અનેક કારણો આપવા મંડી જાય છે અને પોતે મહેનત કરી હોય છે છતાં ઉપરી અધિકારી તે લક્ષમાં લેતા નથી માટે પોતાના નસીબને અને ઉપરીની અસંતોષતાને દોષ આપવા મંડી પડે છે. આમ નિરાશ, અને નારાજ થવાના કરતાં નવો પાઠ કેમ આપવો એટલુંજ જાણવાની જો શિક્ષક કાળજી રાખે, તો અવશ્યજ પરિણામમાં ફેર જણાય. નવો પાઠ આપતા પહેલાં ખાસ જોવાની પહેલી

વાત તો એ છે કે ગયે વખતે થયલું કામ છોકરાંઓને યાદ રહ્યું છે કે કેમ. એટલે નવું કામ હાથમાં લેતા પહેલાં ગઈ કાલનું કામ કેવું ટક્યું છે તે દરેક શિક્ષકે દરેક વિષયમાં જોઈ જવું–જોઈ જવું એટલુંજ નહિં, પણ જો તે કામ બરાબર માલુમ ન પડે, તો ફરીથી તેનું તેજ કરવું–કરાવવું. શિક્ષણશાસ્ત્રના પ્રથમ અને અતિ ઉપયોગી સૂત્ર તરીકે દરેક શિક્ષકે એ યાદ રાખવું કે પોતે શું કરી ગયા તે ઉપર નહિં, પણ પોતાના શિષ્યો કેટલું સમજી, યાદ રાખી શક્યા છે તે ઉપરજ શિક્ષકનાં બધાં કામની કિમ્મત થાય છે; માટે કોઇ પણ શિક્ષકે ન સમજાએલું, નહિં તૈયાર થયેલું કામ એમ ને એમ રહેવા દઇ, નવું કામ કરવાનું સાહસ કદી પણ કરવું નહિં.

બીજી વાત યાદ રાખવાની તે એ કે આગલા દિવસનુંજ કામ જોઇને સંતોષ માનવો નહિં, પણ આગલા આઠ દિવસમાં થયેલાં કામમાંથી પણ અવારનવાર પ્રશ્નો હુમ્મેશ પૂછયા કરવા; આગલા રોજનું કામ તો કેમ જાણે પોતે ફરીથીજ કરતા હોય તે પ્રમાણે ચોકસાઈથી ઝીણવટથી જોવું, અને ત્યાર પહેલાંનું કામ તેમ નહિં કરતાં જરા ઉપર ઉપરથી અને છોકરાંઓને યાદ છે કે કેમ તે જાણી શકાય તેવી રીતે પાંચ પચીશ સવાલોથી તપાસી લેવાશે તો ચાલશે. પરંતુ નવો પાઠ આપતાં, થઈ ગયેલું બધું કામ કેવી રીતનું થઈ શક્યું છે એ તો હર હુમ્મેશ કાળજીથી તપાસ્યા કરવાની ટેવ હરેક શિક્ષકે અવશ્ય રાખવી.

આ બાબત બરાબર ધ્યાનમાં રાખી તે પ્રમાણે અમલ કરનાર શિક્ષક સ્વાનુભવથી જાણી શકશે કે કામમાં કેટલો ચોક્કસ વધારો થઈ શકે છે અને શિક્ષણ કેટલું સફળ બની શકે છે.

નવો પાઠ–નવું કામ–આપવું એટલે તે વિષે એક વાર વાત કરી જવી એવી સમજ ઘણા શિક્ષકોની માલુમ પડે છે તે દૂર કરવી એ ત્રીજી વાત ધ્યાનમાં રાખવા જેવી છે. નવો પાઠ એક વાર વાંચી જઈ, 'આવતી કાલે તૈયાર કરી લાવજો' એવો હુકમ આપવો તે તો શિક્ષક તરીકેની સંપૂર્ણ અસમજ જ કહેવાય. કહેવાની જરૂર નથી કે આંહિં 'પાઠ' એ શબ્દ દરેક વિષયમાં કરવાનાં કામ માટે વપરાયો છે, માત્ર વાંચનપાઠ માટેજ નહિં. આંક, ઘાત, પદાર્થપાઠ, ભૂગોળ બધા વિષયમાં જ્યારે નવું કામ શરૂ કરવું હોય ત્યારે 'નવો પાઠ' આપવાનો છે એમ સમજવાનું છે. નવો પાઠ આપ્યો ત્યારે જ કહેવાય કે જ્યારે તે પાઠ આખા વર્ગને બરાબર પાકો કરાવી દેવાય. દાખલા તરીકે બાળ-વર્ગમાં સતુ સુધી પાડા થયા હોય, અને અહુનો પાડો આપવો હોય; તો તે પાડામાંથી અર્ધો પા જેટલો આખો વર્ગ કરી શકે તેટલો વર્ગમાં તૈયાર–પાકોજ કરાવવો જોઈએ. આખા વર્ગને સાવધાન કરી બેસારવો. ભાગ ૩જામાં બતાવ્યું છે તેમ અનેક સાધનોનો ઉપયોગ કરી તે પાડો સમજાવવો, પછી ગોખાવવો. આખા વર્ગને ગોખાવ્યા પછી, છુટક છુટક છોકરા પાસે બોલાવવો. ભૂલ કરે તો સુધારવી, સુધરાવવી–અને નબળામાં નબળો છોકરો તે પાડામાં તૈયાર થઈ જાય,

ત્યારેજ પછી તે પાઠો ઘેરથી કરવાને માટે આપવો. વાંચનપાઠ હોય, તો જે નવો પાઠ હોય તેની વાર્તા વાત પહેલાં કહેવી; આખા વર્ગને યાદ રહે એટલે તેમ થોડા સવાલ પૂછવા; ખાતરી થાય કે છોકરાં બરાબર સમ છે એટલે પછી નવા શબ્દો શિક્ષકે પાટિયા પર લખ વંચાવવા; પછી પાઠ પોતે થોડો વાંચી બતાવવો, અ હુશિયાર છોકરા પાસે વંચાવવો. પછી નબળા પાસે વં વવો—આમ જેટલું કામ બરાબર પાકું થઈ શકે તેટલુ નવા પાઠ તરીકે કરાવવું અને બરાબર પાકું થએલું કા બીજા દિવસ માટે આપવું. ઉપરની પહેલી બે સૂચન કહેવાઇ ગયું છે કે બીજે દહાડે તેજ કામ બરાબર તપા

ગણિત, ભૂગોળ, ધાત, વગેરે બધા વિષય માટે વાત ખાસ ધ્યાનમાં રાખવી, કે નવો પાઠ આખો બરાબર સમજી, યાદ રાખી, તૈયાર કરી, ગયો ન હોય તે નવો પાઠ બરાબર અપાયો નથી એમજ સમજવું. નવો પાઠ આપતાં ખાસ કાળજી રાખવી કે જેટલું કહેવાયું હોય તે આખા વર્ગને, નબળા છોકરાઓને ખ બરાબર સમજાયું છે અને યાદ રહ્યું છે.

શિક્ષકની કિમ્મત અને તેના કામનું પરિણામ નવો પાઠ આપવાની આવડત ઉપર અવલંબી રહે છે બહુજ ધ્યાનમાં રાખવાનું છે આવી સૂચના કે પદ્ધ ઉપદેશ આપવામાં આવે છે ત્યારે શિક્ષક માત્રની સામાન્ય ફર્યાદ એવી હોય છે કે એ પ્રમાણે કામ કર

તો તો અભ્યાસક્રમ પૂરોજ થાય નહિં. આ ફર્યાદ તદ્દન નાપાયાદાર છે એટલુંજ નહિં, પણ તેવી ફર્યાદ કરનાર શિક્ષક શિક્ષકની પવિત્ર ફરજની જવાબદારી સમજતો નથી, અભ્યાસ-ક્રમ ગોઠવનારને મૂરખ અને અવિચારી ગણે છે, અને પોતાની ભૂલ જોવાની અનિચ્છા અને પોતે કરે છે તે વાજબી કરે છે એવો ખોટો ગર્વજ બતાવે છે.

નવો પાઠ આપવા માટે શિક્ષકે આગળથી તૈયારી કરવી જોઇએ, શિષ્યોને સોત્કંઠ બનાવવા જોઇએ, સાધનો બધાં હાજર રાખવાં જોઇએ, સંપૂર્ણ ઉમંગ અને ઉત્સાહ દર્શાવી છોકરાંઓને ઉમંગી અને ઉત્સાહી બનાવવાં જોઇએ વગેરે અનેક બાબતો પર વિવેચન કરવાની જરૂર ગણાય, પરંતુ શિક્ષક તરીકે પ્રારંભ કરનાર, શિક્ષણ શાસ્ત્રમાં હજી તો પ્રવેશજ કરનાર શિક્ષકને તે બધી વિગતો નહિં આપતાં, માત્ર થોડી થોડી મુખ્ય મુખ્ય સૂચનાઓજ આપી સંતોષ માનવો જોઇએ. એટલે આંહિં માત્ર એકજ વધારે વાત ઉમેરવામાં આવશે, અને તે એ કે નવો પાઠ આપતાં શિક્ષકે ચોપડીનો ઉપયોગ બને તેટલો થોડો કરવો–શરૂઆતમાં તો કરવોજ નહિં–માત્ર વાંચનપાઠ સિવાય બીજા વિષયમાં તો–પ્રાથમિક નિશાળમાં તો–કરવોજ નહિં. વાંચનપાઠમાં પણ પાઠની હકીકત, અઘરા શબ્દો વગેરે તો વગર ચોપડીએજ કરાવવા, માત્ર વાંચન શીખવવા માટેજ ચોપડી હાથમાં લેવા કહેવું. તે સિવાય બીજા બધા વિષયોમાં નવો પાઠ આપતાં કોઇ પણ ચોપડીનો શિક્ષકે ઉપયોગ નજ કરવો. આંખે આંખ મળવાથી છોકરાં અને શિક્ષક વચ્ચે એક એવો

મનોમન સંબંધ થાય છે કે તેથી ધ્યાન પણ વધારે રહે છે, સમજ પણ વધારે પડે છે અને તેથી કામ સફળ વધારે થાય છે. છોકરાંઓનું ધ્યાન પોતા તરફ આકર્ષી, પોતામાંજ કેન્દ્રિત કરી, સાંકળી રાખી, જે શિક્ષક નવું કામ શરૂ કરે છે તે પોતાના કામમાં બહુ ફત્તેહ મેળવી શકે છે. તેથી ઉલટું ચોપડીમાંથી વાંચતાં વાંચતાં, સમજ્યા, સમજ્યા, એમ પૂછી આગળ ચાલ્યા જનારો શિક્ષક કશું ખરૂં કામ કરી શકતો નથી અને છેવટ નિરાશ થાય છે. આવી રીતનું કામ કરવા માટે શિક્ષકને વિષયનું સંપૂર્ણ જ્ઞાન, તાજી તૈયારી અને અત્યંત કાળજી રાખવાની જરૂર છે; પરંતુ તેમ કરવું એ તો દરેક શિક્ષકની ફરજજ છે એટલે તે પ્રમાણે બધી કાળજી રાખી, નવો પાઠ છોકરાં-ઓને ચોપડીની મદદ વિનાજ આપવો-જરૂર પડે ત્યાં કાળા પાટિયાની મદદ લેવી—અને એ પ્રમાણે પાઠ બરાબર તૈયાર થયેલો માલુમ પડે ત્યારેજ ચોપડીમાંથી બતાવવાની જરૂર પડે તેટલું બતાવવું. શિક્ષક માત્રે સમજવાની જરૂર છે કે 'વિદ્યા પાઠે અને ગરથ ગાંઠે' એ સૂત્ર ભૂતકાળમાં ખરૂં હતું, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં પણ રહેશેજ. પણ વિદ્યા પાઠેનો અર્થ એમ નહિં કે ચોપડીનાં પાને પાનાં બડબડી જવાં. પરિણામ તેવું આવે તેની બહુ દરકાર નહિં, પણ તેનું પરિણામ કેવી રીતે આવે છે એ બરાબર જોવાની જરૂર છે. નવો પાઠ આટલી લીટી વાંચી લાવજો, કે મોઢે કરી લા[illegible], આ ધાત મોઢે કરી લાવજો એમ આપનાર શિક્ષક [illegible] ઉખડી જતાંજ શીખવે છે. જેટલું મોઢે

કરવાનું છે, તે ચોપડીની મદદ લીધા વિના, પહેલાં બરાબર સમજાવે, પછી મોઢે કરાવે, અને બધાં બરાબર તૈયાર થાય ત્યારેજ ચોપડીનો ઉપયોગ કરવા દે તેજ શિક્ષક વિદ્યા પાઠનો અર્થ ખરી રીતે સમજે છે. એમ જાણવું.

૭

## પ્રશ્નો.

શિક્ષકનું કામ વાતચીતથી અને પ્રશ્નોથી કરવાનું છે. શિક્ષણની પદ્ધતિ વિષે આગળ સમજાવવામાં આવ્યું છે કે એકલી પ્રશ્નપદ્ધતિ કે એકલી વ્યાખ્યાનપદ્ધતિ બાળકોના શિક્ષણમાં બહુ ઉપયોગી અને ફળદાયક થઇ પડતી નથી. તોપણ એટલું તો ચોક્કસજ છે કે કોઇ પણ પદ્ધતિમાં પ્રશ્નનો અત્યંતાભાવ તો હોવો જોઇએ નહિંજ. ખાસ કરીને બાળકોની સાથે કામ કરવાનું હોય ત્યારે તો પ્રશ્નો પૂછવાની અનિવાર્ય આવશ્યકતા દરેક શિક્ષકે સ્વીકારવાની છે અને તે અનુસારજ વર્તન કરવાનું છે.

એ કારણથી પ્રશ્નો શિક્ષણકળાનો સારો અંશ બની રહે છે. શિક્ષક માત્રની ચાલાકી, જ્ઞાન, વિચાર, શક્તિ, વગેરે ગુણોની પરીક્ષા તેની પ્રશ્નો પૂછવાની ટેવ અને આવડતથી થઇ જાય છે. પ્રશ્નો પૂછવાની કળા મેળવવા માટે મુખ્ય જરૂરીઆત સામાન્ય જ્ઞાનની છે. જો શિક્ષકનું સામાન્ય જ્ઞાન સારૂં હશે, તે પ્રશ્નોની પરંપરા સહેલાઇથી અને યોગ્યતાથી ઉભી કરી શકશે. જો વિષયનું જ્ઞાનજ ઓછું હશે, તો પ્રશ્નમાં વૈવિધ્ય કે આકર્ષકત્વ આવી શકશે

નહિં; માટે હરેક શિક્ષકે પોતાને શીખવવાના વિષયનું સામાન્ય જ્ઞાન સારૂં થાય તેવી કાળજી રાખવી જોઇએ.

પ્રશ્ન પૂછવાની કળા પ્રાપ્ત કરવા માટે બીજી જરૂરીઆત અનુભવની છે. આ જરૂરીઆત તો કામ કરવાથીજ પ્રાપ્ત કરી શકાય છે. પોતાને પડતી મુશ્કેલી, છોકરાંના જવાબ પરથી પ્રશ્નોમાં ફેરફાર કરવાની દેખાતી જરૂર, ઉદ્દેશ લક્ષમાં રાખી તે સિદ્ધ કરવા માટે કરવી જોઇતી મહેનત, અને 'કામ કામને શીખવે છે' એ સૂત્રમાં રહેલા સત્યનો શ્રદ્ધા અને ખંતથી સ્વીકારઃ આ બધી બાબતનું જેમ જેમ જ્ઞાન મળતું જશે, જેમ જેમ અનુભવ થતો જશે, તેમ તેમ હર હમ્મેશ કાંઇ કાંઇ સુધારો થતો જશે. પરંતુ, આવો સુધારો થવામાં શિક્ષકની પોતાની કાળજી, હોંસ, અને તે બધા કરતાં વધારે જરૂરની વાત પોતે અપૂર્ણ છે એ જ્ઞાન–એ ગુણોની અપેક્ષા રહે છે. જે એમજ માની બેસે છે કે પોતે કરે છે તે બરાબર છે, અને છોકરાંમાં સુધારો થતો નથી, પરિણામ સારૂં આવતું નથી, તેનાં કારણો બહારની–પોતાથી વ્યતિરિક્ત એવી–બીજી પરિસ્થિતિને લીધેજ છે, તે શિક્ષક કદી સુધારો કરી શકશે નહિં. જેમ તત્ત્વજ્ઞાનમાં તેમજ શિક્ષણની કળામાં જે માણસ પોતાની અપૂર્ણતા જાણે છે તેજ સારી પ્રગતિ કરી શકે છે, અને તેજ માણસ છેવટે બ્રહ્મજ્ઞાની તેમજ ખરો શિક્ષક બની શકે છે.

પ્રશ્નો પૂછવાની કળા મેળવવામાં ત્રીજી જરૂરીઆત 'પ્રશ્નો સંબંધી શાસ્ત્ર' જાણવાની છે. શાસ્ત્રનાં સંપૂર્ણ જ્ઞાન વિના કળામાં પારંગત થવાતું નથી. શિક્ષણશાસ્ત્રમાં પ્રવેશ

ઈચ્છાશરથી 'પ્રશ્નો સંબંધી શાસ્ત્ર'ની ઝીણવટમાં ઉતરી શકાશે નહિં. માત્ર તે સંબંધે બહુજ મહત્વની અને ખાસ જાણવા જેવી થોડીક બાબતો આંહિં કહેવામાં આવશે.

પ્રશ્નોના જૂદાં જૂદાં ધોરણે જૂદી જૂદી જાતના વિભાગ કરી શકાય છે, પણ તે સંબંધે પણ કશા ઉંડાણમાં ઉતર્યા સિવાય, નવા શિક્ષકે યાદ રાખવા જેવા વિભાગજ કહીશું. પહેલો મોટો ભાગ 'સામાન્ય' પ્રશ્ન અને 'વિશેષ' પ્રશ્ન છે.

શિક્ષકનું કામ આખા વર્ગને શીખવવાનું છે, અને તેથી દરેક પ્રશ્નથી આખો વર્ગ વિચાર કરતો થાય, અને દરેક પ્રશ્નનો લાભ બધા છોકરાને મળે તેવા હેતુથી, શિક્ષકે પોતાને જે પ્રશ્ન પૂછવો હોય તે, આખા સમસ્ત વર્ગને પૂછવો. તે પ્રશ્ન આખા વર્ગથી બરાબર સમજાયો છે કે કેમ એ ખાતરી કરી, તેનો ઉત્તર દેવા માટે બધાને તૈયાર કરવા; અને પછી ગમે તે એક વિદ્યાર્થીને, અથવા તો શિક્ષકની ઇચ્છા હોય તો સમસ્ત વર્ગને, જવાબ આપવા માટે કહેવું. આ પ્રમાણે પૂછાયેલા પ્રશ્ન તે સામાન્ય પ્રશ્ન કહેવાય.

આથી ઉલટું, શિક્ષક એક વિદ્યાર્થીને ઉભો કરે અને તેનેજ પ્રશ્ન પૂછે, અને એ પ્રમાણે એક પછી એક પ્રશ્ન પૂછતા જાય તે વિશેષ પ્રશ્ન કહેવાય છે. આખા વર્ગને નહિં, પણ એક વિદ્યાર્થીને પહેલાં ઉભો કરે અને પછી તેનેજ પ્રશ્ન પૂછે તે વિશેષ પ્રશ્ન.

કહેવાની જરૂર નથી કે વર્ગના શિક્ષકે સામાન્ય પ્રશ્ન પૂછવા. તેથી દરેક પ્રશ્નનો વિચાર બધા વિદ્યાર્થી કરે છે, અને બધા પ્રશ્નોનો લાભ બધા વિદ્યાર્થીને મળે છે. વિશેષ રીતે પ્રશ્ન પૂછતાં, બીજા વિદ્યાર્થીઓ બેદરકાર બની જાય છે; બધા એકસરખી રીતે વિચાર તો કરતાજ નથી. એટલે બધા પ્રશ્નોનો લાભ બધા વિદ્યાર્થીઓને મળતો નથી. પચીસ પ્રશ્ન પૂછાય તેમાંથી દરેક વિદ્યાર્થી પોતાના પૂછાયેલા પ્રશ્નનીજ દરકાર કરે, એટલે દરેક વિદ્યાર્થીને એકજ પ્રશ્ન વખતે વિચાર કરવો પડે. પણ જો પ્રશ્નો સામાન્ય રીતે પૂછાતા હોય, તો પચીસે પ્રશ્નનો વિચાર દરેક વિદ્યાર્થીને કરવો પડે અને તેથી સામાન્ય પ્રશ્નથી પચીસગણું કામ વધારે થાય. આ લાભ લક્ષમાં રાખી દરેક શિક્ષકે પોતાના પ્રશ્ન સામાન્ય રીતે પૂછવાની ટેવ પાડવી.

અલબત્ત, પુનરાવર્તન વખતે, પરીક્ષા વખતે, બહુજ બેધ્યાન વિદ્યાર્થી હોય તેને સાવધાન કરવા માટે, દરેક વિદ્યાર્થી બરાબર લક્ષ રાખે છે કે કેમ તેની ખાતરી કરવા માટે, એવાં અનેક કારણો માટે વિશેષ પ્રશ્નની ઘણી વાર જરૂર પડશે, અને તેનો ઘટતો ઉપયોગ કરવામાંજ ડહાપણ ગણાશે. વિશેષ પ્રશ્ન પૂછવાજ નહિં, કે પૂછાયજ નહિં, એમ સમજવાનું નથી. વિશેષ પ્રશ્નોનો પણ ઉપયોગ છે. પરંતુ બાળકોની નિશાળમાં એક સામાન્ય નિયમ તરીકે તો પ્રશ્નો સામાન્ય રીતે જ પૂછવાની જરૂર છે, અને દરેક શિક્ષકે તેમજ કરવાની ટેવ પાડવી.

પ્રશ્નોનો બીજો વિભાગ સ્પષ્ટ અને અસ્પષ્ટ એવો કહી શકાય. પ્રશ્ન જે વાત પૂછવી હોય તેને જ ઉદ્દેશીને, તે બરાબર સમજી શકાય તેવી રીતે, પ્રશ્નના શબ્દોનો બીજો કોઈ અર્થ ન નીકળે તેવા શબ્દોથી, અને સીધી રીતે, સરળતાથી, અને ચોકકસપણે બધા વિચાર કરી શકે તેવી કળાથી પૂછાયેલો હોય તે પ્રશ્ન સ્પષ્ટ પ્રશ્ન કહેવાય. તેથી વિરૂદ્ધ જાતનો પ્રશ્ન તે અસ્પષ્ટ.

ઉપરની અલ્પ વિગતથી પણ જાણી શકાશે કે અસ્પષ્ટ પ્રશ્નના ઘણા પ્રકાર બતાવી શકાય. પ્રારંભપોથીમાં તેમ કરવાનું ઠીક નહિં લાગવાથી કેટલાક અસ્પષ્ટ પ્રશ્નોના દૃષ્ટાંત આપીનેજ સંતોષ માન્યો છે. એટલે શાસ્ત્રીય ચર્ચાને એક બાજુ રાખી, અસ્પષ્ટ પ્રશ્નમાં કેવા કેવા પ્રશ્નોનો સમાવેશ થાય છે એ કહેવાથી, તેવી રીતના નહિં તે સ્પષ્ટ એમ સમજાવવું વધારે સગવડવાળું ગણ્યું છે. અસ્પષ્ટ પ્રશ્નમાં ઘણા તો અચોકકસ પ્રશ્નો હોય છે. શિક્ષક પોતે કયો કેવો જવાબ માગે છે એ ન સમજાય તેવી રીતના પ્રશ્નો પૂછવાની કુટેવ, અગર કહો કે અણઆવડત, ઘણા શિક્ષકોમાં માલમ પડે છે.

ગાય વિશે પાઠ આપતાં પહેલોજ પ્રશ્ન 'ગાયને શું હોય છે' એવો ઘણી વાર સાંભળવામાં આવ્યો હશે. આ પ્રશ્નનો જવાબ છોકરાઓ શો આપે ? ગમે તે જવાબ આપે તે ખરોજ ગણવો જોઈએ કોઈ આંખ કહે, કોઇ માથું, કોઈ કાન, કોઇ પગ વગેરે ગમે તે જવાબ આપે, અને આપે તે ખરોજ ગણી શકાય આ પ્રશ્ન તે તદ્દનજ

અચોકકસ પ્રશ્ન થયો. પોતે શો જવાબ માગે છે એ આવા પ્રશ્ન પરથી કાંઈ પણ સમજી શકાય નહિં.

ચાકનો પાઠ આપતાં 'ચાક કેવો હોય છે ? એ પ્રશ્ન પણ અ ચોકકસજ કહેવાય. એ પ્રશ્ન એવો છે કે વિદ્યાર્થીઓ ગમે તે જવાબ આપી શકે. એકે જવાબ આપ્યો 'ધોળો'. શિક્ષકે પૂછયું, ધોળો તો ખરો, પણ કેવો ? છોકરાં મુંઝાયાં. બીજાંએ જવાબ આપ્યો 'પોચો'. શિક્ષક–પોચો તો ખરો, પણ કેવો ? આમને આમ ચાર પાંચ મિનિટ થઈ; શિક્ષક ચીડવાયા; છોકરાંઓ કંટાળ્યાં. શિક્ષકને શો જવાબ જોઇએ છીએ એ છોકરાં સમજી શકે તેવું નહોતું. એ પ્રશ્ન અચોકકસ કહેવાય.

ઉપરના પ્રશ્નથી શિક્ષકને જવાબ 'બરડ' જોઈતો હતો. પરંતુ તેવો જવાબ મળવા માટે પ્રશ્ન તદ્દનજ અચોકકસ હતો. અસ્પષ્ટ પ્રશ્નો કેટલીક વાર દ્વિઅર્થી હોય છે, કેટલીક વાર સંદિગ્ધ હોય છે, કેટલીક વાર અનુચિત હોય છે, કેટલીક વાર નકામા હોય છે.

પ્રશ્નોમાં બીજા અવગુણો ન હોય તોપણ કેટલીક વાર બહુ ખંડતા જોવામાં આવે છે. કોઇક શિક્ષકને એવી ટેવ હોય છે કે એક પ્રશ્નનો છોકરાં વિચાર કરે તેટલો વખત ન ગયો હોય ત્યાં તો બીજો ત્રીજો એમ ઉપરા ઉપરી પૂછયા કરે છે અને પરિણામે છોકરા વિચાર કરી શકતા નથી, અને જવાબ આપવાની દરકાર પણ કરતા નથી. આમ ઉતાવળા પ્રશ્નો પુછવાની ટેવ એ કુટેવ છે, તેમજ બીજી

રીતે જોતાં મંદતાથી પ્રશ્નો પૂછવાની ટેવ પણ કુટેવજ સમજવી. એક પ્રશ્ન પૂછયા પછી ઘણી વારે બીજો પ્રશ્ન પૂછવાથી છોકરાંને કંટાળો આવે છે, વિચારની સંકળના તૂટી જાય છે, નાનાં બાળકોનાં મગજ પર અસર લાંબી વાર ટકતી નથી. તેથી એક પ્રશ્નથી થયેલી અસરનો લાભ બીજા પ્રશ્ન વખતે મળતો નથી. પરિણામે શિક્ષણ કંટાળા ભરેલું, અને નિષ્ફળ થઇ જાય છે.

આ વખતે માત્ર એકજ વાત વધારે કહી પ્રશ્ન વિષે સમાપ્ત કરીશું. ઘણા શિક્ષકોને આડંબરવાળા પ્રશ્નો પૂછવાની ટેવ હોય છે. છોકરાંના જ્ઞાનની કે સમજની દરકાર નહિં કરતાં માત્ર પોતાના જ્ઞાનને બતાવવા માટેજ અઘરા શબ્દો વાપરી, છોકરાંની સમજ બહારના પ્રશ્નો પૂછે છે; અને ખાસ તો કોઇ મુલાકાતે આવનાર હાજર હોય ત્યારે આવા પ્રશ્નો પૂછવામાં પોતાની હુશિયારી માનનારા શિક્ષકો ઘણી વાર મળી આવે છે. આવા આડંબરી પ્રશ્નોથી શિક્ષક અને શીખનારનો વખત વ્યર્થ જાય છે. શિક્ષક પોતાનું જ્ઞાન બતાવવા જાય છે તેમાં શિક્ષક તરીકેની સમજનો અભાવજ પ્રત્યક્ષ થઇ જાય છે. પ્રશ્ન સંબંધે, નવા શિક્ષકે ત્યારે યાદ રાખવાની બાબતો નીચે પ્રમાણે છે.

૧ પ્રશ્ન એક રિવાજ તરીકે તો સામાન્યજ પૂછવા. જરૂરને વખતે વ્યકિતગત વિશેષ પ્રશ્ન પૂછવાને હરકત નથી, પણ એક નિયમ તરીકે તો દરેક પ્રશ્ન આખા વર્ગનેજ પૂછવો, આખો વર્ગજ તેનો જવાબ તૈયાર કરે એમ કરવું, અને પછી મરજી અનુરૂપ એકને કે સમસ્તને ઉત્તર આપવા માટે કહેવું.

૨. પ્રશ્ન પૂછતા પહેલાં તે પ્રશ્ન સ્પષ્ટ છે કે નહિં એનો વિચાર કરવો-એટલે કે क. છોકરાંને શો જવાબ આપવો તે તેઓ સમજી શકે તેવો છે? ख. પ્રશ્નની ભાષા અઘરી, દ્વિઅર્થી, કે સંદિગ્ધ તો નથી? ग. પ્રશ્ન વિષયને લગતો, કે ચાલુ વિષયના શિક્ષણમાં મદદરૂપ થાય તેવો છે? घ. પ્રશ્ન એકથી વધારે વાર પૂછાઇ ગયો હોય તો ઠસાવવા માટે કે બીજી રીતે જરૂરનો છે કે વૃથા પુનરૂકિતજ થાય છે? ङ. બધાં છોકરાં બરાબર સાંભળી શકે તેવા અવાજથી બોલાયો છે? च. બધાં છોકરાંએ પ્રશ્ન લક્ષપૂર્વક સાંભળ્યો છે? આટલી બાબતોનો વિચાર કરવો.

૩. પ્રશ્ન પૂછવામાં અતિ ઘણી ઉતાવળ કે અતિ ઘણી મંદતા ન આવી જાય તે કાળજી રાખવી.

## ૮
## શિક્ષા—ઇનામ.

મનુષ્ય સ્વભાવમાં લોભ, મમત્વ, અને ગર્વ તથા ડર એવી રીતે ઘર કરી રહેલ છે કે તે તે વૃત્તિઓ તદ્દન સ્વાભાવિક હોય, જન્મ પ્રાપ્ત હોય, એમ લાગી આવે છે. તે બધાની અસર પુખ્ત ઉમરનાં મનુષ્યોને અચૂકજ થાય છે, તો પછી નાનાં બાળકોને પણ તે ચાલક અને મોહક વૃત્તિઓ અસર કરે એમાં કાંઇ નવાઇ પામવા જેવું નથી. અલબત્ત, આ વૃત્તિઓને પોષીને કે તેમને કેળવીને તે દ્વારા સારાં પરિણામ લાવવાના કરતાં તે વૃત્તિની તદ્દનજ અવગણના કરી, કર્તવ્ય બુદ્ધિ અને પ્રભુ પ્રીત્યર્થ સારાં પરિણામ લાવવાં એ ખરેખર બહુ પસંદ કરવા લાયક છે;

પરંતુ આજ સુધીમાં અનુભવમાં આવેલાં મનુષ્ય પ્રકૃતિનાં લક્ષણો પરથી લગભગ સિધ્ધ જેવુંજ ગણવું પડે છે કે સારાનો લોભ અને ખરાબનો ડર એ વૃત્તિઓની તદ્દનજ અવગણના કરી શકાય તેવું નથી. એટલે કે મોટાંને તેમજ નાનાંને, સારાં કામ માટે શાબાશી, અને ખરાબ કામ માટે નિંદા આપવાની બહુજ જરૂર રહે છે. શાબાશી અને નિંદા એ વાણીથી થતાં કાર્ય છે, તે તે કાર્ય જ્યારે કર્મના રૂપમાં મુકાય ત્યારે ઇનામ અને શિક્ષા એ સ્વરૂપ પામે છે. બાળકોને સત્ય પ્રવૃત્તિ તરફ પ્રેરવા માટે અને અસત્ પ્રવૃત્તિથી નિવારવા માટે ઇનામ અને શિક્ષા એ આવશ્યક સાધનો છે એમ તો સ્વીકારવું પડે છે. પરંતુ એ ખાસ લક્ષમાં રાખવાનું છે કે આ સાધનોનો જેમ ઓછામાં ઓછો ઉપયોગ થાય તેમ વધારે સારૂં. જે શિક્ષક એ સાધનોની તદ્દનજ ઉપેક્ષા કરી, તેની કદી પણ મદદ ન લે, તે શિક્ષક ખરેખર ઉત્તમોત્તમજ કહેવાય. છોકરાંઓને 'અમુક કામ કરવું જોઇએ માટે કરવુ" ,અમુક વર્તન કરવું જોઇએ માટે કરવું,' 'અમુક રીતે બોલવું ચાલવું જોઇએ માટે તેમ કરવુ" એવી ટેવ પડાવવામાં આવે એ બહુજ જરૂરનું છે અને તેમજ કરવા માટે દરેક શિક્ષકે ધ્યાનમાં રાખવું જોઇએ. જે શિક્ષક મારની બીકથીજ, કે ઇનામના લોભથીજ, કામ કરાવે છે તે શિક્ષક બાળકોને બહુ ખોટી ટેવો પડાવે છે, બાળકોનાં હૃદયને બહુજ ખોટા સંસ્કારથી ભરે છે, બાળકોનાં મગજને બહુજ ખોટે માર્ગે દૃઢ બનાવે છે. દરેક કાર્ય—ફરજ ખાતર, ધર્મ ખાતર, કરવું જોઇએ

માટેજ, કરવું એમ સમજાવવું એજ દરેક શિક્ષકની પવિત્ર ફરજ છે અને એ ફરજ અદા કરવામા જે શિક્ષક જેટલી જેટલી ઓછપ બતાવે છે તેટલી શિક્ષક તરીકેની તેની લાયકાત પણ કમીજ ગણવી જોઇએ.

મૂળ સિધ્ધાન્ત એ પ્રમાણે સમજાવ્યા પછી શિક્ષા ઇનામની જરૂર પડે છે એમ પણ કહ્યા વિના ચાલતું નથી. પરંતુ એ તો દરેક શિક્ષકે સમજવાનું છે કે આવડતની ખામી, સમજશકિતની ઓછપ, અક્કલની કમીના, કે યાદદાસ્તની ન્યૂનતા માટે કદી પણ, કોઇ પણ જાતની, શિક્ષા કરવી જોઈએ નહિં. આપણી નિશાળોમાં કમભાગ્યે આ વાત જરા પણ સમજાઇ નથી. ઉપરીઓના હુકમો, અને પુસ્તકોમાંનાં બોધવચનો તદ્દનજ વૃથા જાય છે. ન આવડવા માટે કોઈ પણ જાતની શિક્ષા ન કરાય એ સિદ્ધાન્ત ન સમજનાર શિક્ષક શિક્ષકનાં કામનેજ લાયક નથી એમ ગણવું જોઈએ. માટે દરેક શિક્ષકે ખાસ સમજવું જોઇએ અને તે પ્રમાણે વર્તન કરવું જોઈએ કે બાળકને કાંઇ ન આવડે તો ન આવડવા માટે તેને કદી પણ કોઇ પણ જાતની શિક્ષા કરવી જોઇએજ નહિં.

કોઈ પણ જાતની શિક્ષા એમ કહ્યું તેથી સમજાયુંજ હોવું જોઈએ કે સજા-શારીરિક શિક્ષાનો પણ સમાવેશ થઈજ જાય છે. ન આવડવા માટે, કે ન સમજવા માટે કોઇ પણ છોકરાંને જરા સરખી પણ શારીરિક સજા ન કરવી જોઇએ એ શિક્ષકોથી હજી સમજાયું લાગતું નથી. કારણ માત્ર એટલુંજ છે કે આપણા શિક્ષકોમાંથી ભાગ્યેજ

પાંચટકા માનસશાસ્ત્ર એટલે કે માણુસનાં હૃદય અને મગજને લગતાં શાસ્ત્ર સંબંધે થોડીક પણુ પિછાન ધરાવતા હશે, હૃદય અને મગજની તાકાત વધારવામાં શારીરિક કે માનસિક શિક્ષા કોઇપણુ રીતે મદદરૂપ બનતી નથી એ સમજવામાં આવે તોજ શિક્ષકો ન આવડવા માટે સજા કરતા અટકે. તેવું ન થાય ત્યાંસુધી તો આ પ્રમાણે અપાતી સૂચનાજ કરવાનું રહે છે અને તે સૂચનાને સંપૂર્ણ શ્રદ્ધાથી સ્વીકારી તે પ્રમાણે વર્તન કરવાથી બાળકોમાં કેવો ફેરફાર પડે છે તે અજમાવી જોવાની વિનંતિ કરવાની રહે છે.

ઉપર કહ્યું છે તે માત્ર ન આવડવા માટે, બુદ્ધિ યાદદાસ્ત કે સમજશક્તિની ખામીને માટેજ કહ્યું છે. તેવી ખામીને માટે બાળકને જવાબદાર ગણી શકાય નહિં. કાં તો કુદરતનો દોષ છે, અને કાં તો શીખવનારનોજ દોષ છે. ઘણે ભાગે તો શીખવનારનોજ દોષ હોય છે. પાત્રની તાકાતનું ધ્યાન રાખ્યા વિના, છોકરાં સમજે છે કે કેમ તેનો વિચાર કર્યા વિના, શિક્ષક શીખવી ગયા હોય, શિક્ષક પોતે બોલી ગયા હોય તેથી પોતે શીખવ્યું એમ માનતા હોય—પણુ ખરી રીતે –છોકરાં કશુંજ સમજ્યાં ન હોય. –છતાં તેનો કશો વિચાર કર્યા વિના, પોતે એક વાર કહી ગયા હોય તે આવડવુંજ જોઇએ એમ માની લઇને, ન આવડે એટલે પોતે ખીજવાઇ જઇ માર મારવા મંડી પડે એવા ઘણા શિક્ષકો આપણી જાણુમાં છે. તેવા શિક્ષકો પોતાના દોષ તરફ દૃષ્ટિ કરતાં શીખે તો એકદમજ સમજી

શકે કે જે માર છોકરાંને ભાગે ગયો તેના અધિકારી છોકરાં હતાંજ નહિં.

છોકરાંમાં તાકાત હોય, પોતે બરાબર શીખવતા હોય, છતાં જો છોકરૂં જાણી જોઇને બેધ્યાન રહેતું હોય, બેદરકારી બતાવતું હોય, તો તે બેદરકારી સુધારવા માટે કોઇ વાર સજાની જરૂર સ્વીકારી શકાય ખરી, પરંતુ આવા કિસ્સા બહુજ જૂજ હોય છે. જો જરાક માયાભરી રીતે છોકરાં સાથે બોલવામાં આવે, જરાક ધીરજર્થ તેમને શીખવવામાં આવે, તો પછી બેદરકારી બતાવે તેવ છોકરાં ઘણાંજ થોડાં નીકળે.

ન આવડવા માટે કે કમતાકાત માટે તો કશી જાતની સજા કરવીજ નહિં, એટલુંજ નહિં, પણ બીજા ગુન્હા માટે પણ સજા એ બહુજ અછૂટકે વાપરવાનું હથિઆર સમજવાનું છે. સજાથી છોકરાં ખરી રીતે સુધરતાં નથી—સજાની બહુ અસર પણ ટકતી નથી—વારંવારની સજાથી છોકરાં નઠોર થઇ જાય છે, એ અનુભવ ઘણા શિક્ષકોને થયો હશે છોકરાંને અસર કરી શકાય છે એ સજાની ધાકથી, 'હાય માર્યા.'—'હાય માર્યા' એવી ધાક જેટલી અસર કરી શકે છે તેટલી અસર પાંચ સાત સોટી પણ કરી શકતી નથી વારંવાર મારમાર કર્યાથી પાંચ સાત સોટી પણ જે અસર ન કરે તેવી અસર કાયમની ધાક પછી પડતી એકજ સોટી કરી શકે છે. એટલે સજાનો ઉપયોગ જેમ બને તેમ થોડો કરવો એ સજા અસરકારક બનાવવા માટે જરૂરનું છે.

શિક્ષકો કેટલીક વાર બહુ ક્રૂર રીતે સજા કરે છે. આંહિં તો સજા માત્રનો નિષેધજ કરવામાં આવ્યો છે તેથી વગર કહેજ સમજી લેવાનું છે કે ક્રૂર રીતની તો સજા થવી જોઈએજ નહિં.

ચોરી, અસત્યવાદ, લુચ્ચાઇ એવા ગંભીર ગુન્હા માટે અને અસહ્ય તોફાન અને કે નફટ ધીંગા મસ્તી માટે શિક્ષાની જરૂર પડે ખરી, અને અછૂટકે સજા કરવી પડે તો કરવી. પણ તેવે વખતે યાદ રાખવું કે–૧. સજા ગુન્હાના પ્રમાણમાં છે; ૨–સજા છોકરાને સુધારવા માટે કરવામાં આવે છે; ૩. સજાની અસર આખી શાળામાં કે આખા વર્ગમાં જોઇએ તેવી થાય છે; ૪. સજા ગુસ્સે થઇને કે વૈરભાવ જેવી લાગણીથી થતી નથી; ૫. સજાથીસજા કરનાર અને સજા ખમનાર વધારે સારા બનવાની આશા છે.

સજાનો આટલો બધો વિરોધ બતાવેલો હોવા છતાં દરેક મુખ્ય શિક્ષકે એટલી તો સંભાળ રાખવાની છે કે 'આ શાળામાં સજા કરવામાં આવતીજ નથી' એવો ખ્યાલ શાળાનાં છોકરાંમાં પ્રસરી ન જાય. જો તેવો ખ્યાલ એકવાર ફેલાયો, તો અંકુશ તદ્દનજ ખસી આવવાનો, એટલુંજ નહિં, પણ શાળાની સમગ્ર અસરને પણ હાનિ થવાની. સજા કરવી નહિં એવી મદદનીશ શિક્ષકોને આપેલી સૂચના બાળકોની જાણમાં ન આવે તેમ સારૂં. ઉપર કહ્યું છે તેમ સજા બહુ લાભકારક નથી, પણ સજાની ધાક વિના તો ન ચાલે એવી આપણી હાલની દશા છે.

જેમ સજાને માટે કહ્યું તેમજ ઇનામને માટે સમજવાનું છે. ઇનામની લાલચેજ કામ કરાવનાર શિક્ષક સારો શિક્ષક નહિં ગણાય. ઇનામની કિમ્મત કે ઇનામની ઉપયોગિતા કરતાં ઇનામ જે ભાવથી આપવામાં આવે છે તે ભાવ વધારે અસરકારક નીવડે એવું થવું જોઇએ. જ્યાંસુધી મમત્વને દૂર ન કરાય ત્યાંસુધી ઇનામની મળતી પ્રેરણા પણ દૂર ન કરાય. આપણે જાણીએ છીએ કે મમત્વ તો મહાયોગીઓ પણ દૂર કરી શકતા નથી અને તેથી તે ભાવ નાબુદ થાય એવું સાધારણ મનુષ્યમાં તો બનેજ નહિં. પરંતુ બાળકોને વારંવાર ઇનામની લાલચ આપ્યા કરવી એ જરા પણ સલાહ ભરેલું નથી એટલું તો ખાસ યાદ રાખવું જોઇએ.

૯

## ફ્રોબેલ અને મોન્ટેસોરી.

કિન્ડરગાર્ટન વિષે આગળ થોડુંક કહેવામાં આવ્યું છે. 'કિન્ડરગાર્ટન' નો મૂળ અર્થ 'બાળ બાગ' એવો થાય છે, અને તે શબ્દ તેના યોજનાર ફ્રોબેલે પોતાની નવી નિશાળના નામ તરીકે વાપર્યો છે. ફ્રોબેલને પ્રચલિત શિક્ષણ પદ્ધતિમાં અપૂર્ણતા જણાઇ; અભ્યાસક્રમ અયોગ્ય, શિક્ષણ પધ્ધતિ અસંતોષકારક, શાળાઓ શાળાનાં નામનેજ લાયક નહિં એવી; આવી સ્થિતિ લાગવા સાથે, તેને એમ પણ જણાયું કે છોકરાંઓની ઉમ્મરનો પ્રારંભનો ભાગ તદ્દન દેખરેખ વગરનો જાય છે. તે ભાગમાંથી થોડાને

ઉપયોગમાં લઈ, શિક્ષણુ શરૂ કરી શકાય-કરવું જોઇએ. આ બધા વિચારોના પરિણામે તેણે શિક્ષણુ અને કેળવણીની પધ્ધતિ, શાળાઓનું કામ, બાળકો પર શાળાઓએ પાડવી જોઇતી છાપ, વિગેરે વિષે પુષ્કળ ઊહાપોહ કરી કેટલાક પ્રયોગો કરી જોયા, અને છેવટે એક નવી જાતની નિશાળ શરૂ કરી પોતાના વિચારોને મૂર્ત્ત સ્વરૂપમાં બતાવી, કેળવણી અને શિક્ષણુના વિષયમાં સુધારો કરવાનો નિશ્ચય કર્યો. તેને નિશાળોમાં, કેળવણીની પદ્ધતિમાં અને અભ્યાસ-ક્રમમાં ખાસ ફેરફાર કરવા જેવું લાગ્યું તે નીચેની બાબતોમાં.

૧. પ્રચલિત નિશાળોમાં છોકરાં સાત, છ કે બહુ વહેલાં તો પાંચ વર્ષની ઉમરે દાખલ કરવામાં આવતાં હતાં. ફ્રોબેલને લાગ્યું કે ત્રણુ વર્ષ પુરાં થાય ત્યારથી બાળકોને રીતસર કેળવણી આપવાનું શરૂ કરી શકાય. ત્રણથી છ વર્ષ સુધીમાં સંભાળપૂર્વક કેળવવામાં આવે, તો બાળકોનાં ત્રણુ વર્ષનો લાભ લેવાય, કેળવણી વધારે સારી રીતે આપી શકાય, અને તદ્દન નકામાં જતાં ત્રણુ વર્ષનો સારો ઉપયોગ થાય.

૨. પ્રચલિત નિશાળોમાં ઘણું ખરૂં પુસ્તકિયા જ્ઞાનજ અપાતું હતું. બાળકોએ તો આપણે કરાવીએ તેટલુંજ અને તેજ પ્રમાણે કરવું જોઈએ; પુસ્તકપંડિત બનાવવાં એજ નિશાળનો મુખ્ય ધર્મ છેઃ આવી પ્રચલિત માન્યતા ખોટી હતી એમ ફ્રોબેલને લાગ્યું. બાળકોની બુદ્ધિ માત્ર પુસ્તક દ્વારાજ ખીલવવી એ વાજબી નહોતું. બાળકોએ ઇન્દ્રિયોનો

ઉપયોગ વધારે કરવો જોઇએ, પોતાની ઇન્દ્રિયોવડે પોતે જાતે જ્ઞાન અને કેળવણી મેળવી શકે એવું કરવું જોઇએ.

૩. નિશાળોના શિક્ષણથી છોકરાં માત્ર એકતરફી કેળવણીજ મેળવતાં હતાં. તેમનામાં વ્યવહાર બુદ્ધિ જોઇએ તેવી કેળવાતી નહોતી. શાળાઓ બાળકોને કેદખાના રૂપ ભાસતી–તેમાં બાળકો જવા રાજી ન થતાં.

આ મુખ્ય બાબતો પર ફ્રોબેલે ધ્યાન પહોંચાડયું અને પોતે એક એવી નિશાળ કાઢી કે તેમાં ત્રણ વર્ષ પૂરાં કર્યાં હોય તેવાં બાળકને દાખલ કરવામાં આવ્યાં; તેમને અનુકૂળ પડે તેવો અભ્યાસક્રમ અને તેવી પદ્ધતિ શોધી કાઢી, બાળકોની બધી ઇન્દ્રિયોનો ઉપયોગ તેઓ કરી શકે તેવો ક્રમ રાખવામાં આવ્યો; બાળકો તે નિશાળમાં હોંસે હોંસે જાય, જેવી હોંસથી બગીચામાં ફરવા જાય તેવી હોંસથી શાળામાં જાય; શાળા કેદખાના રૂપ નહિં, પણ બાગ જેવી લાગે; અને બાળકો તેમાં આનંદથી ભણે, ભણીને વ્યવહાર-કુશળ થાય, ભણતર જીવનમાં લાભ અપાવનારૂં થાય, અને બાળકો ખરાં માણસો થાય.

આવી જે નિશાળ ફ્રોબેલે કાઢી તેનું નામ તેણે 'કિન્ડરગાર્ટન' રાખ્યું. તે નિશાળમાં જે પદ્ધતિ રાખવામાં આવી તેને કિન્ડરગાર્ટન પદ્ધતિ કહેવામાં આવી. તે નિશા-ળમાં ઇન્દ્રિયો કેળવવા, બાળકોને ગમત સાથે જ્ઞાન આપવા, તેમની વ્યવહાર કુશળતા વધારવા, જે જે રમતો અને ઉદ્યોગો દાખલ કરવામાં આવ્યા તેને 'કિન્ડરગાર્ટન બક્ષીસ' એવું નામ આપવામાં આવ્યું.

આ ઉપરથી જોઇ શકાશે કે કિન્ડરગાર્ટન એ કાંઇ વિષય નથી કે બીજા વિષયોની પેઠે કે બીજા વિષયોની સાથે શીખવાય. આ બાબત બધા શિક્ષકોએ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. કિન્ડરગાર્ટન પદ્ધતિ એ તો એવી એક શિક્ષણપદ્ધતિ છે કે તેથી બાળકોનો જરા પણ વખત નકામો ન જાય, બાળકો પોતાની સઘળી ઇન્દ્રિયોનો ઉપયોગ કરતાં કરતાં આપોઆપજ નવું નવું જ્ઞાન મેળવવા પ્રવૃત્ત થાય, બાળકો એવું ભણે કે તે તેમને વ્યવહારમાં ઉપયોગી થાય. કુદરતની વિકાસ કરવાની પદ્ધતિ અને ક્રમ ધ્યાન રાખી જે પદ્ધતિ ફ્રોબેલે દાખલ કરી તે પદ્ધતિ 'કિન્ડરગાર્ટન પધ્ધતિ' તરીકે ઓળખાવા લાગી.

આ કિન્ડરગાર્ટન પદ્ધતિ એ શું છે એ વિષે આંહિ વિસ્તાર કરવાની જરૂર લાગતી નથી. જીજ્ઞાસુએ આ લેખકની 'કિન્ડરગાર્ટન સંબંધે છ લેખો' છે તે ગ્રંથિકા જોઇ લેવા કૃપા કરવી.

ફ્રોબેલ પછી કિન્ડરગાર્ટન પદ્ધતિ હળવે હળવે બહુ પ્રચારમાં આવતી ગઇ; 'કિન્ડરગાટન' ઠેકઠેકાણે નીકળવા લાગી. જૂદા જૂદા દેશોમાં તે પ્રયોગ સ્વીકારવા લાગ્યો. પરંતુ બધી પધ્ધતિઓમાં બને છે તેમ, કિન્ડરગાર્ટન પધ્ધતિના પૂજકોએ તેના મોહને એવો વધારી દીધો, ફ્રોબેલના ક્રમને એવો આવશ્યક અને અવિકારી ગણ્યો કે ફ્રોબેલનો મૂળ સિધ્ધાન્ત અને મૂળ હેતુ હળવે હળવે વિસારે પડવા લાગ્યા. માત્ર અમુક પ્રતની નિશાળોમાં તેક્રમ સંચારૂપેજ દાખલ થઇ ગયો અને સંચારૂપેજ શીખવવા લાગ્યો,

પરંતુ મૂળ સિધ્ધાન્ત સર્વત્ર સ્વીકારાય તેવો હોવાથી કિન્ડરગાર્ટનનો પ્રચાર વધતો અને વધતો ચાલ્યો. તે પધ્ધિતિમાં શીખવનાર–શિક્ષક–ની જરૂર પહેલેથીજ સ્વીકારવામાં આવી છે; વર્ગમાંનાં બધાં છોકરાંએ એકસાથે કામ કરવું એ પણ સિધ્ધાન્ત તરીકેજ સ્વીકારવામાં આવ્યું છે; બાળકોને કુદ્રતને અનુસરીને કેળવણી આપવી એમ માનેલું હોવા છતાં, શિક્ષકો પોતાની સમજ પ્રમાણે બાળકોને બક્ષીસો, ઉદ્યોગો, ગીતો વગેરે શીખવી શકે. ફ્રોબેલનું ખરૂં કહેવું એ હતું કે બાળકોને કુદ્રત જે કેળવણી આપે છે તેને અનુકૂળ થઈ આપણે ઘટતી યોજના કરવી; અને પોતાના કહેવા પ્રમાણે તેણે યોજના પણ કરી. પરંતુ તે યોજના એવી હતી, અને તે યોજના અમલમાં મૂકવાની પધ્ધતિ એવી હતી કે તેથી બાળકોને કુદ્રતના વલણે વર્તવાની છૂટ ઘણી થોડી રહેતી. ફ્રોબેલની કિન્ડરગાર્ટનોમાં શિક્ષક નક્કી કરે તે પ્રમાણે આખી નિશાળે કામ કરવું જ જોઇએ. બાળકોના સમુદાય કરવામાં આવે છે. તે સમુદાયમાંનાં બધાં બાળકોએ તે પ્રમાણેજ કામ કરવું જોઇએ. બાળકોને સ્વતંત્રતા તો નામનીજ હતી. કિન્ડરગાર્ટનોમાં બાળકોને ખરી સ્વતંત્રતા મળતી નહોતી. આ પરિણામ પર વિચાર કરતાં મોન્ટેસોરી નામનાં એક બાઇને સુઝી આવ્યું કે બાળકોને ખરી રીતે સ્વતંત્રતા આપવી હોય, તો કિન્ડરગાર્ટનની બક્ષીસો, કિન્ડરગાર્ટનના શિક્ષકો, કિન્ડરગાર્ટનની યોજના એ કામમાં આવી શકે નહિં. વળી, તે બાઇને એમ પણ લાગ્યું કે ત્રણ વર્ષ પૂરાં થતાં સૂધી પણ બાળકોને

કેળવણીથી દૂર રાખવાં એ વાજબી નથી. સાધારણ રીતે બાળક દોઢથી અઢી વર્ષ સુધીના એક વર્ષમાં જેટલું શીખે છે તેટલું બીજાં પાંચ વર્ષમાં પણ ભાગ્યેજ શીખે છે. કુદ્રત તેજ વર્ષમાં બહુ તેજદાર હોય છે, બાળક નવું નવું શીખવા માટે તેજ વર્ષમાં બહુ લાયક હોય છે, માટે તે વર્ષ નકામું જાય તે મોટું નુકસાન સમજવું જોઈએ. કોઈ કોઈ છોકરૂં દોઢ વર્ષની ઉમ્મરે શાળામાં મૂકી ન શકાય એવું હોય છે, અને તેથી અમુક વર્ષની હદ ન રાખતાં છોકરૂં એકલું રહી રમી શકે તેવું થાય ત્યારથીજ તેની કેળવણીની શરૂઆત કરવી જોઇએ એમ મત સ્થાપિત કર્યો.

આમ એ વાતમાં બાઈ મોન્ટેસોરી ફ્રોબેલથી પણ આગળ વધ્યાં. દોઢ બે વર્ષની ઉમ્મરથીજ કેળવણીની શરૂઆત કરવી, તથા નાનાં બાળકોને કેળવણી આપવા માટે કોઇ શિક્ષક હોવો ન જોઇએ-એટલે કે શિક્ષક તરીકે શીખવનાર કોઈ ન જોઇએ. નાનાં બાળકોને માથે દેખરેખ રાખનાર, તેમને દોરનાર અને માર્ગ બતાવનાર તો જોઇએ, પણ તે માર્ગદર્શક છોકરાંને શીખવવાનું નથી-આમ કરો, આ ગણો, તે વાંચો, એમ છોકરાં પાસે કામ કરાવવાનું નથી. માત્ર છોકરાં પોતાની મેળે કામ કરે, રમે; તે પર નજર રાખી, છોકરાંને માર્ગ બતાવવો, રમત બતાવવી; કાંઇ ઈજા ન થાય તેનું ધ્યાન રાખવું, અને બધાં છોકરાં પોતપોતાની વૃત્તિ અનુસાર વર્તે છે કે કેમ એ જોતા રહેવું એટલુંજ કામ માર્ગદર્શકે કરવાનું છે.

પાંચ પચાસ છોકરાં ભેગાં કરવાં એ તો જરૂરનુંજ ગણ્યુંજ છે–તેથી છોકરાં સાથે સાથે રમે, એક બીજાની મદદથી શીખે, એક બીજાને શીખવે, સહજીવનના લાભ લઈ શકે અને આપોઆપ કેળવાતાં જાય: આવું ધોરણ હોવાથી માર્ગદર્શકે કોઈવાર બધાંને ગીતમાં કે કસરતમાં, બગીચામાં કે મંદિરમાં સાથે લેવા પ્રયત્ન કરવાના છે. પણ તે પ્રયત્નમાં છોકરાંને હુકમ કરવાનો નથી,–છોકરાં પોતાની મેળેજ આવે–ભળે એવી યુક્તિ વાપરવાની છે.

આવી યોજનામાં કિન્ડરગાર્ટનની બક્ષીસો અને ઉદ્યોગો બહુ ઉપયોગી ન થાય એ દેખીતુંજ છે. બાઈ મોન્ટેસોરીએ પોતાની યોજના પ્રમાણે બાળકોને કેમ કેળવણી આપી શકાય એ વિગતથી જણાવ્યું છે, રમતો કલ્પી કાઢી છે, અભ્યાસક્રમ ઘડી કાઢયો છે, અને તે પધ્ધતિ અમલમાં મુકવા માટે જે જે સગવડ જરૂરની ગણાય તે આપી છે, જે જે સિધ્ધાન્ત જરૂરના ગણાય તે સમજાવ્યા છે.

ફ્રોબેલની ઇન્દ્રિયોને કેળવણી આપવાનો સિદ્ધાન્ત બાઈ મોન્ટેસોરીએ સંપૂર્ણપણે સ્વીકાર્યો છે, માત્ર કેળવણી આપવાની રીતમાં તફાવત બતાવ્યો છે અને તે તફાવતના પ્રમાણમાં રસ્તાઓ, રમતો, અને સાધનો પણ રજુ કર્યાં છે.

મોન્ટેસોરી પધ્ધતિ વિષે ભાઇ પુરાણીએ એક પુસ્તક લખ્યું છે અને તેથાં પધ્ધતિ. સિદ્ધાન્ત, અને ક્રમ વગેરે વિષે વિવેચન કરવામાં આવેલું હોવાથી એ વિષે આંહિં લંબાણ કરવાની જરૂર જાણી નથી. જીજ્ઞાસુઓએ તે પુસ્તકનો અવશ્ય અભ્યાસ કરવો.

ફ્રોબેલની પહેલાં જે શાળાઓ હતી અને તેમાં જે શિક્ષણ અપાતું હતું તેમાં કેવી જાતના ફેરફાર ફ્રોબેલે પોતે ઇચ્છયા, અને બાઇ મોન્ટેસોરીએ શા સુધારા રજુ કર્યા એ ફરીથી ટુંકમાં જોઇ જઈએ.

પહેલાં નિશાળોમાં પાંચ છ વર્ષનાં છોકરાંને દાખલ કરવામાં આવતાં–શિક્ષણની શરૂઆત પાંચ છ વર્ષની ઉમ્મરે જ કરવામાં આવતી. શાળાઓમાં પુસ્તક જ્ઞાન પર વધારે ધ્યાન અપાતું. તેમાં બાળકોની બધી ઇન્દ્રિયોને વિકાસ માટે પ્રસંગો રાખવામાં આવ્યા નહોતા, અનુકૂળતા આવતી નહોતી. શાળાઓમાં વ્યવહારકુશળતાની દરકાર થતી નહોતી. પુસ્તક પંડિત બનાવવામાં શાળાઓનું શિક્ષણ સમાપ્ત થતું–પર્યાપ્ત ગણાતું. શાળાઓમાં બાળકોને જવાનો કંટાળો રહેતો–શાળાઓ કેદખાનારૂપ હતી. શિક્ષકો ત્રાસરૂપ ભાસતા.

ફ્રોબેલે ત્રણથી પાંચ વર્ષની ઉમ્મરમાં કેળવણી આપી શકાય–આપવી જોઇએ એ બતાવ્યું–તેને માટે અભ્યાસક્રમ બતાવ્યો, પદ્ધતિ સમજાવી. બાળકોને પોતપોતાની ઇન્દ્રિયો કેળવતાં શીખવ્યું, પોતાની ઇન્દ્રિયોના ઉપયોગદ્વારા જ્ઞાન કેમ મેળવવું એ સમજાવ્યું. બાળકોની સમગ્ર શક્તિ વૃત્તિના વિકાસની દરેક શાળામાં સગવડ હોવીજ જોઇએ–તેવું લક્ષ નહિં રાખનારી નિશાળ ન કહેવાય એમ સમજાવી, વ્યવહાર કુશળતા અને ભણતરનો જીવનમાં ઉપયોગ એ બે કેળવણીનાં આવશ્યક પરિણામ હોવાં જોઇએ એ સિદ્ધ કર્યું. આવી રીતે શિક્ષણ અપાય તો શાળાઓ કંટાળારૂપ ન થવી જોઇએ, શિક્ષકો ત્રાસરૂપ ન હોવા જોઈએ, બાગમાં જેવા

આનંદથી ફરવા રમવા છોકરાં જાય તેવા આનંદથી તેઓ નિશાળમાં આવવાં જોઇએ. બાગમાં જેવી રીતે કુમળા છોડાને ઉછેરવામાં આવે છે તેવી રીતે, છોડ જેવા બાળકોને ઉછેરવા જોઇએ, એ ભાવના પ્રકટપણે સમજાવવા પોતાની નિશાળનું નામ પણ 'કિન્ડરગાર્ટન' એટલે બાળકોનો બગીચો' એવું રાખ્યું.

બાઇ મોન્ટેસોરીએ ફ્રોબેલથી આગળ વધી સમજાવ્યું કે દોઢ બે વર્ષની ઉમ્મરથી પણ કેળવણીની શરૂઆત કરી શકાય છે, કરવી જોઇએ. ઇન્દ્રિયોના વિકાસ અને ઉપયોગમાં શિક્ષક–શિખવનારની જરૂર ઓછી ગણવી જોઇએ.બાળકો પોતાની મેળેજ, સ્વતંત્ર રીતેજ પોતાની રમતો રમે, ઇન્દ્રિયોનો ઉપયોગ કરે, જ્ઞાન મેળવે, અને જાતેજ શિક્ષણ અને કેળવણીમાં આગળ વધે તેવું જોઇએ. ફ્રોબેલના સિધ્ધાન્તોથી ઘણું જૂદાપણું ન હોવા છતાં, તે સિધ્ધાન્તોને અમલમાં મૂકવાની પધ્ધતિમાં ઘણો સુધારો જરૂરનો છે એમ બાઈ મોન્ટેસોરીએ બતાવ્યું, અને તે પધ્ધતિ પ્રમાણે કામ કેમ કરી શકાય એ સમજાવ્યું.

ફ્રોબેલ અને મોન્ટેસોરીની પધ્ધતિ પ્રમાણે કામ કરવા માટે હાલ એક માન્યતા એવી પ્રવર્તે છે કે તેવી રીતે શીખવવા માટે અમુક અમુક સાધનોની બહુજ આવશ્યકતા છે. તે તે યોજના રજુ કરનારે જે જે સાધનો ઘડી આપ્યાં છે તે બધાં હોય તોજ કામ થાય. એ વાત ખરી છે કે તે તે સાધનો હોય તો કામ સારૂં થાય; તેથી બને ત્યાં સુધી પહેલાં તો તેજ સાધનોથી શરૂઆત કરવી જોઇએ.

પરંતુ આટલું સ્વીકાર્યા પછી પણ એટલું ઉમેરી શકાશે કે તે સાધનોમાંથી ઘણાંક દરેક ગામ ઉત્પન્ન કરી શકે તેવાં છે. બહુ ઝીણવટમાં ન જઇએ, કામ પૂરતુંજ લક્ષ રાખીએ, આપણી રીતભાત અને આપણા દેશ રિવાજને ધ્યાનમાં લઇ કામ કરવા ઇચ્છીએ, તો તેવાં સાધનો આંહિં ઉપજાવી ન શકાય તેવું કાંઇ નથી. વિદેશીનો મોહ એટલો બધો છે, વિદેશી પધ્ધતિ ગ્રહણ કરીએ માટે તેમાં બધુંજ બીજે થતું હોય, તેવુંજ હોવું જોઇએ એવી માન્યતા એટલી બધી જોરદાર છે, કે તે પદ્ધતિ સ્વીકાર્યા, પછી તેને માટે વાપરવા જોઈતાં સાધનો આપણા દેશને અનુકૂળ કરવાનું જો કોઈ કહે તો તે તરફ અશ્રધ્ધાની નજરથીજ જોવાય છે. આપણાં ઘરોમાં ખુરશી ટેબલ ન હોય, હાથ મોં ધોવા માટે ગેંડી ઘોડીનો રિવાજ ન હોય, તોપણ કિન્ડરગાર્ટન કે મોન્ટેસોરીની પદ્ધતિથી ચલાવવાની નિશાળમાં નાનાં નાનાં ખુરશી ટેબલ જોઇએ, નાની ગેંડી, ટુવાલની ઘોડી વગેરે જોઇએ. આવો આવો આગ્રહ એજ બતાવે છે કે આપણે તો વાંદરીઆ નકલ કરનારા, અને સ્થાપિત પદ્ધતિના ગુલામજ, છીએ. શિક્ષકો સિદ્ધાન્ત સમજી, પધ્ધતિનો બરાબર અભ્યાસ કરી, તેને આપણા રીત રિવાજને અનુકૂળ કરીને અમલમાં મૂકે એ બહુ ઇચ્છવા જેવું છે.

## ૧૦

## થોડીક વિશેષ બાબતો.

આગલા ખંડોમાં આપેલી સૂચનાઓથી શિક્ષકને ધ્યાનમાં રાખવાની બાબતો પૂરી થઈ એમ માનવાનું નથી.

તે સૂચનાઓ ઉપરાંત થોડીક વિશેષ બાબતો આ ખંડમાં આપવામાં આવી છે. પણ તેટલીથી પણ શિક્ષકોને સમજવાની, શીખવાની, અમલમાં મૂકવાની બાબતોની યાદી સંપૂર્ણ બની જશે નહિં. દરેકે દરેક વિષય અને દરેકે દરેક પ્રશ્ન માટે ઘણી વિગતો જાણવાની હોય છે, અને તે બધી વિગત પ્રારંભપોથીમાં લખવાનું વાજબી ગણાય નહિં. ઘણીખરી વિગત તો અનુભવથી અને સામાન્ય સમજના વિકાસથીજ જાણી લેવાય તેવી પણ હોય છે, અને તેથી પુસ્તકોમાં તેવી બધી વિગતની આશા રાખવી એ પણ વ્યર્થ છે. છતાં માર્ગદર્શક સૂચન પર લક્ષ રાખવામાં આવે તો શિક્ષક અને શિષ્ય બંનેને અવશ્ય લાભ થાય છે. કેટલીક તેવી સૂચના આપવાની જરૂર પણ છે. તેમાંથી થોડી ઘણી અપાઈ છે. બાકીની થોડીક સંક્ષેપમાં જણાવી દઈ આ પ્રકરણ પૂર્ણ કરવા ધાર્યું છે.

તેવી પહેલી બાબત શિક્ષકની એક બહુ સામાન્ય દલીલ પાયા વગરની છે એ બતાવવાની છે. જ્યારે કોઇ પણ છોકરાંને કાંઇક ન આવડે અથવા તો કોઇ છોકરાંનું કામ અધુરૂં-થોડું-છે એમ કહેવામાં આવે ત્યારે 'એ છોકરૂં તો બહુ નબળું છે, કાંઇ શીખતુંજ નથી, સમજતુંજ નથી' એવો-ખુલાસો કરવામાં આવે છે. આવો ખુલાસો સોમાંથી નવાણું કિસ્સામાં તો પાયા વગરનોજ હોય છે. શિક્ષકનું બે-ધ્યાન, સારાં છોકરાં પોતાની મેળે શીખતાં જાય એટલે શિક્ષકે બીજાંને કાંઈ પણ સમજાવવાની દરકાર ન કરી હોય તે કારણ, અને ઘણે ભાગે તો બધાં છોકરાં પર લક્ષ રાખવાની ફરજ

છે એ સમજની ખામી–આવાં કારણથીજ છોકરૂં પછાત પડી રહે છે. આગળ કહ્યું છે તે પ્રમાણે છોકરાંની ગ્રાહક-શક્તિ, ધારક શકિત અને કલ્પના શકિતમાં તફાવત હોય છે એ ખરૂં છે, પણ એક વાર કહ્યાથી, કે સમસ્ત રૂપે શીખવ્યાથી કોઇ છોકરૂં કાંઈ કામ કરી ન શકયું માટે તે નબળું છે એમ કહેવું એ તો છોકરાંને સમજવાનીજ કમતાકાત સિધ્ધ કરે છે. છોકરા પર ધ્યાન રાખી, તેને રસ પડે તેવી રીતે, તે ધ્યાન રાખી શકે તેવી રીતે, શિક્ષક કહે છે તે તે છોકરૂં સમજી શકે છે કે નહિં તેની ખાતરી કરતા જઈને, જો દરેકે દરેક છોકરાને શીખવવામાં આવશે તો 'નબળાં' કહી શકાય તેવાં છોકરાં ઘણાં થોડાં માલુમ પડશે.

સંભવ છે કે કોઈ છોકરાં પ્રમાણમાં વધારે નબળાં હોય. તેવાં છોકરાં પર નારાજ થવું, ચીડાવું, કે તેમને ઠોઠ ઠોઠ કહી હલકાં પાડવાં એ શિક્ષકને માટે ઘણું ખરાબ કહેવાય–તેવાં છોકરાંને બરાબર પારખી કાઢી, બીજાં છોકરાં કરતાં તેમના તરફ ખાસ વધારે ધ્યાન આપવું એ શિક્ષકની ફરજ છે. આખા વર્ગને સમજાવતાં સમજાવતાં, તેવાં છોકરાં પર જરા સવિશેષ નજર રાખવી, આખા વર્ગની સાથે કામ થઈ રહ્યા પછી, છેવટની પાંચ સાત મિનિટ તેવાં છોકરાંને ફરી સમજાવવામાં કાઢવી, અને તેવાં છોકરાંને કાળજીપૂર્વક મદદ કરવી એ શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

૨. છોકરાં સાથે કામ કરતી વખત શિક્ષકની બોલવા વર્તવાની રીત જેમ વધારે આકર્ષક અને માયાભરી હશે તેમ વધારે લાભ થશે. પોતે છોકરાંને કાંઇ કહેતા હોય

તેની અલગ વૃત્તિથી છોકરાંપર બહુ અસર થતી નથી, પણ પોતે છોકરાં સાથે બોલતા હોય, વાતચિત કરતા હોય, તેમની સાથે એક ઉપરી કે મોટા તરીકે નહિં, પણ સરખાપણાંથી અને સમોવડિયા તરીકેજ તેમની સાથે હળતા મળતા, વાતચિત કરતા હોય તેવું સ્વરૂપ રાખવાથી છોકરાંને વધારે લાભ થાય છે. છોકરાંની સાથે કામ કરતાં હુમ્મેશાં તેજ રીત રાખવી જોઈએ. શિક્ષક છોકરાં સાથે વાતચિત કરતા હોય, તેમને પોતાની સાથે લઈ તેમનાં હૃદય પોતાની તરફ આકર્ષી લેતા હોય, તેવી રીતે વર્તવાથી શિક્ષક પોતાનું કામ સફળ બનાવી શકે છે—તેમ વર્તવાથીજ શિક્ષક પોતાની ફરજ સમજે છે એમ કહેવાય.

૩. શીખવતી વખત ઘણા શિક્ષકોને હાથમાં ચોપડી રાખી, ચોપડી વાંચતા જઈ છોકરાને સમજ્યા સમજ્યા, એમ કહી શીખવવાની ટેવ હોય છે. શિક્ષક અને શિષ્યની વચ્ચે સીધો આંખે આંખ મળવાનો સંબંધ બહુ અસરકારક થાય છે. તેમાં ચોપડી રાખવાથી શિક્ષક અને શિષ્યનો સીધો સંબંધ તૂટતો લાગે છે અને જે આકર્ષણ શિક્ષક વગર ચોપડીએ શીખવવાથી કરી શકે છે તે આકર્ષણ ચોપડી હાથમાં હોય તો કરી શકતા નથી. તેથી પોતાને જે કાંઇ શીખવવું હોય તે પહેલાં તો ચોપડીની મદદ લીધા સિવાયજ શીખવવાની ટેવ રાખવી.

૪ શીખવતી વખતે પ્રત્યક્ષ પદાર્થોનો ઉપયોગ જેમ બને તેમ વધારે કરવો. પદાર્થપાઠને વખતે તો પદાર્થો અવશ્ય હોવાજ જોઈએ. વાંચન વખતે પણ જેની વાત

આવતી હોય તે પદાર્થ પાસે રાખ્યા હોય તો વધારે લાભ થશે એ અનુભવથી સિદ્ધ કરી શકાશે. કર્ણદ્વારા જે ચિત્ર મગજમાં પડે છે તેના કરતાં નેત્રદ્વારા પડતાં ચિત્ર વધારે સચોટ, સ્થાયી, લાભકારક થાય છે અને તેથી માત્ર મોઢાંની વાતો કરતાં પદાર્થ કે પ્રસંગ પ્રત્યક્ષ બતાવવાથી શિક્ષણ વધારે સફળ થાય છે. કેટલાક પાઠો ભજવો શકાય તેવા હોય છે. ઈતિહાસની વાતો, ભૂગોળની હકીકત, સંવાદરૂપ પાઠ એ બધાને છોકરાંઓ પાસે ભજવાવ્યા હોય તો તેથી એવી સફળ અસર થાય છે કે છોકરાં તે તે હકીકત કદી પણ વિસરતાંજ નથી.

પદાર્થની ગેરહાજરી તરફ શિક્ષકનું ધ્યાન ખેંચવામાં આવે છે ત્યારે ઘણી વાર પુનરાવર્તન હોવાનો ખુલાસો આપવામાં આવે છે. પરંતુ ખાસ હેતુ સિવાય બીજી કોઈપણ વખત પદાર્થની ગેરહાજરી સ્વીકારી શકાયજ નહિં. પુનરાવર્તન હોય તોપણ તે તે પદાર્થ નજર આગળ તો હોવાજ જોઈએ.

આપણી નિશાળોનું શિક્ષણ કેવળ પુસ્તકિયાજ છે અને તેથીજ તેની સામે બુમાટ ઉઠાવાય છે. ત્રીજા ધોરણમાં કોષ્ટકો ચાલે, પણ છોકરાંએ ત્રાજવાં તોલાં કદી જોયાંજ ન હોય, અગર જોયાં હોય તો કદી તેનો ઉપયોગ કર્યોજ ન હોય; એટલે કોષ્ટકોની ગોખણપટ્ટી શો લાભ આપી આપી શકે ? આ એક માત્ર દૃષ્ટાન્ત તરીકેજ નોંધવામાં આવે છે. દરેકે દરેક વિષયમાં પ્રત્યક્ષ અને સાનુભવ જ્ઞાનનીજ અપેક્ષા છે અને તે વિષેની ઉપેક્ષા શિક્ષકને પોતાના ધંધાથી

કેવળ બીનવાકેફ અગર તો બેદરકારજ સિધ્ધ કરે છે. માટે દરેક શિક્ષકે દરેક વિષયમાં શું શું પ્રત્યક્ષ રાખી શકાય એમ છે, કયા કયા પ્રસંગ ભજવી શકાય એમ છે, શાનો શાનો અનુભવ છોકરાંને આપી શકાય એમ છે, એ બાબતોનો અવશ્ય વિચાર કરવો.

૫. પદાર્થ વગેરે પ્રત્યક્ષ રાખવાથી સિધ્ધિ મળી ચૂકી એમ માનવાનું નથી. તે પદાર્થ વિષે જ્ઞાન મેળવવાનું કાર્ય છોકરાંએ જાતેજ કરવું જોઇએ. શિક્ષકે તો માત્ર માર્ગદર્શક અને ક્રિયાપ્રેરક થઇ રહેવું. પદાર્થ બતાવી, 'જુઓ આ આમ છે અને જુઓ આ તેમ છે' કહી જનાર શિક્ષક માત્ર એક ડગલુંજ આગળ વધેલો કહેવાશે. તે તે પદાર્થનો ઉપયોગ છોકરાં જાતે કરે, વર્ગમાં જે કાંઇ કામ કરવાનું હોય તેમાં છોકરાં જાતે ભાગ લે તોજ શિક્ષણની અસર જોઇએ તેવી થવાનો સંભવ છે.

ઘણા શિક્ષકો છોકરાં પાસે કામ કરાવવાથી વિરૂધ્ધ હોય છે. નાનાં બાળકો પદાર્થને સંભાળી ન શકે, જોઇએ તેવો ઉપયોગ કરી ન શકે, પાડે, ભાંગે, ફોડે, બગાડે એવી એવી ધાસ્તી રાખ્યા કરે છે અને એવા મતથી છોકરાંને પૂતળાં જેવાં પોતાની સામે બેસારીજ રાખે છે. જે જે ધાસ્તી શિક્ષકને રહે છે તે તદ્દન નાપાયાદાર નથી; શિક્ષકના જેટલી સફાઇથી કે સંભાળથી છોકરાં કામ કરી ન શકે એ સમજી શકાય તેવી વાત છે. પણ તેટલા માટે છોકરાં પાસે કામ ન કરાવવું, છોકરાંને કામમાં ભાગ ન આપવો એમ સ્વીકારી શકાશે નહિં. છોકરાંને યોગ્ય રીતે દોરવાથી,

સંભાળથી તાકીદ આપવાથી, પાસે ને પાસે ઉભા રહી બધી કાળજી જાતેજ રાખવાથી, છોકરાંને આકર્ષક, ઉ-તેજક, વાતો કરી બહુજ સાવધાન બનાવવાથી શિક્ષક અનુભવથી જોઇ શકશે કે છોકરાં બહુ આનંદથી અને સંભાળથી કામ કરવામાં ઘણી તત્પરતા અને કાળજી બતાવે છે.

છોકરાં પાસે કામ કરાવવામાં કોઈ કોઇ શિક્ષક છેકજ બીજે છેડે જઇ બેસે છે. છોકરાંને કામ સોંપી પોતે કાં તો બેસી રહે છે, કાં તો જરા આંટો મારવા નીકળી પડે છે, કાં તો કાંઈ બીજે કામે વળગે છે. આમ કરવું એનો અર્થ તો પોતાનું કામ ન સમજવાની ગંભીર ભૂલ કરવા જેવુંજ છે. છોકરાં પાસે કામ કરાવવું એટલે પછી શિક્ષકે પાસે ન રહેવું કે કાંઈ ન જોવું એવું સમજવું નજ જોઈએ. શિક્ષકે તો છોકરાંની પાસે ને પાસે, સામે ને સામે, માર્ગદર્શક બની, પ્રેરક બની, રક્ષક બની, બધાં કામની જોખમદારી પોતાને શિરજ સમજવી જોઈએ. છોકરાં ઘણું સારૂં કામ કરતાં થઇ ગયાં હોય, તોપણ શિક્ષકે છોકરાંને એક ક્ષણ પણ રેઢાં મુકવાં જોઇએ નહિં.

૬. છોકરાંઓ વાંચતી વખત ચોપડી આંખની બહુ નજીક રાખે છે. તે એક એવી નુકસાનકારક આદત છે કે તેથી છોકરાંની આંખ ટુંકી નજરવાળી થઇ જાય છે. આ વાત શિક્ષકોની સમજમાં નહિં હોવાથી ચોપડી આંખથી યોગ્ય અંતરે રાખવા માટે જેટલો આગ્રહ રાખવો જોઇએ તેટલો રાખતા નથી. બહુ આંખ નજીક રાખવાથી છોકરાનું મોઢું ચોપડીથી ઢંકાઇ જાય, છોકરાની અને શિક્ષકની

નજર મળવી જોઈએ ત્યારે મળે નહિં, છોકરો ક્યાં નજર ફેરવે છે એ શિક્ષક જોઈ શકે નહિં. આ અને આવા બીજા ગેરફાયદા છે, પણ તેના કરતાં પણ આંખને જે હાનિ પહોંચે છે અને તેથી જે ગેરફાયદો છોકરાંને થાય છે એ અતિ મહત્ત્વનો છે. કેવી રીતે અને શો ગેરફાયદો છે તે સમજવા માટે શરીર રચનાનું કાંઈક જ્ઞાન હોવું જોઇએ. શિક્ષકોને માટે માનસશાસ્ત્ર, શરીર રચના અને એવી એવી ઘણી બાબતોનું સામાન્ય જ્ઞાન આવશ્યક છે. સામાન્ય જ્ઞાનની આવશ્યકતા વિષે આ પુસ્તકમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો છે તે કાંઈક શુભ ફળ આપનારો થાય એવી આશા રાખવામાં આવે છે.

આંખનું બંધારણ અને રચના તથા કાર્યક્રમ શિક્ષકોએ જાણવાની જરૂર છે. આંહિં સંપૂર્ણ જ્ઞાન આપવાનો લોભ રાખ્યો નથી; માત્ર જરૂર પૂરતુંજ કહેવામાં આવશે.

આંખમાં ધોળો ભાગ, કાળો ડોળો, અને તેની વચમાં કીકી છે એટલું તો દરેકના જાણવામાં હશે. કીકીમાં જોઇએ, તો જે સામે હોય તે દેખાય છે. કીકીમાં જેની જેની છબી પડે, કીકીમાં જે જે વસ્તુનો પ્રવેશ થાય તે જોઈ શકાય છે. કીકી ઝીણી સરખી હોવા છતાં તેમાં બાહ્ય જગતનું પ્રતિબિંબ પડે, તેટલુંજ દેખાય.

તે કીકીની રચના એવી છે કે તે નાની મોટી થઇ શકે છે. માણસ, અજાણતાં પણ જરૂર પ્રમાણે, તેને નાની

મોટી કરી શકે છે. બહુ દૂર વસ્તુ જોવી હોય કે બહુ ઝીણી વસ્તુ જોવી હોય, ત્યારે આપણે આંખ ખેંચીએ છીએ. તે આંખ ખેંચવી એ કીકીને નાની મોટી કરવાની ક્રિયા છે.

કીકી નાની મોટી થવાનો ગુણ, તેને નાની મોટી કરવાની શક્તિ, નાનપણમાં વધારે હોય છે; મોટા થતા જઇએ તેમ તેમ તે ગુણ ઓછો થતો જાય છે, તે શક્તિ કમી થતી જાય છે. નાનપણમાં જે સ્વરૂપ કીકી પકડે છે તે ઘણુંખરૂં આખી જીંદગી સુધી રહે છે.

વાંચતાં લખતાં અને બીજું કામ કરતાં નાનપણમાં જો વસ્તુઓ આંખની બહુ નજીક રાખીને જ કામ કરવાની આદત પડી જાય, તો કીકી અમુકજ સ્વરૂપને પામી જાય છે. રોજની આદતથી કીકી તેના તે સ્વરૂપને જ ગ્રહણ કરી લે, અને તેનો નાની મોટી થવાનો ગુણ ઓછો થઇ જાય. એટલે આંખની બહુ નજીક ચોપડી રાખવાથી છોકરાંની કીકી એવા દ્રઢ સ્વરૂપને પામી જાય છે કે પછી તેટલેજ ચોપડી રાખે તો જ વંચાય. ચોપડી જરા દૂર હોય તો કીકી પોતાનું સ્વરૂપ બદલી શકે નહિં, અને તેથી વાંચવામાં હરકત આવે. આવું પરિણામ આવે તેને આપણે 'ટૂંકી નજર' થઇ કહીએ છીએ અને તેને માટે પછી ચશ્માંની જરૂર પડે છે. જેમ બહુ નજીક રાખવાથી નુકસાન થાય છે, તેમજ બહુ દૂર રાખવાથી પણ નુકસાન થાય છે. માટે જો છોકરાંની આંખને બગડવા દેવી ન હોય તો શિક્ષકે નાનપણમાંથી જ તેમની ચોપડી પકડવાની આદત પર બહુ ધ્યાન રાખવું.

હમણાં હમણાં ટુંકી નજરવાળાં છોકરાં વધેલાં જણાય છે, ચશ્માંવાળાની સંખ્યા વધતી જણાય છે, તેનાં અનેક કારણોમાં શિક્ષકની બેદરકારી એ એક કારણ ગણવુંજ જોઇએ. દરેક શિક્ષકે છોકરાંને ચોપડી બહુ નજીક કે બહુ દૂર રાખતાં અટકાવવાં જોઇએ, ચોપડી આંખથી દોઢ બે ફુટને અંતરે, છાતીની સીધાણમાં, છાતી સરસી નહિં પણ તેથી સામે, જરા દૂર, રાખવી જોઇએ. લખતી વખત પાટી કે કાગળ પણ તેટલેજ દૂર રાખવાની જરૂર છે. આ સામાન્ય નિયમ ગણવો. કોઈ છોકરાને કુદ્રતી જ કાંઇ ખોડ હોય તો આ સામાન્ય નિયમને વળગી રહેવાની જરૂર ન જ ગણાય.

૭. શિક્ષકોની એક સામાન્ય દલીલ છે કે શાસ્ત્રીય સિદ્ધાન્તની વાત કરવી એ જૂદી વાત છે અને તે સિદ્ધાન્તોને અમલમાં મૂકવા એ જૂદી વાત છે. શાસ્ત્ર કહે તે પ્રમાણે અમલબજાવણી કરવાનું બનતું નથી. શિક્ષકો જો તે પ્રમાણે કરે તો તેમનું કામ પુરૂં જ થાય નહિં. ઘણા શિક્ષકો તો એમજ માને છે કે અધિકારીઓને તો હુકમ જ આપવાના છે, તેમને કાંઇ કામ કરવાનું નથી હોતું, ફરી જૂએ તો ખબર પડે. આવું માનનારાઓ ઘણી જાતના દોષોમાં ઘુમ્યા કરે છે. એક તો એ કે શાસ્ત્ર કેવી રીતે બંધાય છે એજ તેઓ સમજતા નથી; બીજો એ કે સિદ્ધાન્ત પ્રમાણે કરવાનું અશકયજ છે; ત્રીજો એ કે અધિકારીઓ સમજ વગરના, સ્થિતિનો વિચાર નહિં કરનારા, એકલા હુકમ કરનારા જ છે. જવાબ એ કે શાસ્ત્ર હમેશાં સિદ્ધાન્તો અમલમાં મૂકયા પછી જ બંધાય છે, એટલે

શાસ્ત્ર પ્રમાણે વર્તન ન થઇ શકે તો તે શાસ્ત્ર ખરૂં જ ન ગણાય. બીજો એ કે અમલબજાવણી કરવામાં યોગ્યતાથી અને બુદ્ધિથી પ્રયોગ કરવામાં આવે તો સિદ્ધાન્તો અવશ્ય અમલમાં મૂકી જ શકાય. ત્રીજો એ કે અધિકારીઓમાંથી કોઇ ભાગ્યવશાત્ ઉંચે ચડી ગયા હોય તો તે અપવાદ ગણાય—સાધારણ રીતે તો જે અધિકારીએ જાતે બધું કામ જોયું કર્યું ન હોય તે અધિકારી હુકમ કાઢતા પહેલાં પુષ્કળ જ વિચાર કરે છે. આ જવાબ સ્વીકારવાની શ્રધ્ધા ન હોય, તોપણ એક અજમાયશ દાખલ સ્વીકારી, ખરા જીગરથી વર્તન કરવામાં આવશે તો માલુમ પડશે કે રીતસર કામ કર્યાથી કામ પૂરૂં ન થાય એ માનવું ભૂલ ભરેલું જ હતું. રીતસર કામ કર્યાથી શરૂઆતમાં બહુ થોડું કામ થતું લાગશે, પણ તેથી જરાય મુંઝાવાની જરૂર નથી. પાયો બરાબર પાકો થશે, પ્રારંભ રીતસર થશે, એટલે એટલું સરળતાથી કામ આગળ વધતું જશે કે બાંધેલી મુદત કરતાં પણ થોડા વખતમાં કામ પૂરૂં થઇ શકશે; અને કામ થશે તે એવું સંગીન, પાકું, સમજભર્યું, થશે કે વગર પદ્ધતિએ પૂરા કરેલા કામ અને રીતસર પદ્ધતિથી પૂરા થયેલા કામ વચ્ચે કેટલો ફેર રહે છે એ આપોઆપજ જણાઇ આવશે. માટે દરેક શિક્ષકે ઉતાવળ કે અશ્રદ્ધા દૂર રાખી, રીતસર કામ કરી જોવું અને સ્વાનુભવથી જોવું કે પદ્ધતિસર કરેલું કામ ઉંચું આવે છે કે ઉતાવળથી પૂરૂં કરેલું કામ ઉંચું આવે છે. પ્રારંભના થોડા કે ધીરા કામથી જરા પણ મુંઝાવું નહિં, પણ બરાબર રીતસર કામ ચાલુજ રાખવું એમ

કર્યાથી ત્રણ ચાર માસમાં જોઈ શકાશે કે કામમાં કેવો ફેરફાર થઈ ગયો છે.

### ૮. ઉત્તમમાં ઉત્તમ કામ માટે આગ્રહ રાખોઃ—

શિક્ષકોને ચલવી લેવાની ઘણી ટેવ હોય છે. કાંઈક આળસ, કાંઈક સમજની ખામી, કાંઈક ગાંભીર્યની અણુસમજ, કાંઈક બેદરકાર વૃત્તિઃ આવાં આવાં કારણોને લીધે શિક્ષક જેવાં તેવાં કામથી ચલવી લે છે. પરિણામ એ આવે કે તેનાં છોકરાં ખરાં માણસો બનવાના સંસ્કાર મેળવવાથી બેનસીબ રહી જાય છે. શિક્ષકની બેકાળજી છોકરાંના આખા જીવનને ખરાબ કરી નાખે છે અને અચોકકસ, ગંદું, જેવું તેવું, અને તક પૂરતુંજ કામ કરવાની બાળકપણમાં પડેલી કુટેવ છોકરાંનું આખું જીવન બગાડી મૂકે છે. લખવામાં, બોલવામાં, ચાલવામાં, દરેક દરેક નાનાં મોટાં કાર્યમાં ઉત્તમમાં ઉત્તમ કામને માટે આગ્રહ રાખનાર શિક્ષક તેનાં છોકરાંને મોટા આશીર્વાદરૂપ છે. દરેક શિક્ષકે દરેક ક્ષણે સરસમાં સરસ કામ માટે આગ્રહ રાખવો; પોતે તેવુંજ કામ કરવું; છોકરાં તેવુંજ કામ કરે એવી ટેવ પડાવવી અને હલકી પ્રતિનું કામ કદી પણ સ્વીકારવું નહિં.

અમુક અમુક બાબતમાં છોકરાંની વ્યક્તિગત ભિન્નતા સ્વીકારવી પડશે, અને તેથી બધાં છોકરાં એક સરખુંજ કામ કદાચ બતાવી નહિં શકે–પણ દરેક છોકરૂં પોતાની તાકાત પ્રમાણે સરસમાં સરસ કામ કરે એટલું તો દરેક શિક્ષકે બહુ આગ્રહ રાખી જોયા કરવું જોઇએ.

૯ પૂરાં વાકયમાંજ બોલતાં શીખવો. ચોક્કસ અને ઉત્તમ કામ કરવા માટે ઘણી ઘણી બાબતોની નોંધ લઈ શકાય. પણ તેવી બધી બાબતોનો ઉલ્લેખ કરવાની આંહિ જરૂર ધારી નથી. તોપણ એક વાત તો ખાસ યાદ આપવાની જરૂર છે. છોકરાંઓના જવાબ બને ત્યાં સુધી પૂરાં વાકયમાં જ મેળવો. અધુરી રીતે આપેલા જવાબમાં ઘણી વાર ગોટાળો થવાનો સંભવ છે. શિક્ષક એક વાત સમજે–છોકરાંના મનમાં કાંઇ બીજીજ વાત હોય–તોપણ સંપૂર્ણ વાકય ન હોવાથી બંને સમજફેરની ભૂલથાપ ખાય એવું બનવા જોગ છે. વળી પૂરાં વાકયથી આપેલા જવાબ જ વિવેક ભર્યાં અને સારી રીતભાત દર્શાવનારા ગણવા જોઈએ. તેવી ટેવ ન પડાવવાથી છોકરાંઓ ઘણીવાર તોછડાં અને અચોક્કસ બની જાય છે. માટે બધા જવાબ બને તેટલા સંપૂર્ણ વાકયમાં લેવા માટે જ આગ્રહ રાખવો.

૧૦ પાઠ પાઠનો સંબંધ જોડો: નિશાળમાં ચાલતા વિષયો એક બીજાથી તદ્દન અલગ નથી. નિશાળમાં ગાળેલું જીવન સંસારમાં ગળાતા જીવનથી તદ્દન અલગ રહેવું ન જોઈએ: નિશાળ અને સંસારનો નિકટ સંબંધ છે તેમજ પાઠ પાઠનો પણ નિકટ સંબંધ છે. ખાસ કરીને નીચેનાં ધોરણોમાં તો પાઠ પાઠનો સંબંધ જોડવો–એટલે કે એક પાઠમાંથી યુક્તિપૂર્વક સંકળનાથી બીજા પાઠમાં પ્રવેશ કરવો એ બહુજ જરૂરનું છે. છોકરાંને સળંગ ચાલી આવતી એકતાનાં ભાનથી કાંઈક નવો જ રસ પડે છે, તેઓનું ધ્યાન સંકળાઈ રહે છે, અને જીવન આખું અજબ રીતે એક બીજા સાથે સંબદ્ધ

છે એવો આછો આછો પણ ચોક્કસ ખ્યાલ થવા લાગે છે. અલબત્ત, ઉપલાં ધોરણોમાં આવો સંબંધ જોડવો જ જોઇએ એ કાંઈ આવશ્યક નથી; પણ બાળવર્ગ પહેલા ધોરણમાં તો જેમ તેવો સંબંધ વધારે જોડાશે તેમ છોકરાંને વધારે આનંદ આવશે અને શિક્ષકને વધારે સરળતા થશે.

૧૧ પ્રદર્શન અને પર્યટન. છોકરાંઓને પ્રત્યક્ષ અનુભવ લેવા સરળતા કરી આપવી: પદાર્થો પ્રત્યક્ષ રાખવા તથા છોકરાંને કામમાં ભાગ આપવો એ બાબત ધ્યાનમાં રાખ્યા પછી, તેજ સંબંધે વધારામાં કહેવાની જરૂર છે કે છોકરાંને 'પ્રદર્શન' કરાવ્યાથી, જૂદી જૂદી વસ્તુઓનો સંગ્રહ બતાવ્યાથી, તેવા સંગ્રહસ્થાને લઇ જવાથી બહુ આનંદ થાય છે અને શિક્ષકને પણ તેથી શિક્ષણમાં બહુ સારો જય મળે છે. પાઠોમાં આવતા બધા પદાર્થો કાંઇ પ્રત્યક્ષ લાવી શકાય એવો સંભવ હોતો નથી. આગગાડી, રેલની સડક, છાપખાનું, મિલો, કારખાનાં વગેરે કાંઈ નિશાળમાં લાવી શકાય નહિં. માટે તેવી તેવી બાબતની વાત આવતી હોય તેવે પ્રસંગે તે તે વસ્તુઓ જ્યાં નજરો નજર દેખાય તેવી જગાએ છોકરાંને લઇ જવાં એ ખાસ જરૂરનું છે. તેવી રીતે પ્રત્યક્ષ દર્શન કરાવ્યાથી છોકરાનું જ્ઞાન ચોક્કસ થાય છે. તેમ ન કરવાથી એકલી વાતોજ કરી કહેવાય—પુસ્તકિયાજ જ્ઞાન આપ્યું કહેવાય.

તેવીજ રીતે ભૂગોળ જેવા વિષયને માટે પર્યટન કરવું જોઇએ. દરિયો, ટેકરી, નદી, વગેરે વ્યાખ્યાઓ શીખવતાં પહેલાં જ્યાં જે જે પ્રત્યક્ષ બતાવી શકાય તેમ હોય

ત્યાં તે તે જગાએ જવું જોઇએ. છોકરાંને ત્યાં ત્યાં લઇ જઇ, બતાવી, સમજાવી, પછીજ વ્યાખ્યા કહેવી, સમજાવવી જોઇએ.

ઉપર કહ્યું તે તો પ્રદર્શન અને પર્યટન એ આવશ્યક, અને પુસ્તકના પાઠની સાથે સંબંધ ધરાવનારી બાબતો માટે અનિવાર્યજ સમજવાની જરૂર છે. પરંતુ આટલાંજ કે આવાંજ પ્રદર્શન કે પર્યટનથી પણ આગળ વધીને ઉત્સાહી શિક્ષકો સંગ્રહસ્થાનો બનાવીને અને આનંદ સફરો યોજીને છોકરાંઓને પ્રદર્શન અને પર્યટણના લાભો પણ આપી શકે છે. મહિનામાં એકાદ વાર કોઈ સારા સંગ્રહસ્થાને, કે બગીચે કે તેવી જે કાંઇ જોવા લાયક ગણાતી હોય તેવી જગાએ લઈ જવામાં આવે તો છોકરાંને ઘણો આડકતરો લાભ મળે છે. તેવી જગાએ કાંઇ ચોપડીમાં આવેલા પાઠ માટે જ જવાનું છે એમ માનવાનું નથી. નવી નવી વિગતો નજર આગળથી પસાર થાય તેમાં પણ કાંઇ કાંઇ સંસ્કારો છોકરાં પર પડે છે જ. આવે સ્થાને જે જે બધું બતાવાય તે તે બધું છોકરાંએ સંપૂર્ણપણે યાદ રાખવું જોઇએ એવા આગ્રહની જરૂર નથી. બધું જુએ અને કાંઇ કાંઈ વાતો કરી શકે, જોયાના કાંઈક સંસ્કાર લઇ જાય એટલેથી સંતોષ માનવો જોઇએ.

આવીજ રીતે, વરસમાં બેએક વાર નજીકના ગામમાં કે શહેરમાં, કે જોવા લાયક ઐતિહાસિક કે તેવી કોઈ સારી જોવા લાયક જગાએ છોકરાંને પર્યટનમાં લઇ જવાય તો બહુ ફાયદો થાય. સાથે રહેતાં, એક બીજાને ઉપયોગી થતાં,

મુસાફરીની સગવડ અગવડથી ઘડાતાં, અને જૂદીજ જાતના દેખાવોથી મન મગજને પરિતૃપ્ત કરતાં કાંઇક નવું જ જીવન અનુભવાય છે. એવા લાભો જે શિક્ષક આપે છે તે શિક્ષક પોતે ભાગ્યશાળી બની પોતાનાં છોકરાંને પણ ભાગ્યશાળી બનાવે છે.

નાનાં બાળકોને શિક્ષકના પર જેટલી શ્રદ્ધા હોય છે, તેટલી ભાગ્યેજ બીજા કોઇ પર હોય છે. શિક્ષકનાં વચનને તેઓ આપ્ત વાક્ય માને છે. ઘણી વાર તો માબાપ કરતાં પણ શિક્ષક તરફ વધારે માન અને વધારે આજ્ઞાધીનતા બતાવે છે, અને જો શિક્ષકમાં તાકાત અને ઇચ્છાબળ હોય તો તો તે બધાં છોકરાંને પુતળાંની માફક પોતાના ધાર્યા પ્રમાણે નચવી શકે છે. શિક્ષકો આ સ્થિતિનો લાભ લેવા જેટલા પણ સમજુ નથી હોતા તે ગુજરાતનું ખરેખર કમ ભાગ્ય છે. શિક્ષક એ છોકરાંનો પ્રત્યક્ષ પરમેશ્વર જ છે-તેનું વર્તન, તેના શબ્દો, તેનો સ્વભાવ, તેની રીતભાત એ બધાં છોકરાંને દોરનાર, ઘડનાર બને છે; અને જો શિક્ષક રૂપ નમુનો ઉત્તમ હોય તો છોકરાંઓ અવશ્યમેવ સારાં થાય છે. શિક્ષકે આ હકીકત ધ્યાનમાં લઇ પોતાની રીતભાત, પોતાની ટેવો, પોતાનો સ્વભાવ, પોતાનું ચારિત્ર દરેક રીતે સુંદર, પવિત્ર, ઉદાર બનાવવું જોઇએ.

સત્યવાદીપણાની કિમ્મત કોઇ નથી જાણતું એમ નથી. પણ જેમ એ ગુણ સર્વમાન્ય છે, સાધારણ ગણાય છે, તેમજ તે મેળવવો એ કઠણમાં કઠણ કામ છે. શિક્ષકે કોઇ દિવસ પણ, કોઇ પણ કારણસર

સચ્ચાઈથી વેગળા જવું જ જોઈએ નહિં. સત્યની વાતો કરો, સત્યના પાઠો શીખવો, સત્યની કવિતા મોઢે કરાવો, પણ જ્યાંસુધી વર્તનથી તેનો બોધ આપો નહિં ત્યાંસુધી છોકરાં પર અસર થવાનીજ નહિં.

નીતિમય જીવન બનાવવા માટે સત્ય જેમ મુખ્ય અને આવશ્યક ગુણ છે તેમ અલોભ પણ સમજવાનો છે. કંગાળ પગારવાળા શિક્ષકો પાઈ પૈસામાં જીવ ઘાલી કેટલો બધો અનર્થ કરે છે! નીતિ જ્યાં સુધી ઊંચી નહિં હોય ત્યાં સુધી બાળકો પર ધારેલી અસર કરી શકાશે નહિં.

સારી ટેવોમાં નિયમિતપણું, વ્યવસ્થા માટે અત્યંત આગ્રહ, સ્વચ્છતા, અને સભ્યતા એ ગુણો સિવાય કોઈ પણ શિક્ષકને ઘડી ભર પણ ચાલે નહિં. શિક્ષક પોતે નિયમિત ન રહે, નિરધારેલે વખતે નિરધારેલું કામ કરવાનો નિયમ ન રાખે, આવવા જવામાં અને લેસન લેવામાં હુકમથી સૂચવેલું નિયમિતપણું ન સાચવે, તો દેખીતું જ છે કે છોકરાં કદી પણ નિયમિતપણું શીખી શકે જ નહિં. ગમે તે વખતે ગમે તેવી રીતે ચલવી લેવાની ટેવવાળો શિક્ષક વ્યવસ્થા જાળવી શકતો જ નથી. અમુક વ્યવસ્થા રાખવાનું નક્કી કર્યા પછી તેજ પ્રમાણે પોતે વર્તવું અને પોતાનાં બાળકોને વર્તવા ફરજ પાડવી એટલો આગ્રહ ન રાખનાર શિક્ષક ગંભીર ભૂલ કરે છે, અને નજીવી બેદરકારીનાં જબરાં પરિણામ ભોગવે છે. સ્વચ્છતા માટેની કાળજી જો શિક્ષક રાખે તો ગુજરાતનાં ઘરેઘરમાં સુધારો થઈ જાય. હાથ મોં ધોવરાવી સાફ રખાવવાં, ખાધેલી ચીજોની કટકી બટકી ગમે

ત્યાં ન વેરાય તેની કાળજી રખાવવી, કાગળોની ચબરખી ખાસ રાખેલી જગાએજ નાખવી, પુસ્તક પાટી યોગ્ય રીતે સાફ રખાવવાની અને વ્યવસ્થિતરી તેજ મૂકવાની, વાપરવાની ટેવ પડાવવીઃ આવી આવી ટેવા માટે આગ્રહ રાખવો અને તે પડાવી તેને કાયમ કરવી એ દરેક શિક્ષકનો ધર્મ છે. તેમજ બોલવા ચાલવામાં પોતે સભ્યતા રાખી, છોકરાંને સભ્ય બનાવવાં એ બહુ જરૂરનું છે. આ બધામાં શિક્ષક પોતેજ નમુનારૂપ વર્તન કરે તોજ છોકરાંને અસર થાય; તેવું નહિં કરનાર શિક્ષક ગંભીર રીતે ભૂલ કરે છે એમ સમજવું જોઇએ.

ઉત્સાહ, હોંસ, દૃઢતા, અને ખંત એ ગુણો પણ ચેપીજ છે. શિક્ષકમાં જેટલા પ્રમાણમાં હશે તેટલા પ્રમાણમાંજ તે છોકરાંમાં ઉતરી શકશે. શિક્ષકે પોતે ઉંચા નમુના રૂપ બનવા ખાતર આ અને આવા ગુણો ઘણા મોટા પ્રમાણમાં મેળવવા જોઇએ.

છોકરાં તરફ માયા, બધો વખત હસતો ચહેરો અને આનંદી સ્વભાવ એ પણ નમુનારૂપ બનવા ઇચ્છનાર શિક્ષકને માટે આવશ્યક સદ્ગુણો છે. જે શિક્ષક ગમગીન ચહેરાવાળો, ચિડિયા સ્વભાવવાળો, કોઇના તરફ પણ માયા ન બતાવી શકે તેવો, હશે, તે શિક્ષક નમુનારૂપ તો નહિં બની શકે તેટલુંજ નહિં, પણ તેને શિક્ષક પણ ભાગ્યેજ કહી શકાશે.

જે જે સદ્ગુણો ગણાય છે તે બધાની શિક્ષકને જરૂર છે. તે તે બધા શિક્ષકે મેળવવા જોઇએજ; જે જે દુર્ગુણો

ગણાય છે તે બધા તજવા જોઇએ. આવી રીતના પ્રયાસ કરનારજ નમુનારૂપ બની શકે છે. દરેક શિક્ષકે ઊંચામાં ઊંચા નમુનારૂપ બનવું જોઇએ એ પવિત્ર અને પહેલી ફરજ છે, ત્યારેજ શિક્ષક ખરો શિક્ષક બની શકશે, ત્યારે તે ગુરૂ પદને યોગ્ય ગણાશે, ત્યારે પ્રાચીન સમયમાં ગુરૂને મળતું માન તેને વણમાગ્યે મળવા મંડશે, ત્યારે દેશનો દિવસ ફરશે.

શિક્ષકોને છેવટની વાત કહેવાની તે એજ કે જે માણસ પોતાનાં કર્તવ્ય ખરી **ધર્મભાવનાથી** કરે છે. તેજ માણસ પ્રભુએ આપેલા જીવનને સફળ કરે છે: જીવન તો સૌ ગાળે છે, પરંતુ પ્રભુના આદેશને અનુસરીને ગાળ્યું તો ત્યારેજ કહેવાય કે જ્યારે જે જે ફરજ માથે આવેલી હોય તે બધી ખરી ધર્મભાવનાથી બજાવી શકાય. શિક્ષકોએ સમજવું જોઇએ કે ધર્મની ભાવના સિવાય એકે કાર્ય સારૂં થયેલું ગણાતું નથી, તો પછી બાળશિક્ષણ જેવું ગંભીર અને પવિત્ર કાર્ય તો ધર્મભાવનાથી વિમુખ રહેનાર વ્યકિત કેમ જ સફળ કરી શકે? પોતાને કરવું છે તે પોતાની ફરજ ખાતર કરવું છે; પોતાને પનારે પડેલાં બાળકો પોતાને અમૂલ્ય થાપણ તરીકે સોંપવામાં આવ્યાં છે; પોતાને જે દશામાં પોતે જુએ છે તેમાં મૂકનાર ઈશ્વરજ છે અને ઈશ્વરપ્રીત્યર્થ પોતે પોતાનું કામ ઉત્તમોત્તમ રીતે બનાવવાને બંધાયેલો છે; પોતે નાનાં બાળકોનો તો ઘડનારો બનાવનારો,–કહો કે નાનાં બાળકોનો તો મૂર્તિમાન પરમેશ્વરજ છે, એમ સમજી, બીજી કોઇ પણ બાબતનો વિચાર નહિં

કરતાં, શીખવતી વખત અને છોકરાંની સાથે શિક્ષક તરીકે જેટલો વખત રહેવાનું હોય તેટલો વખત તો ઊંચામાં ઊંચી ધર્મભાવનાથી પ્રેરાઇ પોતે પોતાનું કાર્ય કરવું છે-પોતે કરવું જોઇએ-એટલી સમજ આપણા બધા શિક્ષકોમાં આવવી જોઈએ એટલા આગ્રહપૂર્વક ઉપદેશ સાથે આ પ્રારંભ પુસ્તક સમાપ્તિએ પહોંચે છે.




---

પેજ ૧ થી ૮૦ સુધી સુરત ખપાટીયા ચકલા પર આવેલા "સમાચાર" પ્રીન્ટીંગ પ્રેસમાં બળવંતરાય રતનજી દેશાઇએ છાપ્યાં, અને એ શિવાય બીજાં પેજો સુરત ચૌટાના પૂલ ઉપર આવેલા "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

# હિ. ગ. અંજારિયા કૃત પુસ્તકો.

ગોંડળનો વાર્તારૂપ ઇતિહાસ (સઘળા હક્ક ગોંડળ રાજ્યના)

| | |
|---|---|
| મુંબઈની ભૂગોળ | સઘળા હક્કો એન. એમ. |
| ચોથા ધોરણની ભૂગોળ | ત્રિપાઠીની કુંપનીના. |

મધુબિન્દુ—નાનાં બાળકો માટે ચુંટી કાઢેલાં કાવ્યોનો સંગ્રહ-સહર

બાળસ્વભાવ અને બાળઉછેર—શ્રી સયાજી સાહિત્યમાળામાં.

પદ્ય સંગ્રહ—સઘળા હક્ક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી,
અમદાવાદના.

કવિતા પ્રવેશ—(આવૃત્તિ ત્રીજી) કરીમ મહમદ માસ્તરની
સાથે મળી.

| | |
|---|---|
| ઉદ્યમ કર્મ સંવાદ. | મુખ્ય વેચનાર—મેસર્સ |
| સંગીત મંજરી (ત્રીજી આવૃત્તિ) | એન. એમ. ત્રિપાઠીની |
| કાવ્ય માધુર્ય (છઠ્ઠી આવૃત્તિ) | કુંપની—મુંબઈ. |
| સાહિત્ય પ્રવેશિકા. | |

કિન્ડરગાર્ટન સંબંધે છ લેખો

ગુજરાતીમાં કિન્ડરગાર્ટન વિષે ટૂંક ચર્ચા કરનાર ગ્રંથિકા.

---

શિક્ષણ ચંદ્રિકા—મુખ્ય વેચનાર—મંગળદાસ હરકીશનદાસ
બુકસેલર અને પબ્લીશર, ભાગાતળાવ—સુરત.
બીજા પણ જાણીતા બુકસેલરોને ત્યાંથી મળી શકશે.